દુનિયાના કામદારો, એક થાઓ!

# વ્લા. ઇ. લેનિન

# ક્રાંતિકારી પ્રલાપ

બ્રેસ્ત સુલેહના સંબંધમાં
"ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ની ભૂલો
(લેખો અને પ્રવચનો)



પ્રગતિ પ્રકાશન
મોસ્કો

અનુવાદક — અતુલ સવાણી

**પ્રકાશકો તરફથી**

આ પુસ્તકમાં સમાવિષ્ટ સઘળા લેખોનો અનુવાદ લેનિનની સંગૃહીત કૃતિઓની પાંચમી રશિયન આવૃત્તિમાંથી કરવામાં આવ્યો છે.

## અનુક્રમણિકા

## કમનસીબ સુલેહના સવાલના ઈતિહાસ વિશે

કદાચ એવી દલીલ કરવામાં આવે કે ઈતિહાસની છણાવટ કરવા માટે અત્યારે યોગ્ય વેળા નથી. ભૂતકાળનો કોઈ ખાસ સવાલ વાસ્તવમાં વર્તમાનની જોડે અવિભાજ્ય અને સીધી રીતે સંકળાયેલો ન હોય તો એવા પ્રકારનું કથન બેશક થઈ શકે. પરંતુ કમનસીબ સુલેહનો, અસાધારણ રૂપે આકરી સુલેહનો, સવાલ એવો સળગતો સવાલ છે કે તેનું વિવરણ જરૂરી છે. એટલે, પેત્રોગ્રાદના લગભગ સાઠ આગેવાન પાર્ટી-કાર્યકરોની મિટિંગમાં આઠમી જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે વાંચવામાં આવેલી મારી એ સંબંધી થિસિસો હું પ્રસિદ્ધ કરું છું.

થિસિસો નીચે મુજબ છે:

૭ જાન્યુઆરી, ૧૯૧૮

## અલગ અને ઈજાફતી સુલેહ[1] તત્કાળ સ્વીકારી લેવાના સવાલ સંબંધી થિસિસો

૧. વર્તમાન ઘડીએ રશિયન ક્રાંતિની સ્થિતિ એવી છે કે લગભગ બધા જ કામદારો અને કિસાનપ્રજાની વ્યાપક બહુસંખ્યા નિ:શંક સોવિયેત સત્તાના અને તેણે શરૂ કરેલી સમાજવાદી ક્રાંતિના પક્ષે છે. એટલા પ્રમાણમાં, રશિયામાં સમાજવાદી ક્રાંતિની સફળતા સુનિશ્ચિત છે.

૨. તેની સાથે સાથે જ, જમીનની તથા ઉત્પાદનનાં સાધનોની ખાનગી માલિકી જાળવી રાખવા માટેની આખરી અને નિર્ણાયક લડાઈ પોતાની સમક્ષ ખડી થઈ ગઈ છે એ હકીકતને પૂર્ણ રૂપે સમજતા સંપત્તિશાળી વર્ગોના ઉન્મત્ત પ્રતીકારે ઉશ્કેરેલો આંતરવિગ્રહ હજુ પરાકાષ્ઠાએ નથી પહોંચ્યો. આ યુદ્ધમાં સોવિયેત સત્તાનો વિજય સુનિશ્ચિત છે, પરંતુ મૂડીવાદી વર્ગના

પ્રતીકારને કચડી નાખવામાં આવે તે પહેલાં થોડોક વખત અનિવાર્ય રૂપે વીતશે જ, જંગી જહેમતનો પ્રયોગ અનિવાર્ય રૂપે જરૂરી બનશે જ, અને બધાં યુદ્ધોના પગલે પગલે તથા ખાસ કરીને આંતરવિગ્રહના પગલે પગલે આવતાં તીવ્ર આર્થિક અવ્યવસ્થા તથા અંધેરનો અમુક ગાળો પણ અનિવાર્ય છે જ.

૩. તદુપરાંત, એ પ્રતીકાર તેનાં ઓછાં ક્રિયાશીલ તથા બિનલશ્કરી રૂપોમાં — ભાંગફોડની તેમ જ સમાજવાદીઓની હરોળોમાં પગપેસારો કરીને તેમના ધ્યેયનું સત્યાનાશ વાળી નાખે એવાં વર્ગચ્યુત તત્ત્વો તથા મૂડીવાદી વર્ગના દલાલોને પગારે રોકવાની કામગીરી, વગેરે વગેરે — એવો હઠીલો અને વિવિધ રૂપો ધારણ કરવા શક્તિમાન સાબિત થયો છે કે તેની સામેની લડત અનિવાર્ય રૂપે થોડોક વધારે સમય માગી લેશે જ અને તેના મુખ્ય રૂપોમાં એ લડત કેટલાય મહિના વીતી જતાં પહેલાં પૂરી થવાનો ભાગ્યે જ કોઈ સંભવ છે. અને મૂડીવાદી વર્ગ તથા તેના સમર્થકોના એ મૂક તથા છાનાછપના પ્રતીકારને ચોક્કસ રૂપે કચડી નાખવામાં ન આવે ત્યાં સુધી સમાજવાદી ક્રાંતિ સફળ થઈ શકે જ નહિ.

૪. છેલ્લે, રશિયાના સમાજવાદી રૂપાંતરની સંગઠનાત્મક સમસ્યાઓ એટલી જબરી અને મુશ્કેલ છે કે તેમનો ઉકેલ આણવામાં પણ — સમાજવાદી સર્વહારા વર્ગના સંખ્યાબંધ નિમ્ન-મૂડીવાદી સહયાત્રીઓને અને સર્વહારા વર્ગના નીચા સાંસ્કૃતિક સ્તરને ધ્યાનમાં લેતાં — સારી પેઠે લાંબો સમય લાગશે જ.

૫. આ બધા સંજોગો એકીસાથે લેવામાં આવે તો તદ્દન સ્પષ્ટ કરી દે એવા છે કે રશિયામાં સમાજવાદની સફળતા માટે સમયનો અમુક ગાળો, નહિ નહિ તોયે કેટલાક મહિનાનો સમય, જરૂરી બનશે, અને એ સમય દરમિયાન પ્રથમ આપણા પોતાના દેશમાં મૂડીવાદી વર્ગની ઉપર વિજય હાંસલ કરવા માટે અને વ્યાપક પાયા ઉપર અસરકારક આમ સંગઠનાત્મક કાર્ય ચાલુ કરી દેવા માટે સમાજવાદી સરકારના હાથ તદ્દન છૂટા રહેવા જ જોઈએ.

૬. રશિયામાં સમાજવાદી ક્રાંતિની સ્થિતિ જ આપણી સોવિયેત સત્તાનાં આંતરરાષ્ટ્રીય કર્ત્તવ્યોની કોઈ પણ વ્યાખ્યાનો એકમાત્ર આધાર બની રહેવી જોઈએ, કેમ કે યુદ્ધના ચોથા વર્ષમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એવી છે કે જેમાં કોઈ પણ યુરોપિયન દેશમાં (જર્મની સહિત) ક્રાંતિ ફાટી નીકળવાની અને ત્યાંની સામ્રાજ્યવાદી સરકારને ઉથલાવી પાડવાની સંભવિત ઘડીની આગાહી કરવાનું તદ્દન અશક્ય છે. યુરોપમાં સમાજવાદી ક્રાંતિનું આગમન થવું જ જોઈએ અને થશે જ, એ વાત નિ:શંક છે. સમાજવાદના **આખરી** વિજયની આપણી

સમગ્ર આશાઓ એ નિશ્ચિતતા ઉપર અને એ વૈજ્ઞાનિક તથ્ય ઉપર આધારિત છે. આપણી પ્રચાર પ્રવૃત્તિઓને સામાન્ય રૂપે અને ભાઈચારાની ઝુંબેશને વિશેષ રૂપે અધિક તીવ્ર અને વિસ્તૃત બનાવવી જ જોઈએ. પરંતુ, યુરોપિયન અને ખાસ કરીને જર્મન સમાજવાદી ક્રાંતિ આગલા છ મહિનામાં (કે એવા જ કોઈ ટૂંકા ગાળામાં) થશે કે નહિ એ નક્કી કરવાના પ્રયાસોને રશિયન સમાજવાદી સરકારની કાર્યનીતિનો આધાર બનાવવો એ ભૂલ ગણાશે. એ બાબત નક્કી કરવાનું તદ્દન અશક્ય હોઈને એવા બધા પ્રયાસો વસ્તુલક્ષી દૃષ્ટિએ આંધળા જુગાર સિવાય બીજું કશું ન જ ગણાય.

૭. બ્રેસ્ત-લિતોવ્સ્કની સુલેહની વાટાઘાટોએ અત્યાર સુધીમાં—૭ જાન્યુઆરી, ૧૯૧૮—પૂર્ણ રૂપે સ્પષ્ટ કરી દીધું છે કે જર્મન સરકારમાં (ચતુરંગી જોડાણની[2] બીજી સરકારો જેને ઈશારે નાચતી રહે છે) યુદ્ધની તરફદારી કરતી પાર્ટીએ પ્રબળતા પ્રાપ્ત કરી લીધી છે અને સોવિયેત રશિયાની સમક્ષ વાસ્તવમાં ક્યારનું અલ્ટીમેટમ રજૂ કરી દીધું છે (અને એ વાતની ધારણા રખાવી જોઈએ, તદ્દન નિશ્ચિત રૂપે રખાવી જોઈએ, કે હવે ગમે તે દિવસે એવું અલ્ટીમેટમ સત્તાવાર રીતે પણ પ્રસ્તુત કરવામાં આવશે જ). અલ્ટીમેટમ નીચે મુજબ છે: કાં તો લડાઈ ચાલુ રાખવામાં આવે અથવા ઈજાફતી સુલેહ માની લેવામાં આવે, અર્થાત્ એ શરતે સુલેહ થાય કે આપણે કબજે કરી લીધેલો બધો પ્રદેશ આપણે તજી દઈએ જ્યારે જર્મનોએ કબજે કરી લીધેલો **બધો** પ્રદેશ તેઓ રાખી પાડે અને આપણી ઉપર દંડનો (તેને કેદીઓને સાચવવાના ખર્ચરૂપી વાઘા સજાવીને)—કેટલાંક વરસોમાં ભરપાઈ કરવાની લગભગ ત્રણ અબજ રૂબલની રકમના દંડનો—ભાર લાદે.

૮. રશિયાની સમાજવાદી સરકારની સમક્ષ સવાલ ખડો થયો છે—જેના ઉકેલમાં વિલંબ કરવો પાલવે એમ નથી એવો સવાલ ખડો થયો છે—કે ઈજાફતી સુલેહનો અત્યારે સ્વીકાર કરી લેવો કે તત્કાળ ક્રાંતિકારી જંગ શરૂ કરી દેવો. હકીકતમાં, વચગાળાનો કોઈ માર્ગ ખુલ્લો જ નથી. હવે વધારે વિલંબ કોઈ રીતે કરાવી શકાય એમ નથી જ કેમ કે વાટાઘાટોને જાણી જોઈને લંબાવવા માટે પ્રત્યેક શક્ય અને અશક્ય કોશિશ આપણે **ક્યારના** કરી ચૂક્યા છીએ.

૯. તત્કાળ ક્રાંતિકારી જંગ શરૂ કરી દેવાની તરફેણની દલીલોને તપાસતાં આપણી સમક્ષ પહેલી દલીલ એ આવે છે કે આ ઘડીએ અલગ સુલેહ વસ્તુલક્ષી દૃષ્ટિએ જોતાં જર્મન સામ્રાજ્યવાદીઓ જોડે કરાર કરવા બરાબર ગણાશે, "સામ્રાજ્યવાદી સોદો" ગણાશે, વગેરે; અને પરિણામે એવી સુલેહનો અર્થ

સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદના મૂળભૂત સિદ્ધાંતોને તદ્દન તજી દેવા જેવો થશે.

પરંતુ એ દલીલ સ્પષ્ટ રૂપે ખોટી છે. હડતાલના સંઘર્ષમાં પરાજિત થતા કામદારો કામ ચાલુ કરી દેવા માટે પોતાને હાનિકારક તથા મૂડીદારોને ફાયદાકારક શરતો સ્વીકારી લેતા હોય છે ત્યારે તેઓ સમાજવાદનો દ્રોહ નથી કરતા હોતા. સમાજવાદનો દ્રોહ તો ફક્ત એ લોકો જ કરતા હોય છે જે મૂડીદારોને વધારે નફાનો લાભ આપીને તેના બદલામાં કામદારોના એક હિસ્સા માટે ફાયદાઓ હાંસલ કરે; ફક્ત એવા કરારો જ સિદ્ધાંતની દૃષ્ટિએ વર્જ્ય છે.

જર્મન સામ્રાજ્યવાદીઓ સામેના યુદ્ધને જે કોઈ રક્ષણાત્મક તથા ઇન્સાફી ગણાવે પરંતુ સાચેસાચ તો અંગ્રેજ-ફ્રેંચ સામ્રાજ્યવાદીઓનો ટેકો મેળવે અને તેમની જોડે કરેલ ગુપ્ત સંધિઓને જનતાથી છુપાવી રાખે, તે સમાજવાદનો દ્રોહ કરે છે. જ્યારે લડાઈ ચાલુ રાખવાની તાકાત ન હોય તે ઘડીએ જે જનતાથી કશું જ છાનું રાખ્યા વગર અને સામ્રાજ્યવાદીઓની જોડે કોઈ પણ જાતની ગુપ્ત સંધિઓ કર્યા વગર નબળા રાષ્ટ્રને પ્રતિકૂળ અને સામ્રાજ્યવાદીઓના એક જૂથને ફાયદાકારક શરતોવાળી સુલેહ સ્વીકારી લે, તે સમાજવાદનો બિલકુલ દ્રોહ કરતો નથી.

**૧૦.** તાત્કાળિક યુદ્ધની તરફેણમાં બીજી એક દલીલ એવી છે કે સુલેહ કરી લેવાથી આપણે વસ્તુગત રીતે જર્મન સામ્રાજ્યવાદીઓના દલાલ બની જઈએ કેમ કે એથી આપણે તેને આપણા મોરચા ઉપરથી તેનાં લશ્કરો મુક્ત કરવાની તક આપીએ, લાખો યુદ્ધકેદીઓ તેને હવાલે કરી દઈએ, વગેરે વગેરે. પરંતુ એ દલીલ પણ સાફ ખોટી જ છે કેમ કે આપણે આ ઘડીએ ક્રાંતિકારી યુદ્ધ શરૂ કરીએ તો અંગ્રેજ-ફ્રેંચ સામ્રાજ્યવાદને તેનાં લક્ષ્યોમાં સહાયક થાય એવાં બળો પૂરાં પાડીને વસ્તુગત રીતે તેના દલાલો જ બની જઈએ. આપણે લડાઈ ચાલુ રાખીએ તો આપણા પ્રત્યેક સૈનિક દીઠ આપણને દર મહિને એકસો રૂબલ આપવાની દરખાસ્ત બ્રિટિશોએ નફટાઈથી આપણા ચીફ કમાન્ડર ક્રિલેન્કોને કરી. અંગ્રેજ-ફ્રેંચો પાસેથી આપણે એક કોપેક પણ ન લઈએ તોયે જર્મન લશ્કરના એક હિસ્સાને રોકી રાખીને આપણે વસ્તુગત રીતે તેમને મદદ કરીએ.

એ દૃષ્ટિએ જોતાં, બેમાંથી કોઈ પણ હાલતમાં આપણે એક અથવા બીજા પ્રકારના સામ્રાજ્યવાદી બંધનથી તદ્દન મુક્ત ન જ રહી શકીએ, અને વિશ્વ સામ્રાજ્યવાદને ઉથલાવી પાડયા વગર એવા બંધનથી તદ્દન મુક્ત રહેવાનું શક્ય જ નથી. આ ઉપરથી સાચો નિષ્કર્ષ તો એવો જ તારવી શકાય કે કોઈ પણ

એક દેશમાં સમાજવાદી સરકાર વિજયી બને એ ઘડીએ સવાલોનો ફેંસલો એવી દૃષ્ટિએ ન કરવો જોઈએ કે આ અથવા તે સામ્રાજ્યવાદ બહેતર છે, પરંતુ એકમાત્ર એવી દૃષ્ટિએ કરવો જોઈએ કે શરૂ થઈ ચૂકેલી સમાજવાદી ક્રાંતિના વિકાસ તથા દૃઢીકરણ માટે ઉત્તમ સંજોગો કયા છે.

બીજા શબ્દોમાં કહીએ તો આપણી કાર્યનીતિનો આધાર એવો સિદ્ધાંત ન જ હોવો જોઈએ કે આ ઘડીએ બેમાંથી કયા સામ્રાજ્યવાદને મદદ કરવાનું આપણે માટે વધારે ફાયદાકારક છે, પણ તેને બદલે એ સિદ્ધાંત એવો હોવો જોઈએ કે સમાજવાદી ક્રાંતિના દૃઢીકરણની, અથવા ઓછામાં ઓછું, બીજા દેશો સમાજવાદી ક્રાંતિ કરીને સાથે જોડાય નહિ ત્યાં સુધી એક જ દેશમાં તેને સલામત જાળવી રાખવાની શક્યતાને અધિકતમ મક્કમતાથી અને ખાતરીપૂર્વક સુનિશ્ચિત કેવી રીતે બનાવી શકાય.

**૧૧**. એમ કહેવામાં આવે છે કે યુદ્ધના જર્મન સામાજિક-લોકશાહીવાદી વિરોધીઓ હવે "પરાજયવાદીઓ" બની ગયા છે અને જર્મન સામ્રાજ્યવાદની સામે નમી ન પડવાની આપણને વિનંતિ કરે છે. પરંતુ પરાજયવાદને તો અમે કેવળ કોઈના **પોતાના** સામ્રાજ્યવાદી મૂડીવાદી વર્ગના સંબંધમાં જ માન્યતા આપીએ છીએ, અને બીજા દેશના સામ્રાજ્યવાદ ઉપરના વિજયને, "મૈત્રીભાવી" સામ્રાજ્યવાદ જોડે વિધિસર અથવા હકીકતી એકસંપી દ્વારા મેળવવામાં આવેલા વિજયને, અમે હંમેશાં સિદ્ધાંતની દૃષ્ટિએ વર્જ્ય અને સામાન્ય રૂપે ખોટી રીત ગણી છે.

એટલે એ દલીલ પણ જરાક જુદા રૂપમાં આગલી દલીલ જેવી જ છે. અલગ સુલેહ કરવામાં આપણે અમુક **નિશ્ચિત** સમય સુધી વિલંબ કરીએ એવી દરખાસ્ત જર્મનીના ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓ આપણને કરે અને એ સમય દરમિયાન જર્મનીમાં ક્રાંતિકારી કદમની બાંયધરી આપે તો એ બાબત આપણે માટે **કદાચ** જુદું રૂપ ધારણ કરે ખરી. પરંતુ એમ કહેવાની વાત તો દૂર રહી, જર્મન ઉદ્દામવાદીઓ સાફ આમ જાહેર કરે છે: "બને ત્યાં સુધી ટકી રહો, પણ સવાલનો ફેંસલો **રશિયન** સમાજવાદી ક્રાંતિમાં જે હાલત હોય તેના આધારે જ કરો, કેમ કે જર્મન ક્રાંતિ અંગે કશું જ નિશ્ચયાત્મક વચન અમે તમને આપી શકીએ એમ નથી."

**૧૨**. એમ કહેવામાં આવે છે કે પાર્ટીનાં અનેક નિવેદનોમાં આપણે ક્રાંતિકારી યુદ્ધનું સ્પષ્ટ "વચન આપેલું છે" અને અલગ સુલેહ કરવાથી આપણે આપણા વચનનો ભંગ કરીશું.

એ વાત સાચી નથી. અમે એમ કહ્યું છે કે સામ્રાજ્યવાદના યુગમાં સમાજવાદી સરકારે ક્રાંતિકારી યુદ્ધની **તૈયારી કરવી જ પડે અને** એવું યુદ્ધ **કરવું જ પડે**; અમે એમ કહેલું તે અમૂર્ત શાંતિવાદનો તથા એવા સિદ્ધાંતનો કે સામ્રાજ્યવાદના યુગમાં "પિતૃભૂમિના રક્ષણ"ની વાત તદ્દન નકારી કાઢવી જ જોઈએ, અને છેલ્લે, સૈનિકોના અમુક હિસ્સાની તદ્દન સ્વાર્થી વૃત્તિઓનો મુકાબલો કરવા માટે; પરંતુ અમુક ખાસ ઘડીએ ક્રાંતિકારી યુદ્ધ શરૂ કરવાનું શક્ય છે કે નહિ એ બાબતનો વિચાર કર્યા વગર જ તેને શરૂ કરી દેવાનું વચન અમે ક્યારેય આપ્યું જ નથી.

આ ઘડીએ પણ આપણે ક્રાંતિકારી યુદ્ધની **તૈયારી કરવી** જ જોઈએ એ વાત નિર્વિવાદ છે. તત્કાળ પૂરાં કરી શકાય એવાં બધાં વચનોને અમે સામાન્ય રીતે જેમ પૂરાં કર્યાં જ છે એમ આ વચનને પણ અમે પૂરું કરી રહ્યા છીએ: અમે ગુપ્ત સંધિઓને રદબાતલ કરી છે, બધી પ્રજાઓને ઇનસાફી સુલેહની દરખાસ્ત કરી છે, અને સુલેહની વાટાઘાટોને લંબાવવા માટે કેટલીય વાર અમારાથી બનતું બધું જ કર્યું છે જેથી બીજી પ્રજાઓને અમારી સાથે જોડાવાનો અવસર પ્રાપ્ત થાય.

પરંતુ **અત્યારે જ** અને **તત્કાળ** ક્રાંતિકારી યુદ્ધ ચલાવવાનું શક્ય છે કે નહિ એ સવાલનો નિર્ણય માત્ર એ દૃષ્ટિએ જ થવો જોઈએ કે ભૌતિક સંજોગો એમ કરવાની છૂટ આપે છે કે નહિ અને શરૂ થઈ ચૂકેલી સમાજવાદી ક્રાંતિના હિતમાં શું છે.

**૧૩.** તાત્કાલિક ક્રાંતિકારી યુદ્ધની તરફેણની દલીલોનો સાર તારવતાં અમારે એવા નિષ્કર્ષ પર આવવું જ પડે છે કે એવી નીતિ સુંદર, મોહક અને તેજસ્વી માટેની માનવીય ઝંખનાને કદાચ સંતોષે ખરી, પરંતુ હાલ ચાલી રહેલી સમાજવાદી ક્રાંતિના વર્તમાન તબક્કે એવી નીતિ વર્ગ-બળોની વસ્તુગત સમતુલાની અને ભૌતિક સંજોગોની તદ્દન અવગણના કરશે.

**૧૪.** એ વાતમાં શંકાને સ્થાન હોઈ શકે જ નહિ કે આપણું લશ્કર વર્તમાન ઘડીએ જર્મન આક્રમણને મારી હઠાવવાની હાલતમાં મુદ્દલ નથી જ અને આગામી થોડાંક અઠવાડિયાં સુધી (કદાચ આગામી થોડાક મહિનાઓ સુધી) નહિ હોય; પ્રથમ તો ખોરાકના પુરવઠાની, અતિ શ્રમિત સૈનિકોની જગ્યાએ બીજા સૈનિકોની વ્યવસ્થા કરવાની, ઇત્યાદિની બાબતમાં અકલ્પનીય અંધેરની સાથે સાથે સૈનિકોના મોટા ભાગની અત્યંત થાકેલી અને નિર્બળ હાલતને કારણે; બીજું, ઘોડાઓની તદ્દન બેકાર હાલતના પરિણામે આપણા તોપદળની

અનિવાર્ય પાયમાલીને કારણે; અને ત્રીજું, રીગાથી રેવેલ સુધીના તટપ્રદેશનું રક્ષણ કરવાની તદ્દન અશક્યતા કે જે દુશ્મનને પહેલાં બાકીના લિફ્લેંડ પ્રદેશ ઉપર, અને પછી એસ્ટલેંડ પ્રદેશ ઉપર કબજો જમાવવાની તથા આપણા સૈન્યોના વિશાળ હિસ્સાને બાજુ પર રાખી દઈને આગળ ધસી જવાની અને આખરે પેત્રોગ્રાદ ઉપર કબજો જમાવી દેવાની તદ્દન પાકી તક પૂરી પાડે છે.

**૧૫.** તદુપરાંત, એ વાતમાં જરા પણ શંકા નથી કે આપણા લશ્કરની કિસાન બહુસંખ્યા વર્તમાન વેળાએ તાત્કાલિક ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં નહિ પણ ઇજાફતી સુલેહની તરફેણમાં જ નિ:સંકોચ અવાજ ઉઠાવશે; લશ્કરની સમાજવાદી પુનર્ઘટના, રેડગાર્ડ ટુકડીઓને લશ્કરમાં સામેલ કરી દેવાનું, વગેરે તો હજુ શરૂ જ થયું છે.

લશ્કરનું સંપૂર્ણ લોકશાહીકરણ થઈ ગયા પછી સૈનિકોની બહુસંખ્યાની ઇચ્છાઓનો વિરોધ કરીને યુદ્ધ ચાલુ રાખવું એ આંધળો જુગાર જ ગણાય, અને સમાજવાદી કામદારો તથા કિસાનોના સાચેસાચ અડગ અને વૈચારિક દૃઢતા ધરાવતા લશ્કરનું સર્જન કરવામાં નહિ નહિ તોયે અનેક મહિનાઓ તો લાગી જ જશે.

**૧૬.** રશિયાના ગરીબ કિસાનોમાં કામદાર વર્ગની આગેવાની હેઠળની સમાજવાદી ક્રાંતિને ટેકો આપવાની તૈયારી તો છે પણ તત્કાળ, વર્તમાન વેળાએ, ગંભીર ક્રાંતિકારી યુદ્ધ લડવાની તૈયારી નથી. આ સવાલની બાબતમાં વર્ગ-બળોની વસ્તુગત સમતુલાની અવગણના કરવી એ જીવલેણ ભૂલ ગણાશે.

**૧૭.** પરિણામે, ક્રાંતિકારી યુદ્ધની બાબતમાં અત્યારે પરિસ્થિતિ નીચે મુજબ છે:

આગામી ત્રણ કે ચાર મહિના દરમિયાન જો જર્મનીમાં ક્રાંતિ ફાટી નીકળે અને વિજયી થાય તો તાત્કાલિક ક્રાંતિકારી યુદ્ધની કાર્યનીતિ આપણી સમાજવાદી ક્રાંતિને તારાજ કદાચ ન કરી નાખે.

પરંતુ, આગામી થોડાક મહિનાઓ દરમિયાન જો જર્મનીમાં ક્રાંતિ ન થાય તો યુદ્ધ ચાલુ રહેતાં ઘટનાઓનો ક્રમ અનિવાર્ય રૂપે એવો બનશે કે વધારે ગંભીર પરાજયો રશિયાને આનાથી પણ વધારે હાનિકારક અલગ સુલેહ કરવાની ફરજ પાડશે, અને વળી એ સુલેહ સમાજવાદી સરકાર દ્વારા નહિ પણ કોઈ બીજી સરકાર દ્વારા (દાખલા તરીકે, મૂડીવાદી રાદા[3] તથા ચેર્નોવના[4] અનુયાયીઓના સંયુક્ત જૂથની કે એવી જ બીજી કોઈ સરકાર દ્વારા) કરવામાં

આવશે. કારણ કે યુદ્ધે જેની શક્તિ આખરી હદ સુધી ચૂસી લીધી છે એવું કિસાન લશ્કર પહેલા જ પરાજયો પછી—અને ઘણું કરીને મહિનાઓના નહિ પણ અઠવાડિયાંઓના જ ગાળામાં—સમાજવાદી કામદારોની સરકારને ઉથલાવી પાડશે.

૧૮. હાલત આવી હોઈને, જર્મન ક્રાંતિ કદાચ તાત્કાલિક ભવિષ્યમાં, અઠવાડિયાંઓના જ ગાળામાં, શરૂ થઈ જાય એવી ફક્ત સંભાવનાના આધારે રશિયામાં શરૂ થઈ ચૂકેલી સમાજવાદી ક્રાંતિના ભાવિની બાજી લગાવી દેવાની કાર્યનીતિ તદ્દન વર્જ્ય જ ગણાય. એવી કાર્યનીતિને આંધળો જુગાર જ કહી શકાય. એવાં જોખમ વહોરવાનો આપણને મુદ્દલ અધિકાર નથી.

૧૯. આપણે અલગ સુલેહ કરી લઈએ એથી વસ્તુગત આધારોની દૃષ્ટિએ જર્મન ક્રાંતિની સિદ્ધિ વધારે મુશ્કેલ કોઈ રીતે નહિ જ બને. અંધરાષ્ટ્રવાદનો કેફ તેને થોડા વખત માટે નબળી બનાવી દેશે, પરંતુ જર્મનીની પરિસ્થિતિ અત્યંત ગંભીર રહેશે, બ્રિટન અને અમેરિકા સામેનું યુદ્ધ લાંબા સમય સુધી ખેંચાતું રહેશે, અને હુમલાખોર સામ્રાજ્યવાદ બન્ને તરફ પૂરી રીતે અને તદ્દન અરક્ષિત બની જશે. રશિયામાં હયાતી ધરાવતું સમાજવાદી સોવિયેત પ્રજાસત્તાક બધા જ દેશોની પ્રજાઓ સમક્ષ જીવંત ઉદાહરણ બની જશે અને એ ઉદાહરણનો પ્રચારાત્મક તથા ક્રાંતિકારી પ્રભાવ અતિ પ્રબળ હશે. પેલી તરફ—મૂડીવાદી સમાજ-પદ્ધતિ અને ધાડપાડુઓનાં બે જૂથો વચ્ચેનું પૂર્ણ રીતે ઉઘાડું પડી ગયેલું લૂંટફાટિયું યુદ્ધ. આ તરફ—શાંતિ અને સમાજવાદી સોવિયેત પ્રજાસત્તાક.

૨૦. અલગ સુલેહ કરવાથી આપણે આપણી જાતને બે પરસ્પર દ્વેષીલાં સામ્રાજ્યવાદી જૂથોથી **વર્તમાન ઘડીએ જેટલા બને** એટલા મુક્ત કરી લઈશું, આપણી વિરુદ્ધ સંયુક્ત કદમ ઉઠાવવામાં તેમનો માર્ગ અવરોધતાં તેમનાં પરસ્પર દુશ્મનાવટ અને લડાઈઝઘડાનો આપણે લાભ ઉઠાવીશું, અને સમાજવાદી ક્રાંતિને આગળ ધપાવવા તથા દૃઢ કરવા માટે અમુક સમય માટે આપણા હાથ મુક્ત રાખી શકીશું. આપણને શાંતિમય પરિસ્થિતિના થોડાક મહિનાનો સમય મળવાની ખાતરી હોય તો સર્વહારા વર્ગની સરમુખત્યારીના આધારે રશિયાની પુનર્ઘટના તથા શહેરો અને નાના કિસાનોની ઉપભોક્તા સમિતિઓ વચ્ચે જણસના રૂપમાં **ઊપજોના વિનિમયની** સાથે સાથે બેંકો તથા મોટા પાયાના ઉદ્યોગોનું રાષ્ટ્રીયકરણ આર્થિક દૃષ્ટિએ તદ્દન સાધ્ય છે. એવી પુનર્ઘટના સમાજવાદને રશિયામાં તેમ જ આખી દુનિયામાં એમ બન્ને રીતે

અજેય બનાવી દેશે અને તેની સાથે સાથે જ કામદારો તથા કિસાનોની એક પ્રબળ લાલ સેના માટેના નક્કર આર્થિક આધારનું સર્જન પણ કરશે.

**૨૧**. આ વેળાએ સાચેસાચ ક્રાંતિકારી યુદ્ધ તો સમાજવાદી પ્રજાસત્તાકે મૂડીવાદી દેશો વિરુદ્ધ જગાવેલું—બીજા દેશોમાં મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડવાનું લક્ષ્ય ધરાવતું, સ્પષ્ટ રૂપે નિરૂપિત અને સમાજવાદી લશ્કરની પૂરી બહાલી પામેલું લક્ષ્ય ધરાવતું—યુદ્ધ જ હોઈ શકે. પરંતુ **સ્વાભાવિક રીતે જ** આપણે **વર્તમાન** ઘડીએ આપણી સમક્ષ એવું લક્ષ્ય પ્રસ્તુત ન જ કરી શકીએ. એમ કરીએ તો વાસ્તવિક રીતે આપણે અત્યારે પોલૅંડ, લિથુઆનિયા અને કુર્લૅન્ડના સ્વાતંત્ર્ય માટે લડવું પડે. પરંતુ માર્ક્સવાદ અને સમાજવાદના સિદ્ધાંતોને સામાન્ય રૂપે તજી દીધા વગર કોઈ પણ માર્ક્સવાદી એ વાતનો ઇનકાર ન જ કરી શકે કે રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનાં હિતો કરતાં સમાજવાદનાં હિતોનું સ્થાન વધારે ઊંચું છે. ફિન્લૅન્ડ, ઉક્રાઈના, વગેરેના આત્મનિર્ણયના અધિકારને અમલી બનાવવા માટે આપણા સમાજવાદી પ્રજાસત્તાકે પોતાનાથી બનતું બધું જ કર્યું છે અને પોતાનાથી બને એટલું બધું હાલ પણ કરી રહ્યું છે. પરંતુ વસ્તુગત પરિસ્થિતિ જો એવી હોય કે કેટલાંય રાષ્ટ્રોના (પોલૅંડ, લિથુઆનિયા, કુર્લૅન્ડ, વગેરે) આત્મનિર્ણયના અધિકારના ભંગને કારણે વર્તમાન વેળાએ સમાજવાદી પ્રજાસત્તાકનું અસ્તિત્વ ભયમાં આવી પડતું હોય તો સ્વાભાવિક રીતે જ સમાજવાદી પ્રજાસત્તાકના સંરક્ષણનું કાર્ય પ્રથમ લક્ષનું અધિકારી બને.

પરિણામે, જે કોઈ એમ કહે છે કે "શરમજનક, અત્યાચારી, વગેરે પ્રકારની સુલેહ આપણે ન સ્વીકારી શકીએ, પોલૅંડનો દ્રોહ આપણે ન કરી શકીએ, ઈત્યાદિ ઈત્યાદિ", તેને એ વાત નથી સમજાતી કે પોલૅંડને મુક્ત કરવામાં આવે એ શરતે જ સુલેહ કરીને તો તે બ્રિટન, બેલ્જિયમ, સર્બિયા અને બીજા દેશોની વિરુદ્ધ જર્મન સામ્રાજ્યવાદને **હજુ વધારે** મજબૂત જ બનાવશે. પોલૅંડ, લિથુઆનિયા અને કુર્લૅન્ડને મુક્ત કરવામાં આવે એ શરતે કરવામાં આવેલી સુલેહ **રશિયાના દૃષ્ટિબિંદુથી** "દેશાભિમાની" સુલેહ હશે ખરી, પણ એથી તે **ઇજાફતવાદીઓ સાથેની**, જર્મન સામ્રાજ્યવાદીઓ સાથેની, સુલેહ કોઈ રીતે મટી નહિ જાય.

૨૧ જાન્યુઆરી, ૧૯૧૮. ઉપરોક્ત થિસિસોમાં નીચે મુજબનો ઉમેરો કરવામાં આવે:

૨૨. ઑસ્ટ્રિયા અને જર્મનીમાં પડેલી વ્યાપક આમ હડતાલો, અને ત્યાર બાદ બર્લિન તથા વિયેનામાં કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોની સ્થાપના, તથા છેલ્લે, જાન્યુઆરીની ૧૮—૨૦ તારીખથી બર્લિનમાં શરૂ થયેલ સશસ્ત્ર ઘર્ષણો તથા રસ્તાઓ ઉપરની ઝપાઝપીઓ — એ બધું એ હકીકતની સાબિતી રૂપે ગણાવું જોઈએ કે જર્મનીમાં ક્રાંતિની શરૂઆત થઈ ગઈ છે.

એ હકીકત હાલ પૂરતી આપણી સમક્ષ સુલેહની વાટાઘાટોમાં વધારે ઢીલ ઊભી કરવાની અને વાટાઘાટોને લાંબી ખેંચવાની તક પ્રસ્તુત કરે છે.

લિખિત — મુખ્ય થિસિસો ૭(૨૦)મી જાન્યુઆરી;
થિસિસ નં. ૨૨ — ૨૧મી જાન્યુઆરી (૩જી ફેબ્રુઆરી);
આમુખ — ૧૧(૨૪)મી ફેબ્રુઆરી, ૧૯૧૮ પહેલાં.
'પ્રાવદા'ના ૨૪(૧૧)મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના
અંક નં. ૩૪માં પ્રકાશિત (થિસિસ નં. ૨૨ સિવાય)
હસ્તાક્ષર : એન. લેનિન

## અલગ અને ઈજાફતી સુલેહ તત્કાળ સ્વીકારી લેવાના સવાલ સંબંધી થિસિસોનું અનુકથન

ઉપરોક્ત થિસિસોને મેં પાર્ટીના કાર્યકરોની એક નાનકડી ખાનગી મિટિંગમાં ૮મી જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે વાંચી સંભળાવી. થિસિસો વિશેની ચર્ચા દરમિયાન આ સવાલ પરત્વે પાર્ટીની અંદર ત્રણ જુદા જુદા અભિપ્રાયો પ્રવર્તમાન જણાયા — હાજર રહેલા સાથીઓમાંથી લગભગ અરધા સાથીઓએ ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં વિચારો વ્યક્ત કર્યા (એ દૃષ્ટિકોણને ક્યારેક "મોસ્કો" દૃષ્ટિકોણ તરીકે ઓળખાવવામાં આવતો કેમ કે આપણી પાર્ટીના મોસ્કો ક્ષેત્રીય મંડળે તેને બીજી પાર્ટી સંસ્થાઓ કરતાં વહેલો અપનાવેલો); લગભગ ચોથા ભાગના સાથીઓએ કોમરેડ ત્રોત્સ્કીની દરખાસ્તની તરફેણ કરી કે "લડાઈ બંધ કરવાની ઘોષણા કરવી, સૈન્યને વિખેરી નાખવું, સૈનિકોને પાછા પોતપોતાને ઘેર મોકલી આપવા, પણ સુલેહ ઉપર સહી ન કરવી", અને છેલ્લે, લગભગ ચોથા ભાગના સાથીઓએ મારા વિચારોનું સમર્થન કર્યું.

પાર્ટીની અંદર હાલ પ્રવર્તતી હાલત મને ૧૯૦૭ના ઉનાળામાં પ્રવર્તિત પરિસ્થિતિનું ખૂબ જોરથી સ્મરણ કરાવે છે. એ વખતે બોલ્શેવિકોની વ્યાપક બહુમતી ત્રીજી દૂમાનો[5] બહિષ્કાર કરવાની તરફેણમાં હતી જ્યારે હું તેમાં ભાગ લેવાની તરફેણમાં દાનની પડખે ઊભો રહ્યો હતો અને મારી ઉપર તકવાદ ધરાવવાના આવેશમય પ્રહારો કરવામાં આવ્યા હતા. વસ્તુગત રીતે જોતાં વર્તમાન સવાલ પૂર્ણ રૂપે સાદૃશ્ય છે; એ વખતની જેમ જ, અત્યુત્તમ ક્રાંતિકારી આશયો ધરાવતી અને પાર્ટીની ઉત્તમ પરંપરાઓને અનુસરતી પાર્ટી-કાર્યકરોની બહુસંખ્યા પોતાને "ઝબકારા" જેવા સૂત્રના પ્રભાવ તળે ખેંચાઈ જવા દે છે અને **નવી** સામાજિક-આર્થિક તથા રાજકીય પરિસ્થિતિને **સમજી શકતી નથી**, કાર્યનીતિમાં ઝડપી અને અણધાર્યો પલટો માગી લેતા **પરિસ્થિતિના પરિવર્તનને** ધ્યાનમાં લેતી નથી. એ વખતની જેમ આજે પણ મારી દલીલનું સારતત્ત્વ

એ વાતને સ્પષ્ટ કરવાનું છે કે માર્ક્સવાદ વાસ્તવિક પરિસ્થિતિને અને તેનાં પરિવર્તનોને ધ્યાનમાં લેવાની માગણી કરે છે, એ પરિસ્થિતિને લાગુ થઈ શકે એવી નક્કર રીતે સવાલને રજૂ કરવો જોઈએ, અસ્તિત્વમાં આવેલું અત્યંત મહત્ત્વનું પરિવર્તન રશિયન સોવિયેત પ્રજાસત્તાકની સ્થાપના છે; અને જેણે સમાજવાદી ક્રાંતિની શરૂઆત કરી દીધી છે એવા પ્રજાસત્તાકનું સંરક્ષણ આપણે માટે **તેમ જ આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલન** માટે અધિકતમ મહત્ત્વ ધરાવે છે. આ ઘડીએ જો રશિયા દ્વારા ક્રાંતિકારી યુદ્ધનું સૂત્ર ઘોષિત કરવામાં આવે તો એ સૂત્ર કાં તો ખાલીખમ વાણીવિલાસ અને અસમર્થિત જાહેરાત જ બની રહેશે અથવા વસ્તુગત દૃષ્ટિએ સામ્રાજ્યવાદીઓએ બિછાવેલી જાળમાં સપડાઈ જવા બરોબર બની રહેશે. આપણે હજુ નબળો એકમ છીએ ત્યારે સામ્રાજ્યવાદીઓ આપણને ફોસલાવીને **સામ્રાજ્યવાદી** યુદ્ધ ચાલુ રાખવાની હાલતમાં **ખેંચી લેવા** માગે છે, જેથી નવજાત સોવિયેત પ્રજાસત્તાકને બને એટલા ઓછા ભોગે **કચડી નાખી શકાય**.

"હું લેનિનના અગાઉના ધોરણનું સમર્થન કરું છું," એક યુવાન મોસ્કોવાસી બોલી ઊઠયો (વક્તાઓના એ જૂથને જુદું તારવનાર એક મોટામાં મોટું લક્ષણ છે યુવાની). અને જર્મનીમાં ક્રાંતિની અસંભવિતતા વિશેની સંરક્ષણવાદીઓની પુરાણી દલીલોની પુનરુક્તિ કરવા માટે એ જ વક્તાએ પાછી મારી ટીકા પણ કરી.

પરેશાનીની જડ એ છે કે મોસ્કોવાસીઓ પુરાણી **કાર્યનીતિના** ધોરણને વળગી રહેવા માગે છે અને **આવેલા પરિવર્તનને** જોવાનો, અસ્તિત્વમાં આવી ગયેલી **નવી વાસ્તવિક** પરિસ્થિતિને જોવાનો, હઠીલાઈથી ઈનકાર કરે છે.

પુરાણાં સૂત્રોની જોશીલી પુનરુક્તિ કરતી વેળા મોસ્કોવાસીઓએ એ હકીકત ધ્યાનમાં નથી લીધી કે આપણે બોલ્શેવિકો બધા હવે સંરક્ષણવાદીઓ બની ગયા છીએ. મૂડીદાર વર્ગને ઉથલાવી પાડયો હોઈને, ગુપ્ત સંધિઓને રદબાતલ કરી તથા ઉઘાડી પાડી નાખી હોઈને, બધી પ્રજાઓની સમક્ષ સુલેહ કરવાની દરખાસ્ત રજૂ કરી હોઈને, હકીકતમાં...*

૮ અને ૧૧ (૨૧ અને ૨૪) જાન્યુઆરી,
૧૯૧૮ દરમિયાન લિખિત
પ્રથમ વાર ૧૯૨૯માં પ્રકાશિત

---

*હસ્તપ્રતનું લખાણ અહીં અટકી જાય છે.—સં.

# રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી (બોલ્શેવિક)ની સેંટ્રલ કમિટીની મિટિંગમાં યુદ્ધ અને શાંતિ સંબંધી પ્રવચનો

## ૧૧(૨૪) જાન્યુઆરી, ૧૯૧૮[6]

### કાર્યનોંધોમાંથી

### ૧

પ્રથમ વક્તા કોમરેડ લેનિન છે. તેમનું કહેવું છે કે ૮ (૨૧) જાન્યુઆરીની બેઠકમાં આ બાબત વિશે ત્રણ દૃષ્ટિબિંદુઓ વ્યક્ત થયાં હતાં, અને તેમણે પ્રશ્ન કર્યો છે કે આ મિટિંગમાં એ સવાલની વિગતવાર ચર્ચા કરવામાં આવે યા તેમની થિસિસોના મુદ્દાઓ પૂરતી મર્યાદિત ચર્ચા કરવામાં આવે. વિગતવાર ચર્ચા કરવાનો નિર્ણય અપનાવવામાં આવ્યો છે અને કોમરેડ લેનિન પોતાનું પ્રવચન શરૂ કરે છે.

તેઓ પોતાના પ્રવચનની શરૂઆત આગલી મિટિંગમાં વ્યક્ત થયેલાં ત્રણ દૃષ્ટિબિંદુઓના ઉલ્લેખથી કરે છે: ૧) અલગ ઈજાફતી સુલેહનો સ્વીકાર; ૨) ક્રાંતિકારી યુદ્ધ, અને ૩) યુદ્ધ-સમાપ્તિની જાહેરાત કરવી, લશ્કરને વિખેરી નાખવું, પણ સુલેહ ઉપર સહી ન કરવી. આગલી મિટિંગમાં પ્રથમ દૃષ્ટિબિંદુને ૧૫, બીજાને ૩૨, અને ત્રીજાને ૧૬ મત મળેલા.

કોમરેડ લેનિન જણાવે છે કે સંરક્ષણનો સવાલ અને પિતૃભૂમિના રક્ષણની બાબત અત્યારે છે તેમ ચોક્કસ અને નક્કર સંદર્ભમાં ઉપસ્થિત થાય, અર્થાત્ અસાધારણ રૂપે જોરાવર આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ સમાજવાદી પ્રજાસત્તાકનું સંરક્ષણ કરવાના રૂપમાં ઉપસ્થિત થાય, તો એવા સંજોગોમાં સંરક્ષણને બોલ્શેવિકોએ કદી નકારી કાઢ્યું નથી. એકમાત્ર સવાલ એ છે કે આપણી પિતૃભૂમિનું, આ સમાજવાદી પ્રજાસત્તાકનું, સંરક્ષણ આપણે કેવી રીતે કરવું. આપણું લશ્કર યુદ્ધથી અત્યંત થાકી ગયેલું છે, લશ્કરના ઘોડાઓની હાલત એવી છે કે આક્રમણના સંજોગોમાં તેમનાથી રણક્ષેત્રની તોપોને ખેંચવાનું પણ શક્ય નહિ બને, બાલ્ટિક સમુદ્રના ટાપુઓમાં જર્મન સૈન્યોની સ્થિતિ એટલી સરસ છે કે આક્રમણના સંજોગોમાં રેવેલ અને પેત્રોગ્રાદને એ લોકો

ખૂબ સહેલાઈથી સર કરી લઈ શકે એમ છે. આવી હાલતમાં યુદ્ધ ચાલુ રાખીને તો આપણે જર્મન સામ્રાજ્યવાદને અપૂર્વ રૂપે અધિક જોરાવર બનવામાં જ મદદ કરીશું; સુલેહ ઉપર સહી તો કોઈ પણ રીતે કરવી જ પડશે, પણ એ વખતે સુલેહ વધારે ખરાબ હશે કેમ કે સુલેહ કરનારા આપણે નહિ હોઈએ. અત્યારે આપણને જે સુલેહ કરવાની ફરજ પાડવામાં આવી રહી છે તે નિ:શંક ભૂંડી સુલેહ છે, પણ લડાઈ ફરી વાર ચાલુ કરવામાં આવશે તો આપણી સરકારને ઉથલાવી પાડવામાં આવશે અને સુલેહ બીજી કોઈ સરકાર કરશે. અત્યારે આપણને ફક્ત સર્વહારા વર્ગનું જ નહિ પણ ગરીબ કિસાનોનું સમર્થન પણ પ્રાપ્ત છે, પરંતુ જો લડાઈ ચાલુ રાખવામાં આવશે તો એ લોકો આપણને છોડીને ચાલ્યા જશે. લાંબી ખેંચાતી લડાઈ ફ્રેંચ, બ્રિટિશ અને અમેરિકન સામ્રાજ્યવાદીઓના હિતમાં છે, અને ક્રિલેન્કોના વડા મથકે પ્રત્યેક રશિયન સૈનિક દીઠ એકસો રૂબલ આપવાની અમેરિકનોએ બતાવેલી તૈયારી એ વાતની સ્પષ્ટ સાબિતી છે. ક્રાંતિકારી યુદ્ધની તરફેણ કરનારાઓ એમ કહે છે કે એથી આપણે જર્મન સામ્રાજ્યવાદની વિરુદ્ધ આંતરવિગ્રહની હાલત ઊભી કરી શકીશું અને પરિણામે જર્મનીમાં ક્રાંતિની જવાળાઓ ભભૂકી ઊઠશે. પરંતુ આખર જર્મની તો ક્રાંતિને ફક્ત ગર્ભમાં જ ધરાવે છે જયારે અહીં આપણે તો રાતામાતા શિશુને — સમાજવાદી પ્રજાસત્તાકને — જન્મ પણ આપી દીધો છે અને યુદ્ધ શરૂ કરીને આપણે કદાચ તેની હત્યા કરી નાખીશું. આપણી પાસે જર્મન સામાજિક-લોકશાહીવાદીઓનો એક પરિપત્ર છે. બે મધ્યમપંથી વહેણોએ આપણા પ્રત્યે અપનાવેલું વલણ આપણે જાણીએ છીએ. તેમાંથી એક એમ માને છે કે આપણને લાંચ આપવામાં આવી છે અને અત્યારે બ્રેસ્તમાં જે કંઈ ચાલી રહ્યું છે એ તો રંગમંચ ઉપર ભજવાતું ફારસ છે. એ વિભાગ યુદ્ધવિરામ બદલ આપણી ઉપર પ્રહારો કરે છે. કાઉત્સ્કીપંથીઓનો બીજો વિભાગ એમ કહે છે કે બોલ્શેવિક આગેવાનોની વ્યક્તિગત ઈમાનદારી વિશે તો કદી શંકા કરવામાં આવી જ નથી, પણ તેમનું વર્તન એક મનોવૈજ્ઞાનિક ઉખાણું છે. ઉદ્દામ સામાજિક-લોકશાહીવાદીઓના અભિપ્રાય વિશે આપણે કશું જ જાણતા નથી. આપણી સુલેહની આકાંક્ષાનું બ્રિટિશ કામદારો સમર્થન કરી રહ્યા છે. જે સુલેહ આપણે કરીશું એ ભૂંડી સુલેહ હશે એ વાત કહી બતાવવાની જરૂર નથી, પરંતુ સામાજિક સુધારાઓને (ફક્ત એક જ ઉદાહરણ તરીકે વાહનવ્યવહારને લો) અમલમાં મૂકવા માટે આપણને દમ ભરવાના વખતની આવશ્યકતા છે; આપણે આપણી સ્થિતિને દૃઢ બનાવવી જ જોઈએ, અને

એમાં વખત લાગે છે. મૂડીવાદી વર્ગને પછાડીને ભોંયભેગો કરવા માટે આપણા બન્ને હાથ છૂટા હોવા જ જોઈએ. એક વાર આપણે એ કામ કરી નાખીએ ત્યાર પછી આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની વિરુદ્ધ ક્રાંતિકારી યુદ્ધ લડવા માટે આપણે છૂટા થઈ જઈશું. હાલ આપણે રચેલી ક્રાંતિકારી સેનાની — વૉલંટિયર સેનાની — ટુકડીઓના સિપાહીઓ આપણી ભાવિ સેનાના અફસરો છે.

કોમરેડ ત્રોત્સ્કીએ સૂચન કર્યું છે તેમ યુદ્ધ બંધ કરવું, સુલેહ ઉપર સહી કરવાનો ઇનકાર કરવો, અને લશ્કરને વિખેરી નાખવું, એ આંતરરાષ્ટ્રીય રાજકીય નિદર્શન બની રહેશે. પણ આપણાં સૈન્યો પાછાં ખેંચી લઈને તો આપણે પોતે જ એસ્તોનિયન સમાજવાદી પ્રજાસત્તાક જર્મનોના હાથમાં ધરી દઈશું. કેટલાકનું એમ કહેવું છે કે સુલેહ ઉપર સહી કરીને આપણે જાપાનીઓ તથા અમેરિકનોના હાથનાં બંધન છોડી નાખીશું અને એ લોકો તરત જ વ્લાદિવોસ્તોક ઉપર કબજો કરી લેશે. પરંતુ એ લોકો માત્ર ઈર્કૂત્સ્ક સુધી જ પહોંચી શકે ત્યાં સુધીમાં તો આપણે આપણા સમાજવાદી પ્રજાસત્તાકને અધિક મજબૂત બનાવી લેવામાં સફળ થઈ ગયા હોઈશું. બેશક, સુલેહ ઉપર સહી કરવાથી આપણે આત્મનિર્ણય પ્રાપ્ત કરી ચૂકેલા પોલૅંડનો દ્રોહ જરૂર કરીશું, પરંતુ એસ્તોનિયન સમાજવાદી પ્રજાસત્તાકને આપણે સલામત જાળવી રાખી શકીશું અને આપણી કામયાબીઓને પાકી કરી લેવાની આપણને તક મળશે. બેશક, આપણે જમણો વળાંક લેવો પડશે જે આપણને ખૂબ ગંદવાડમાં થઈને લઈ જશે, પણ આપણે એમ કરવું જ પડે એવી હાલત છે. એક વાર જર્મનો આક્રમણ શરૂ કરી દેશે તો પછી આપણે કોઈ પણ જાતની સુલેહ સ્વીકારવી જ પડશે અને એ વખતે તે ખરાબમાં ખરાબ પ્રકારની સુલેહ હશે. સમાજવાદી પ્રજાસત્તાકની સલામતી માટે ત્રણ અબજ રૂબલનો દંડ અતિ મોટી કિંમત નથી જ. આ વખતે સુલેહ ઉપર સહી કરી લઈને આપણે વ્યાપક લોકસમુદાયોને એ હકીકતની દેખીતી સાબિતી પૂરી પાડીશું કે સામ્રાજ્યવાદીઓએ (જર્મની, બ્રિટન અને ફ્રાંસના) રીગા અને બગદાદ હડપ કરી લીધા પછી પણ લડાઈ ચાલુ રાખી છે, પરંતુ આપણે, સમાજવાદી પ્રજાસત્તાક, વિકાસ સાધી રહ્યા છીએ.

૨

કોમરેડ લેનિનનું કહેવું છે કે તેમના વિચારો જોડે સહમત થતા સ્તાલિન અને ઝિનોવ્યેવની સાથે તેમને અમુક મુદ્દાઓ વિશે મતભેદ છે. એક તરફ બેશક પશ્ચિમમાં આમજનતાનું આંદોલન અસ્તિત્વમાં છે જ, પણ ત્યાં ક્રાંતિ હજુ

શરૂ નથી થઈ. પરંતુ તેના આધારે આપણે આપણી કાર્યનીતિમાં ફેરફાર કરીએ તો એથી આપણે આંતરરાષ્ટ્રીય સમાજવાદનો દ્રોહ જ કરીશું. ઝિનોવ્યેવના[7] એ મંતવ્ય જોડે એમને મતભેદ છે કે સુલેહ કરવાથી પશ્ચિમમાં આંદોલન થોડા વખત માટે ઢીલું પડી જશે. જો આપણે એમ માનતા હોઈએ કે સુલેહની વાટાઘાટો મોકૂફ કરી દેવાથી જર્મન આંદોલન તરત જ વિકસી ઊઠશે તો આપણે આપણું બલિદાન આપી દેવું જ જોઈએ કેમ કે જર્મન ક્રાંતિ આપણી ક્રાંતિ કરતાં ઘણી વધારે પ્રબળ ક્રાંતિ હશે જ. પરંતુ હકીકત એવી છે કે ત્યાં તો હજુ આંદોલન શરૂ પણ નથી થયું, જ્યારે અહીં આપણી પાસે રાતુંમાતું ચીસો પાડતું નવજાત શિશુ આપણા હાથમાં જ છે, અને આવે વખતે આપણે જો સ્પષ્ટ જાહેર નહિ કરીએ કે આપણે સુલેહ કરવા માગીએ છીએ તો આપણે બધું જ ગુમાવી બેસીશું. સામાન્ય સમાજવાદી ક્રાંતિ શરૂ થઈ જાય ત્યાં સુધી આપણે ટકી રહેવાનું છે અને આપણે સુલેહ કરીને જ એમ કરી શકીએ.

૩

કોમરેડ લેનિન સૂચન કરે છે કે સુલેહ ઉપર સહી કરવામાં પ્રત્યેક શક્ય રીતે વિલંબ કરવાની દરખાસ્ત વિશે મત લેવામાં આવે.

પહેલી વાર ૧૯૨૨માં લેનિનની (વ્લા. ઉલ્યાનોવ)
સંગૃહીત કૃતિઓના ૧૫મા ગ્રંથમાં પ્રકાશિત

## ક્રાંતિકારી પ્રલાપ[૪]

પાર્ટીની એક મિટિંગમાં મેં એમ કહ્યું કે ક્રાંતિકારી યુદ્ધ વિશેનો ક્રાંતિકારી પ્રલાપ કદાચ આપણી ક્રાંતિનું નિકંદન કાઢી નાખશે, ત્યારે મારા વિવાદની તીવ્રતા બદલ મને ઠપકો આપવામાં આવેલો. પરંતુ ક્યારેક એવી ઘડીઓ આવતી હોય છે જ્યારે સવાલને તીવ્રતાથી ઉઠાવવો જ પડે છે અને ચીજોને તેમનાં યોગ્ય નામ આપવાં જ પડે છે. એમ ન કરવામાં આવે તો પાર્ટીને અને ક્રાંતિને કદાચ કદી પણ ઠીક ન થઈ શકે એવું નુકસાન થાય.

ક્રાંતિકારી પ્રલાપ કરવો એ મોટે ભાગે એક રોગ હોય છે અને ક્રાંતિકારી પાર્ટીઓ જ્યારે સીધી કે આડકતરી રીતે સર્વહારા વર્ગીય તથા નિમ્ન-મૂડીવાદી તત્ત્વોના સંયોજન, જોડાણ કે પરસ્પર મિશ્રણથી બનેલી હોય ત્યારે અને ક્રાંતિકારી ઘટનાઓનો ક્રમ જ્યારે મોટી ઝડપી વાંકીચૂકી રેખાઓથી અંકિત હોય ત્યારે ક્રાંતિકારી પાર્ટીઓ ક્યારેક એ રોગનો ભોગ બની જાય છે. ક્રાંતિકારી પ્રલાપનો અમે એવો અર્થ કરીએ છીએ કે અમુક વખતે ઘટનાઓમાં, પ્રવર્તમાન વિશિષ્ટ હાલતમાં, આવતા પલટાના વાસ્તવિક સંજોગોની પરવા કર્યા વગર ક્રાંતિકારી સૂત્રોનું વારંવાર પુનરુચ્ચારણ કર્યા કરવું. સૂત્રો ઉત્તમ હોય, લલચાવનારાં હોય, માદક હોય, પરંતુ તદ્દન આધાર વગરનાં હોય; ક્રાંતિકારી પ્રલાપની એવી તાસીર હોય છે.

રશિયામાં વર્તમાન સમયે, ૧૯૧૮ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી મહિનાઓમાં, ક્રાંતિકારી યુદ્ધની તરફેણ કરતી વિવિધ પ્રકારોની દલીલોને, ઓછામાં ઓછું તેમાંની સૌથી મહત્ત્વની દલીલોને, આપણે તપાસી જોઈએ. વાસ્તવિક પરિસ્થિતિ જોડે એ સૂત્રની તુલના આપણને બતાવી આપશે કે મેં આપેલી વ્યાખ્યા સાચી છે કે નહિ.

# ૧

કોઈ એક દેશમાં સમાજવાદનો વિજય થાય અને તેના પાડોશી દેશોમાં મૂડીવાદ હજુ અસ્તિત્વમાં હોય એવા પ્રસંગે ક્રાંતિકારી યુદ્ધની તૈયારી કરવાની જરૂરિયાત બાબત આપણાં અખબારો હંમેશાં લખતાં આવ્યાં છે. એ વાત નિર્વિવાદ છે.

સવાલ તો એ છે કે આપણી ઑક્ટોબર ક્રાંતિ પછી એવી તૈયારીઓ **હકીકતમાં** કેવી રીતે કરવામાં આવી છે?

એવી તૈયારીઓ આપણે આ રીતે કરી છે: આપણે લશ્કરને વિખેરી નાખવું પડ્યું, એમ કરવાની આપણને એવા સાફ, એવા સંગીન અને એવા દુર્જય સંજોગોએ ફરજ પાડી કે લશ્કરને વિખેરી નાખવાની વિરુદ્ધ પાર્ટીની અંદર કોઈ "વહેણ" કે વૃત્તિ ઉદ્ભવ પામવાની વાત તો દૂર રહી, તેની વિરુદ્ધ એક પણ અવાજ ઉઠાવવામાં નહોતો આવ્યો. એક સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક પાડોશી સામ્રાજ્યવાદી દેશ સાથેની લડાઈ પૂરી થઈ ગયા પહેલાં જ પોતાનું લશ્કર વિખેરી નાખે એવી અસાધારણ ઘટનાનાં વર્ગીય કારણો વિશે કોઈ થોડોક **વિચાર કરવા** માગે તો તે એ કારણોને નાના કિસાનનું અર્થતંત્ર ધરાવતા અને યુદ્ધનાં ત્રણ વર્ષ પછી અત્યંત આર્થિક પાયમાલીની હાલતમાં પહોંચી ગયેલા એક પછાત દેશના સામાજિક સંઘટનમાં મોટી મુશ્કેલી વગર શોધી કાઢી શકશે. અનેક કરોડની સંખ્યા ધરાવતું લશ્કર વિખેરી નાખવામાં આવ્યું છે અને **મરજિયાત** આધારે લાલ સેનાના સર્જનની શરૂઆત કરી દેવામાં આવી છે— હકીકતો એવી છે.

એ હકીકતોને ૧૯૧૮ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી મહિનામાં ક્રાંતિકારી યુદ્ધની વાતો જોડે સરખાવી જુઓ એટલે ક્રાંતિકારી પ્રલાપની તાસીર તમારા મનમાં સ્પષ્ટ થઈ જશે.

સમજો કે પેત્રોગ્રાદ અને મોસ્કો સંગઠનો દ્વારા ક્રાંતિકારી યુદ્ધનું આ "સમર્થન" જો ઠાલો પ્રલાપ જ ન હોત તો ઑક્ટોબર અને જાન્યુઆરી મહિનાઓ વચ્ચેના સમયમાં આપણી સમક્ષ બીજી **હકીકતો** હોવી જોઈતી હતી; લશ્કરને વિખેરી નાખવાની વિરુદ્ધ આપણે તેમના તરફથી ઉગ્ર સંઘર્ષનો અનુભવ કર્યો હોત. પરંતુ એવું કશું જ બન્યું નથી.

પેત્રોગ્રાદવાસીઓને અને મોસ્કોવાસીઓને **હજારોની** સંખ્યામાં આંદોલન-કાર્યકરો તથા સૈનિકો મોરચે રવાના કરતા આપણે જોયા હોત અને લશ્કરના

વિસર્જનની વિરુદ્ધ તેમના સંઘર્ષ વિશેના, તેમના સંઘર્ષની સફળતાઓ વિશેના, અને વિસર્જન અટકાવી દેવા વિશેના અહેવાલો આપણને મોરચેથી દરરોજ મળ્યા હોત.

એવું કશું જ બન્યું નથી.

લશ્કરી ટુકડીઓ વડે લાલ સેનાની રચનાના, લશ્કરના વિસર્જનની વિરુદ્ધ ત્રાસવાદી રીતોના ઉપયોગના, જર્મન સામ્રાજ્યવાદના સંભવિત આક્રમણની વિરુદ્ધ રક્ષણાત્મક વ્યૂહો તથા કિલ્લેબંદીની નવેસરથી રચનાના સેંકડો અહેવાલો આપણને મળ્યા હોત.

એવું કશું જ બન્યું નથી. લશ્કરનું વિસર્જન પૂરા વેગે ચાલી રહ્યું છે. પુરાણા લશ્કરનું અસ્તિત્વ જ મટી ગયું છે. નવી સેના તો હજુ કેવળ જન્મ જ લઈ રહી છે.

ફક્ત શબ્દો, ધડાકેદાર જાહેરાતો અને બૂમબરાડાઓ વડે જ પોતાના મનને સાંત્વન આપવા ન ઇચ્છતા હોય એવા કોઈ પણ માણસે સમજી લેવું જ જોઈએ કે ૧૯૧૮ના ફેબ્રુઆરી મહિનામાં ક્રાંતિકારી યુદ્ધનું "સૂત્ર" ઠાલામાં ઠાલો પ્રલાપ જ છે અને તેને કશો જ વાસ્તવિક, કશો જ વસ્તુગત, આધાર નથી. આજના સમયે એ સૂત્રનો **અંતરાર્થ** લાગણીઓ, ઇચ્છાઓ, રોષ અને ખીજ સિવાય બીજો કશો જ નથી. અને ફક્ત એવો અંતરાર્થ ધરાવતું સૂત્ર ક્રાંતિકારી પ્રલાપ જ છે.

આપણી પોતાની પાર્ટીની સમક્ષ અને સમગ્ર રૂપે સોવિયેત સત્તાની સમક્ષ જે હાલત ઉપસ્થિત છે, પેત્રોગ્રાદ અને મોસ્કોના બોલ્શેવિકોની સમક્ષ જે હાલત ઉપસ્થિત છે, એ બતાવી આપે છે કે મરજિયાત આધારે લાલ સેનાની રચનાની બાબતમાં આપણે **અત્યાર સુધીમાં** માત્ર પ્રાથમિક કદમોથી આગળ જવામાં સફળ થયા નથી. એ અણગમતી હકીકતથી—અને તે હકીકત તો છે જ—શબ્દોના પડદા પાછળ છુપાઈ જવું અને સાથે સાથે લશ્કરના વિસર્જનને અટકાવવા માટે કશું જ ન કરવું એટલું જ નહિ, તેની સામે મુદ્લ **વિરોધ** પણ **ન ઉઠાવવો**, એ શબ્દોના ધ્વનિના ઘેનમાં પડી જવા જેવું છે.

જે કંઈ કહેવામાં આવ્યું છે તેની લાક્ષણિક પુષ્ટિ દાખલા તરીકે એ હકીકત છે કે આપણી પાર્ટીની સેંટ્રલ કમિટીમાં અલગ સુલેહના સૌથી આગળ પડતા વિરોધીઓમાંથી **બહુસંખ્યાએ** ક્રાંતિકારી યુદ્ધની **વિરુદ્ધ** મત આપ્યો છે, જાન્યુઆરીમાં અને ફેબ્રુઆરીમાં[9] બન્ને વખતે તેની વિરુદ્ધ મત આપ્યો છે. તેનો અર્થ શો થયો? તેનો અર્થ એ થયો કે સત્યને સામી નજરે જોવાની જેને

બીક ન લાગતી હોય એવી પ્રત્યેક વ્યક્તિ ક્રાંતિકારી યુદ્ધની અશક્યતાને માન્ય કરે છે.

એવા કિસ્સાઓમાં દલીલો આગળ ધરીને અથવા દલીલો આગળ ધરવાની કોશિશ કરીને સત્યથી નજર ચૂકવવામાં આવે છે. આપણે એ દલીલોને તપાસી જોઈએ.

૨

દલીલ નંબર ૧. ૧૭૯૨માં ફ્રાંસ જરાય ઓછી આર્થિક પાયમાલીનો ભોગ નહોતું બન્યું, પણ ક્રાંતિકારી યુદ્ધે બધું ઠીક કરી દીધું, તે સૌને માટે પ્રેરણાદાયી બની ગયું, તેણે ઉત્સાહ પેદા કર્યો અને બધા અવરોધોને હઠાવી દીધા. જે લોકોને ક્રાંતિમાં નિષ્ઠા ન હોય તેઓ જ, ફક્ત તકવાદીઓ જ, આપણી વધારે ગહનગંભીર ક્રાંતિમાં ક્રાંતિકારી યુદ્ધનો વિરોધ કરી શકે.

આ તર્કને, અથવા આ દલીલને, આપણે હકીકતો જોડે સરખાવી જોઈએ. એ હકીકત છે કે અઢારમી સદીના અંતમાં ફ્રાંસમાં ઉત્પાદનની નવી ઉચ્ચતર પદ્ધતિનો **આર્થિક** આધાર **પ્રથમ** સર્જાયો હતો, અને પછી પરિણામ રૂપે, ઉપલા માળખા રૂપે, પ્રબળ ક્રાંતિકારી લશ્કર અસ્તિત્વમાં આવ્યું. ફ્રાંસે સામંતશાહીનો બીજા દેશોની પહેલાં ત્યાગ કરી દીધો, વિજયી ક્રાંતિ **પછી થોડાંક વર્ષોના ગાળામાં** તેને સાફ કરી નાખી, અને કોઈ પણ જાતના યુદ્ધથી થાકેલી નહોતી એવી પ્રજાને, જેણે જમીન અને આઝાદી હાંસલ કરી લીધી હતી એવી પ્રજાને, સામંતશાહીની નાબૂદીથી અધિક જોરાવર બની ગયેલી પ્રજાને, આર્થિક તથા રાજકીય પછાત દશામાં સબડતી કેટલીય પ્રજાઓની વિરુદ્ધ જંગમાં અગ્રસર કરી.

એ પરિસ્થિતિને રશિયાની આજની પરિસ્થિતિ જોડે સરખાવો. યુદ્ધની બેહદ થકાવટ. ટેકનિકલ દૃષ્ટિએ સુસજ્જિત જર્મનીના સંગઠિત રાજ્ય-મૂડીવાદ કરતાં અધિક ઉચ્ચ કક્ષાની નવી આર્થિક પદ્ધતિ **હજુ સુધી** તો અસ્તિત્વમાં આવી નથી. એવી પદ્ધતિની માત્ર સ્થાપના થઈ રહી છે. આપણા કિસાનો જમીનના સમાજીકરણનો માત્ર કાયદો જ ધરાવે છે, પણ મુક્ત કામનું (જમીનદારથી અને યુદ્ધના સંતાપથી મુક્ત કામનું) એક પણ વર્ષ તેમને હજુ મળ્યું નથી. આપણા કામદારોએ મૂડીદારોને બહાર ફગાવી દેવાનું શરૂ કરી દીધું છે, પણ ઉત્પાદનનું સંઘટન કરવામાં, ઊપજોના વિનિમયની વ્યવસ્થા કરવામાં, અનાજ પૂરું પાડવાની વ્યવસ્થા કરવામાં, અને શ્રમની ઉત્પાદકતામાં **વૃદ્ધિ કરવામાં** તેઓ હજુ સફળ થયા નથી.

આપણે એ જ દિશામાં આગળ કદમ માંડયાં છે, આપણે એ જ માર્ગ અપનાવ્યો છે, પરંતુ વાત સાફ છે કે નવી અને ઉચ્ચતર કક્ષાની આર્થિક પદ્ધતિ **હજુ અસ્તિત્વમાં આવી નથી.**

સામંતશાહીનો પરાજય, મૂડીવાદી આઝાદીનું દૃઢીકરણ, અને સામંતશાહી દેશોની વિરુદ્ધ ખાધેપીધે સુખી કિસાન — ૧૭૯૨ અને ૧૭૯૩માં યુદ્ધના ક્ષેત્રના "ચમત્કારો"નો આર્થિક આધાર એવો હતો.

ભૂખ્યા અને યુદ્ધથી સંતપ્ત નાના કિસાનોનો દેશ, જેના જખમો રુઝાવાનું હજુ શરૂ જ થયું છે એવો દેશ, ટેકનિક તથા સંઘટનના આધારે શ્રમની ઉચ્ચતર ઉત્પાદકતાનો વિરોધ કરતો દેશ — ૧૯૧૮ની શરૂઆતમાં વાસ્તવિક પરિસ્થિતિ એવી છે.

એટલે જ, ૧૭૯૨ વિશેનાં સ્મરણગાન વગેરે ક્રાંતિકારી પ્રલાપ સિવાય બીજું કશું જ નથી. લોકો સૂત્રોનું, શબ્દોનું, યુદ્ધ-લલકારનું પુનરુચ્ચારણ કર્યે જાય છે પરંતુ વાસ્તવિક પરિસ્થિતિનું પૃથક્કરણ કરતાં તેમને બીક લાગે છે.

## ૩

દલીલ નંબર ૨. જર્મની "હુમલો કરી શકે જ નહિ", **ત્યાંની** વિકસતી ક્રાંતિ તેને એમ કરવા જ ન દે.

જર્મનો "હુમલો કરી શકે જ નહિ" એવી દલીલનું અલગ સુલેહના વિરોધીઓએ ૧૯૧૮ના જાન્યુઆરીમાં અને ફેબ્રુઆરીના આરંભમાં લાખો વાર પુનરુચ્ચારણ કરેલું. તેમાંના અધિક સાવચેત લોકોએ કહેલું કે જર્મનોની હુમલો કરવાની અશક્તિની સંભાવના ૨૫થી ૩૩ ટકા જેટલી — બેશક અંદાજે — છે.

હકીકતોએ એવી ગણતરીઓનું ખંડન કરી નાખ્યું. અલગ સુલેહના વિરોધીઓ પણ હકીકતોના સંગીન તર્કથી ગભરાઈને વારંવાર હકીકતોની અવગણના કરે છે.

સાચા ક્રાંતિકારીઓ (લાગણીવશ ક્રાંતિકારીઓ નહિ) માટે જેને સ્વીકારવાનું અને જેનું પૃથક્કરણ કરવાનું શક્ય હોવું જોઈએ એવી એ ભૂલનું મૂળ શું હતું?

એ ભૂલનું કારણ શું એ હતું કે સુલેહની વાટાઘાટોના **સંબંધમાં** આપણે સામાન્ય રૂપે દાવપેચ લડયા અને આંદોલન કર્યું? ના, એ કારણ નહોતું. આપણે દાવપેચ લડવાના જ હતા અને આંદોલન કરવાનું જ હતું. પરંતુ

દાવપેચ લડવાનું અને આંદોલન કરવાનું હજુ શક્ય હતું તે દરમિયાન દાવપેચ અને આંદોલન માટે તેમ જ સમસ્યા તીવ્ર બની જાય ત્યારે સઘળા દાવપેચ બંધ કરી દેવા માટે પણ આપણે "આપણને અનુકૂળ વખત" પસંદ કરવાનો હતો.

ભૂલનું મૂળ એ હતું કે જર્મન ક્રાંતિકારી કામદારો જોડેના ક્રાંતિકારી સહકારના આપણા સંબંધોને ઠાલા પ્રલાપમાં પલટાવી નાખવામાં આવ્યા હતા. જર્મન ક્રાંતિકારી કામદારોને આપણે શક્ય એટલી બધી રીતે મદદ કરેલી અને કરી રહ્યા છીએ— બંધુભાવી વર્તન, આંદોલન, ગુપ્ત સંધિઓનું પ્રકાશન, ઈત્યાદિ. એ મદદ કાર્યોમાં હતી, સાચી મદદ હતી.

પરંતુ "જર્મનો હુમલો કરી શકે જ નહિ" એવી આપણા કેટલાક સાથીઓની જાહેરાત માત્ર ઠાલો પ્રલાપ જ હતો. આપણા પોતાના દેશમાં આપણે હજુ હમણાં જ ક્રાંતિ કરી છે. ક્રાંતિની **શરૂઆત** યુરોપ કરતાં રશિયામાં **થવાનું** વધારે સરળ કેમ હતું એ આપણે બધા બહુ સારી રીતે જાણીએ છીએ. આપણી ક્રાંતિ શરૂ થઈ ચૂકી હતી એટલું જ નહિ, આપણી ક્રાંતિએ રાજશાહીને ઉથલાવી પાડી હતી એટલું જ નહિ, આપણી ક્રાંતિએ દરેક ઠેકાણે સોવિયેતોની સ્થાપના પણ કરી દીધી હતી, અને છતાં ૧૯૧૭ના જૂન મહિનામાં રશિયન સામ્રાજ્યવાદના આક્રમણને આપણે ખાળી શક્યા નહિ તે આપણે જોયું. આપણે જોયું, આપણે જાણ્યું, આપણે કામદારોને સમજાવ્યું—યુદ્ધો સરકારો દ્વારા ચલાવવામાં આવે છે. મૂડીવાદી યુદ્ધનો અંત આણવા માટે મૂડીવાદી સરકારને ઉથલાવી પાડવાનું જરૂરી છે.

એટલે, "જર્મનો હુમલો કરી શકે જ નહિ" એવી જાહેરાત એમ ઘોષિત કરવા સમાન હતી કે "અમે જાણીએ છીએ કે જર્મન સરકારને **આગામી થોડાંક અઠવાડિયાંની અંદર જ** ઉથલાવી પાડવામાં આવશે". હકીકતમાં, આપણે એ વાત જાણતા નહોતા અને જાણી શકીએ એમ પણ નહોતા, અને એ કારણે એવી જાહેરાત માત્ર ઠાલા પ્રલાપ જેવી જ હતી.

જર્મન ક્રાંતિ વિકસી રહી છે એ બાબત ખાતરી ધરાવવી અને તેના વિકાસમાં અસરકારક સહાય કરવા આપણી ફરજ બજાવવી, **કાર્ય** તથા આંદોલન અને બંધુભાવી વર્તન દ્વારા તેને શક્ય એટલા ઉપયોગી થવું, ગમે તે રીતે પણ **કાર્ય દ્વારા** ક્રાંતિના વિકાસમાં ફાળો આપવો, એ એક વાત છે. ક્રાંતિકારી સર્વહારા વર્ગીય આંતરરાષ્ટ્રવાદનો એ જ અર્થ છે.

સીધી રીતે કે આડકતરી રીતે, ખુલ્લંખુલ્લા કે છાની રીતે, એવી જાહેરાત

કરવી કે જર્મન ક્રાંતિ **ક્યારની વિકસિત થઈ ચૂકી છે** (વિકસિત થઈ નથી એ વાત સાફ હોવા છતાં) અને આપણી કાર્યનીતિને તેની ઉપર આધારિત કરવી એ તદ્દન જુદી વાત છે. તેમાં ક્રાંતિકારીપણાનો અંશ પણ નથી, તેમાં ખાલી પ્રલાપ સિવાય બીજું કશું જ નથી.

"જર્મનો હુમલો કરી શકે જ નહિ" એવી "ગર્વભરી", "આકર્ષક", "ઝળકતી" અને "ગુંજતી" જાહેરાતમાં સમાયેલી ભૂલનું મૂળ એવું છે.

## ૪

"જર્મન સામ્રાજ્યવાદનો પ્રતીકાર કરીને આપણે જર્મન ક્રાંતિને સહાય કરી રહ્યા છીએ અને એ રીતે વિલ્હેલ્મની ઉપર લીબ્કનેખ્તના[10] વિજયને વધારે સમીપ લાવી રહ્યા છીએ" એવું કથન એવા જ ભડભડિયા લવારાનું એક જુદું રૂપ છે.

એ વાત સમજી શકાય એવી છે કે લીબ્કનેખ્તનો વિજય—જર્મન ક્રાંતિ વિકસિત અવસ્થામાં પહોંચે ત્યારે જે શક્ય અને અનિવાર્ય બની જશે—આપણને ક્રાંતિકારી યુદ્ધ સમેતની સઘળી આંતરરાષ્ટ્રીય મુશ્કેલીઓથી છુટકારો અપાવી દેશે. લીબ્કનેખ્તનો વિજય આપણને આપણા કોઈ પણ બેવકૂફીભર્યા કદમનાં પરિણામોથી મુક્ત કરી દેશે. પરંતુ એથી બેવકૂફીભર્યાં કદમો તો કોઈ રીતે ઉચિત બેશક ન જ સાબિત થાય ને?

જર્મન સામ્રાજ્યવાદનો કોઈ પણ પ્રકારનો "પ્રતીકાર" શું જર્મન ક્રાંતિને સહાય કરે ખરો? થોડોક પણ વિચાર કરવાની કે પછી રશિયાના ક્રાંતિકારી આંદોલનના ઈતિહાસને યાદ કરવાનીયે જે કોઈને પરવા હોય એ તદ્દન સહેલાઈથી સમજી શકશે કે પ્રત્યાઘાતનો પ્રતીકાર જ્યારે **સમયોચિત હોય** ત્યારે જ ક્રાંતિને સહાય કરે છે. રશિયામાં ક્રાંતિકારી આંદોલનની અરધી સદી દરમિયાન આપણે પ્રત્યાઘાતના પ્રતીકારના એવા અનેક પ્રસંગો જોયા અને અનુભવ્યા છે જે સમયોચિત નહોતા. આપણે માર્ક્સવાદીઓ હંમેશાં એ વાતનો ગર્વ ધરાવીએ છીએ કે સંઘર્ષના કોઈ પણ રૂપની સમયોચિતતાને આપણે લોક પરિબળો તથા વર્ગ સંબંધોની ચોક્કસ ગણતરી દ્વારા નિર્ધારિત કરીએ છીએ. આપણે એવું કથન કરેલું છે કે વિદ્રોહ હંમેશાં સમયોચિત નથી હોતો, લોકસમુદાયોમાં પૂર્વશરતો અસ્તિત્વ ધરાવતી ન હોય તો એ જુગાર બની જાય છે, અલગ અલગ વ્યક્તિઓ દ્વારા કરી દેખાડવામાં આવતા અત્યંત વીરતાભર્યાં રૂપોના પ્રતીકારને

આપણે ઘણી વાર ક્રાંતિના દૃષ્ટિબિંદુથી સમયાનુચિત અને હાનિકારક ગણાવીને વખોડી કાઢયો છે. ૧૯૦૭માં, કટુ અનુભવના આધારે આપણે ત્રીજી દૂમામાં સામેલગીરી સામેના પ્રતીકારને નકારી કાઢયો હતો, વગેરે વગેરે.

જર્મન ક્રાંતિને સહાય કરવાની બાબતમાં જ્યાં સુધી પરિબળો લશ્કરી અથવા વિદ્રોહી ઘર્ષણમાં દૃઢ, ગંભીર અને નિર્ણાયક ફટકો લગાવવા જેટલાં મજબૂત ન હોય ત્યાં સુધી આપણે આપણા કામને પ્રચાર, આંદોલન તથા બંધુભાવી વર્તન પૂરતું મર્યાદિત રાખવું જ જોઈએ, અથવા જો આપણને **ખાતરી હોય** કે એવું ઘર્ષણ દુશ્મનને સહાયભૂત નહિ થાય તો આપણે તેને સ્વીકારી લેવું જ જોઈએ.

બધા સાફ સમજે છે (ઠાલા પ્રલાપના ઘેનમાં ડૂબેલા લોકો સિવાય) કે આપણી પાસે તાકાત નથી એ **જાણતા હોવા છતાં**, આપણી પાસે લશ્કર નથી એ **જાણતા હોવા છતાં**, ગંભીર વિદ્રોહી અથવા લશ્કરી ઘર્ષણ માથે લેવું એ એક એવો જુગાર ગણાશે જે જર્મન કામદારોને સહાય નહિ કરે પણ તેમના સંઘર્ષને વધારે મુશ્કેલ બનાવી દેશે અને તેમના દુશ્મન માટે તથા આપણા દુશ્મન માટે પરિસ્થિતિ વધારે સરળ બનાવી દેશે.

## ૫

હજુ એક બીજી દલીલ પણ છે અને તે એટલી બાલિશ રીતે હાસ્યાસ્પદ છે કે તેને મેં મારા પોતાના કાને સાંભળી ન હોત તો કદી શક્ય માની જ ન હોત.

"ગત ઑક્ટોબર મહિનામાં તકવાદીઓ કહેતા હતા કે આપણી પાસે શક્તિ નથી, સૈન્યો નથી, મશીનગનો કે સરંજામ નથી. પણ વર્ગની વિરુદ્ધ વર્ગનો સંઘર્ષ શરૂ થયો એટલે સંઘર્ષ દરમિયાન એ બધું હાજર થઈ ગયું. જર્મન મૂડીદાર વર્ગની વિરુદ્ધ રશિયાના સર્વહારા વર્ગના સંઘર્ષ દરમિયાન પણ એ બધું હાજર થઈ જશે, જર્મન સર્વહારા વર્ગ આપણી મદદે આવી પહોંચશે."

ઑક્ટોબરમાં એવી પરિસ્થિતિ હતી કે આપણે **લોકસમુદાયોનાં** પરિબળોની ચોક્કસ ગણતરી કરી રાખી હતી. આપણે ફક્ત ધારતા જ નહોતા, સોવિયેતોની **લોકવ્યાપી** ચૂંટણીઓના અનુભવના આધારે આપણે નિશ્ચિત રૂપે **જાણતા હતા** કે કામદારો અને સૈનિકોની અતિ વ્યાપક બહુમતી સપ્ટેંબર માસમાં અને ઑક્ટોબર માસના પ્રારંભમાં **ક્યારની** આપણે પક્ષે આવી ગઈ હતી. ભલે

લોકશાહીવાદી સંમેલનમાં[11] પડેલા મતોના આધારે જ હોય, પણ આપણે જાણી લીધું હતું કે મિશ્ર સરકારે કિસાનપ્રજાનો ટેકો પણ ગુમાવી દીધો હતો — અને એનો અર્થ એ હતો કે આપણું ધ્યેય **ક્યારનું** વિજયી થઈ ચૂક્યું હતું.

ઑક્ટોબરના વિદ્રોહી સંઘર્ષ માટેના **વાસ્તવિક** સંજોગો નીચે મુજબ હતા:

૧) સૈનિકોનાં માથાં ઉપર હવે કોઈ જાતનો દંડૂકો ઉગામેલો નહોતો રહ્યો — ૧૯૧૭ના ફેબ્રુઆરી[12] મહિનામાં એવી હાલત નાબૂદ કરી નાખવામાં આવી હતી (જર્મની "પોતાના" ફેબ્રુઆરી સુધી હજુ પહોંચ્યું નથી);

૨) કામદારોની જેમ સૈનિકો પણ મિશ્ર સરકારથી તદ્દન ધરાઈ ચૂક્યા હતા અને તેનો સભાન, યોજનાબદ્ધ, દિલી **ત્યાગ** તેમણે પરિપૂર્ણ કરી લીધો હતો.

એ, અને ફક્ત એ જ, હકીકતે **ઑક્ટોબરમાં** "વિદ્રોહની દિશામાં" **સૂત્રની સચ્ચાઈ** નિર્ધારિત કરી દીધી (એ સૂત્ર જુલાઈ માસમાં અનુચિત ગણાયું હોત અને એ વખતે આપણે તેને આગળ ધરેલું પણ **નહિ**).

ઑક્ટોબરના તકવાદીઓની ભૂલ[13] વાસ્તવિક પરિસ્થિતિ બાબતની તેમની "કાળજીમાં" નહોતી (માત્ર બાળકો જ માની શકે કે તેમાં હતી) પરંતુ **હકીકતોના** તેમના **ખોટા** મૂલ્યાંકનમાં હતી — તેમણે નજીવી બાબતોને પકડી લીધી અને એ **મુખ્ય બાબતને** તો જોઈ જ નહિ કે સોવિયેતો સમાધાનના પક્ષેથી આપણે પક્ષે આવી ગઈ હતી.

જર્મની (ઑક્ટોબરની વાત તો બાજુ પર રહી, જેણે પોતાનો "ફેબ્રુઆરી" કે "જુલાઈ" મહિનો પણ હજુ નથી અનુભવ્યો) સાથેની, **રાજશાહીવાદી** મૂડીવાદી-સામ્રાજ્યવાદી સરકાર ધરાવતા એવા જર્મની સાથેની, હથિયારબંધ ઝપાઝપીને સોવિયેતોના, જે ૧૯૧૭ના ફેબ્રુઆરી મહિનાથી વિકસિત થઈ રહી હતી અને સપ્ટેંબર તથા ઑક્ટોબર મહિનાઓમાં વિકસિત થઈ ચૂકી હતી એવી સોવિયેતોના, દુશ્મનો વિરુદ્ધ ઑક્ટોબરના વિદ્રોહી સંઘર્ષ જોડે સરખાવવી એ એવી બાલિશતા છે કે તેને ફક્ત ઠેકડી ઉડાડવાને લાયક વિષય જ ગણી શકાય. ઠાલો પ્રલાપ લોકોને આવી બેહૂદગીમાં તાણી જાય છે!

## ૬

એક બીજા પ્રકારની દલીલ પણ જુઓ. "પણ અલગ સુલેહ દ્વારા જર્મની આપણને આર્થિક રીતે ગૂંગળાવી નાખશે, તે કોલસા તથા અનાજ લઈ જશે અને આપણને ગુલામીમાં જકડી લેશે."

આ તો ભારે ડહાપણની દલીલ થઈ — આપણે **લશ્કર વગર પણ** હથિયારબંધ ઝપાઝપી સ્વીકારી લેવી જ જોઈએ, પછી ભલે એવી ઝપાઝપીના અચૂક પરિણામે આપણને ગુલામીમાં જકડી લેવામાં આવે એટલું જ નહિ પરંતુ આપણી ગળચી દબાવી દેવામાં આવે, કોઈ પણ જાતના વળતર વગર આપણું અનાજ છીનવી લેવામાં આવે, અને આપણને સર્બિયા અથવા બેલ્જિયમની સ્થિતિમાં ધકેલી દેવામાં આવે. આપણે એ સ્વીકારી લેવી જ પડે કેમ કે **નહિતર** આપણી ઉપર હાનિકારક સુલેહ લાદવામાં આવશે, જર્મની આપણી પાસેથી ૬ અબજ અથવા ૧૨ અબજની ખંડણી હપતા પાડીને વસૂલ કરશે, યંત્રોના બદલામાં આપણું અનાજ લઈ જશે, વગેરે.

અરે ક્રાંતિકારી પ્રલાપના શૂરવીરો! સામ્રાજ્યવાદીઓની "ગુલામી" નાકબૂલ કરતી વેળા તેઓ **નમ્રતાપૂર્વક** મૂંગે મોઢે એ હકીકત ઉપરથી આંખ ફેરવી લે છે કે ગુલામીમાંથી પૂર્ણ રીતે મુક્ત થઈ જવા માટે સામ્રાજ્યવાદને **પરાજિત કરવાનું** જરૂરી હોય છે.

આપણે પ્રતિકૂળ સંધિ અને અલગ સુલેહ એવા ભાન સાથે કરી રહ્યા છીએ કે આપણે **આજે** ક્રાંતિકારી યુદ્ધ માટે હજુ તૈયાર નથી, આપણે વેળાની વાટ જોવાની છે (કેરેન્સ્કીની[14] ગુલામી આપણે સહન કરી લીધી હતી, જુલાઈથી ઑક્ટોબર મહિના સુધી આપણા પોતાના મૂડીવાદી વર્ગની ગુલામી આપણે સહન કરી લીધી હતી, ત્યારે કર્યું હતું તેમ), વધારે જોરાવર થઈ જઈએ ત્યાં સુધી આપણે થોભી જવાનું જ છે. એટલે, અત્યંત પ્રતિકૂળ અલગ સુલેહ કરવાની **તક જો** આપણને મળતી હોય તો **હજુ પણ** નબળી એવી આપણી સમાજવાદી ક્રાંતિના હિતમાં આપણે તેને **તદ્દન સ્વીકારી લેવી જ જોઈએ** (જર્મનીની વિકસતી ક્રાંતિ **હજુ સુધી** આપણી મદદે, રશિયનોની મદદે, આવી નથી એટલે). અલગ સુલેહ **તદ્દન** અશક્ય બની જાય તો જ આપણે સત્વર લડવું પડશે — **એટલા માટે નહિ કે એ સાચી કાર્યનીતિ હશે પણ એટલા માટે કે આપણને પસંદગીનો મોકો જ નહિ મળે**. અલગ સુલેહ અશક્ય બની જાય તો પછી કાર્યનીતિ બાબતના મતભેદનો પ્રસંગ જ ઊભો નહિ થાય. અત્યંત ઝનૂની પ્રતીકારની અનિવાર્યતા સિવાય બીજું કશું આપણી સમક્ષ હશે જ નહિ. પરંતુ જ્યાં સુધી આપણને પસંદગીનો અવકાશ હોય ત્યાં સુધી આપણે અલગ સુલેહને અને અત્યંત પ્રતિકૂળ સંધિને પસંદ કરવી જ જોઈએ કેમ કે એ બેલ્જિયમની[15] સ્થિતિ કરતાં તો ગમે તે દૃષ્ટિએ સો ગણી બહેતર સ્થિતિ હશે જ.

આજે આપણે હજુ નબળા હોવા છતાં દર મહિને વધારે જોરાવર બનતા

જઈએ છીએ. આંતરરાષ્ટ્રીય ક્રાંતિ યુરોપમાં હજુ પૂર્ણ રૂપે વિકસિત ન થઈ હોવા છતાં તે દર મહિને વિકસિત થતી જાય છે. એટલે... એટલે "ક્રાંતિકારીઓ" (આપણને એમનાથી ખુદા બચાવે) દલીલ કરે છે કે જર્મન સામ્રાજ્યવાદ **સ્પષ્ટ રૂપે** આપણા કરતાં વધારે જોરાવર છે પણ દર મહિને **નબળો પડતો જાય છે** (જર્મનીમાં ધીરી ગતિએ પણ નિશ્ચિત રૂપે વિકસતી જતી ક્રાંતિને કારણે) ત્યારે આપણે લડાઈ સ્વીકારી લેવી જ જોઈએ.

લાગણીવશ "ક્રાંતિકારીઓ" ભવ્ય દલીલ કરે છે, તેઓ સર્વોત્તમ દલીલ કરે છે!

૭

અધિકતમ "સત્યાભાસી" અને અધિકતમ વ્યાપક છેલ્લી દલીલ છે—"આ ભૂંડી સુલેહ નામોશીભરી છે, એ લાતવિયા, પોલૅંડ, કુર્લેન્ડ અને લિથુઆનિયાનો દ્રોહ કરે છે".

આ કહેવાતી આંતરરાષ્ટ્રવાદી દલીલનો શ્રમપૂર્વક વિસ્તાર કરવામાં કેવળ રશિયન **મૂડીવાદી વર્ગ જ** (અને તેના ખાંધિયાઓ—'નોવી લૂચ', 'દેલો નારોદા' અને 'નોવાયા ઝીઝ્ન'ની[16] ટોળકી) અત્યંત જુસ્સો દાખવે છે એ શું કંઈ નવાઈની વાત છે?

એમાં કશી જ નવાઈ નથી કેમ કે એ દલીલ તો એક જાળ છે જેમાં રશિયન બોલ્શેવિકોને ફસાવવાની કોશિશ મૂડીવાદી વર્ગ જાણી જોઈને કરી રહ્યો છે અને કેટલાક બોલ્શેવિકો પ્રલાપ સંબંધી પોતાના પ્યારને લીધે અજાણતા તેમાં ફસાઈ પણ જાય છે.

એ દલીલને આપણે સિદ્ધાંતની દૃષ્ટિએ તપાસી જોઈએ: પ્રથમ સ્થાને શું મુકાવું જોઈએ, રાષ્ટ્રોનો આત્મનિર્ણયનો અધિકાર કે સમાજવાદ?

સમાજવાદ પ્રથમ સ્થાને મુકાવો જોઈએ.

રાષ્ટ્રોના આત્મનિર્ણયના અધિકારનો ભંગ થતો હોય એ કારણે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકનું ભક્ષણ થઈ જવા દેવું, જ્યારે સામ્રાજ્યવાદ સ્પષ્ટ રૂપે વધારે જોરાવર છે અને સોવિયેત પ્રજાસત્તાક સ્પષ્ટ રૂપે વધારે નબળું છે એવે ટાણે સોવિયેત પ્રજાસત્તાકને સામ્રાજ્યવાદના ફટકાઓથી અરક્ષિત રાખવું, એ શું વાજબી છે?

ના, એ વાજબી નથી—એ તો **મૂડીવાદી** રાજકારણ છે, સમાજવાદી નહિ.

એ ઉપરાંત, પોલૅંડ, લિથુઆનિયા અને કુર્લેન્ડ "આપણને" પાછાં

અપવામાં આવે એ શરતે કરવામાં આવેલી સુલેહ શું **ઓછી** નામોશીભરી, જરા પણ ઓછી ઈજાફતી સુલેહ હશે?

રશિયન મૂડીવાદીની દૃષ્ટિએ **જરૂર હશે.**

સમાજવાદી-આંતરરાષ્ટ્રવાદીની દૃષ્ટિએ **નહિ જ હોય.**

કારણ કે જર્મન સામ્રાજ્યવાદ જો પોલૅંડને મુક્ત કરી દે (એક વખતે જર્મનીમાં કેટલાક **મૂડીવાદીઓ** એમ ઇચ્છતા હતા) તો તે સર્બિયા, બેલ્જિયમ, વગેરેને **ઘણાં વધારે** દબાવે જ.

રશિયન મૂડીદાર વર્ગ "ભૂંડી" સુલેહની વિરુદ્ધ આક્રંદ કરી ઊઠે છે ત્યારે તે પોતાનાં વર્ગહિતોને સાચી રીતે વ્યક્ત કરે છે.

પરંતુ કેટલાક બોલ્શેવિકો (પ્રલાપના રોગથી પીડાતા) જ્યારે એ જ દલીલનું રટણ કરે ત્યારે તે સાફ રીતે શોકની બિના બની જાય છે.

અંગ્રેજ-ફ્રેંચ મૂડીવાદી વર્ગના વર્તન સાથે સંબંધિત **હકીકતોને** તપાસી જુઓ. આપણને અત્યારે જર્મની વિરુદ્ધની લડાઈમાં ઘસડી જવા તેઓ પોતાનાથી બનતું બધું જ કરી રહ્યા છે, તેઓ આપણને લાખો કરોડો ન્યામતો પૂરી પાડવા તૈયાર છે—બૂટ, બટાકા, તોપના ગોળા, રેલવેનાં ઍંજિન (ઉધાર... ડરશો નહિ, એ કંઈ "ગુલામી" ન ગણાય! એ તો "ફક્ત" ઉધાર જ છે!) આપવા તૈયાર છે. આપણે **અત્યારે જ** જર્મનોની વિરુદ્ધ લડીએ એમ એ લોકો ઇચ્છે છે.

એ લોકોની એવી ઇચ્છાનું કારણ સાફ છે; એ લોકો એમ ઇચ્છે છે તેનું પહેલું કારણ એ છે કે એથી જર્મન સૈન્યોના અમુક હિસ્સાને આપણી સામેની લડાઈમાં જકડાઈ જવું પડે. અને બીજું કારણ એ છે કે જર્મન સામ્રાજ્યવાદ જોડેની કવેળાની હથિયારબંધ ઝપાઝપીના પરિણામે કદાચ અત્યંત સહેલાઈથી જ સોવિયેત સત્તાના ભુક્કા ઊડી જાય.

અંગ્રેજ-ફ્રેંચ મૂડીવાદી વર્ગ આપણે માટે જાળ ફેલાવી રહ્યો છે: મહેરબાની કરીને **અત્યારે જ** જઈને લડવાની માયા દાખવો, એથી અમને ભારે લાભ થશે. જર્મનો તમારે ત્યાં લૂંટફાટ ચલાવશે, પૂર્વમાં "સારી સફળતા" મેળવશે, પશ્ચિમમાં હળવી શરતો સ્વીકારવા તૈયાર થઈ જશે. અને એ ઉપરાંત સોવિયેત સત્તા પણ સાફ થઈ જશે... બોલ્શેવિક "સાથીદારો", કૃપા કરીને જરૂર લડો, અમે તમને મદદ કરીશું!

અને "ઉદ્દામ" (એમનાથી આપણને ખુદા બચાવે) બોલ્શેવિકો અત્યંત ક્રાંતિકારી સૂત્રોનું રટણ કરીને એ જાળમાં ફસાઈ જાય છે...

અરે હા, નિમ્ન-મૂડીવાદી વૃત્તિની નિશાનીઓની એક અભિવ્યક્તિ છે ક્રાંતિકારી પ્રલાપના ભોગ બની જવું તે. એ તો એક એવું પુરાણું તથ્ય છે, એવી પુરાણી કહાણી છે, જે વારંવાર નવું રૂપ ધારણ કરે છે...

૮

આપણી પાર્ટીએ ૧૯૦૭ના ઉનાળામાં પણ ક્રાંતિકારી પ્રલાપના રોગનો હુમલો અનુભવેલો જે અમુક અંશે સાદૃશ્ય હતો.

સેંટ પિટર્સબર્ગના અને મોસ્કોના લગભગ સઘળા બોલ્શેવિકો ત્રીજી દૂમાના બહિષ્કારની તરફેણમાં હતા, તેઓ વાસ્તવિક પૃથક્કરણને બદલે "લાગણીથી" દોરવાઈ ગયા હતા અને જાળમાં સપડાઈ ગયા હતા.

રોગે વળી પાછો ઊથલો માર્યો છે.

અત્યારે સમય અધિક મુશ્કેલ છે. અત્યારનો સવાલ લાખો ગણો વધારે મહત્ત્વનો છે. અત્યારે માંદા પડવું એટલે ક્રાંતિને ખતમ કરી નાખવાનું જોખમ વહોરવું.

આપણે ક્રાંતિકારી પ્રલાપની વિરુદ્ધ લડવું જ જોઈએ, આપણે તેની વિરુદ્ધ લડવાનું જ છે, આપણે તેની સામે ચોક્કસ લડવું જ જોઈએ, જેથી ભવિષ્યમાં કોઈ ટાણે લોકોને આપણે વિશે એવું કારમું સત્ય ન ઉચ્ચારવું પડે કે "ક્રાંતિકારી યુદ્ધ બાબતના ક્રાંતિકારી પ્રલાપે ક્રાંતિનું નિકંદન કાઢી નાખ્યું."

'પ્રાવદા' અંક ૩૧,
૨૧(૮) ફેબ્રુઆરી, ૧૯૧૮
હસ્તાક્ષર: કાર્પોવ

## ખૂજલી

ખૂજલીનો રોગ પીડાકારી હોય છે. અને જ્યારે લોકોને ક્રાંતિકારી પ્રલાપ કરવાની ખૂજલીનો રોગ લાગી જાય છે ત્યારે એ દરદની ઉપર ફક્ત નજર પડતાં જ અસહ્ય સંતાપ ઊપજે છે.

કામગાર જનતાના દરેક ઇન્સાનની નજરમાં જે તથ્યો સાદાં, સ્પષ્ટ, સુગ્રાહ્ય, સ્વાભાવિક અને દેખીતી રીતે નિર્વિવાદ હોય છે એવાં તથ્યોને ઉપરોક્ત પ્રકારની ખૂજલીથી પીડાતા લોકો વિકૃત કરી નાખે છે. એવી વિકૃતિઓ ઘણી વાર ઉત્તમ, સૌથી ઉમદા અને સૌથી ઉદાત્ત આવેગોમાંથી "કેવળ" સુપ્રસિદ્ધ સૈદ્ધાંતિક તથ્યોને પચાવવાની અશક્તિને કારણે અથવા એ તથ્યોના બાલિશ રીતે અણઘડ, નિશાળના છોકરા જેવી આંધળા અનુકરણની વૃત્તિના અસંગત રટણને કારણે જ ઉદ્ભવતી હોય છે[17] ("કઈ બાબત શું છે" એની લોકોને ખબર નથી હોતી). પરંતુ ખૂજલી હાનિકારક હોય છે એ હકીકત કંઈ એથી મટી નથી જતી.

દાખલા તરીકે, આથી વધારે નિર્વિવાદ અને સ્પષ્ટ તથ્ય બીજું કયું હોઈ શકે કે ત્રણ ત્રણ વર્ષ સુધી લૂંટફાટિયા યુદ્ધના અત્યાચારનો ભોગ બનેલી જનતાને સોવિયેત સત્તા, જમીન, કામદારોનું નિયંત્રણ અને **સુલેહશાંતિ** આપનારી સરકાર અજેય બની જાય? સુલેહ જ મુખ્ય બાબત છે. સર્વસામાન્ય અને ઇન્સાફી સુલેહ મેળવવાના **સંનિષ્ઠ** પ્રયાસો પછી જો વાસ્તવિક હકીકતમાં એમ બને કે **હાલના સમયે** એવી સુલેહ પ્રાપ્ત કરવાનું અશક્ય બની જાય તો પ્રત્યેક કિસાન સમજી શકશે કે સર્વસામાન્ય સુલેહને બદલે અલગ અને અન્યાયી સુલેહ આપણે સ્વીકારવી જ પડે. પ્રત્યેક કિસાન, અત્યંત અજાણ અને અભણ કિસાન પણ, આ વાત સમજી શકશે અને એવીયે સુલેહ આપનારી સરકારની કદર કરશે.

બોલ્શેવિકો પ્રલાપ કરવાની દુષ્ટ ખૂજલીના રોગથી પટકાઈ ગયા હોય તો જ તેઓ આ વાત ભૂલી જાય, અને એ ખૂજલી અતિ થાકેલા રશિયાની વિરુદ્ધ ધાડપાડુ જર્મનીના નવા જંગમાં પરિણમે ત્યારે કિસાનોનો તદ્દન વાજબી અસંતોષ જગાવે! જે હાસ્યજનક તથા નજીવી "સૈદ્ધાંતિક" બાબતો અને વાક્છલોના બુરખા તળે એ ખૂજલી છુપાયેલી હોય છે તેને મેં મારા 'ક્રાંતિકારી પ્રલાપ' નામના લેખમાં ('પ્રાવદા', ૨૧(૮) ફેબ્રુઆરી)* નિર્દેશિત કરી છે. એ જ ખૂજલીનો રોગ આજે પાછો અચાનક નવે ઠેકાણે દેખાયો ન હોત (કેવો ચેપી રોગ!) તો હું તેનો ઉલ્લેખ ન કરત.

એમ કેવી રીતે બન્યું એ સમજાવવા હું સૌપ્રથમ તો તદ્દન સરળ અને સ્પષ્ટ રીતે તથા કોઈ પણ જાતના "સિદ્ધાંત" વગરનું — ખૂજલી "સિદ્ધાંત" હોવાનો દાવો કરતી હોય તો એ અસહ્ય વાત છે — અને લોકસમુદાયો સમજી ન શકે એવા પંડિતિયા શબ્દો વગરનું એક નાનકડું ઉદાહરણ ટાંકીશ.

ધારો કે કોઈ જુલમશાહ અને રાક્ષસને ખતમ કરી નાખવા સારુ કાલ્યાયેવ કોઈ પાકા દુર્જન, બદમાશ અને લૂંટારા પાસેથી એવું વચન આપીને રિવૉલ્વર મેળવે છે કે સહાયના બદલામાં હું રોટી, પૈસા અને વોદકા આપીશ.

વિનાશક હથિયાર મેળવવા ખાતર "લૂંટારા જોડે સોદો કરવા" બદલ કાલ્યાયેવની[18] નિંદા કરી શકાય ખરી? કોઈ પણ સમજદાર વ્યક્તિ જવાબ આપશે કે "ના". કાલ્યાયેવને બીજે ક્યાંયથી રિવૉલ્વર મળે એમ ન હોય અને તેનો ઇરાદો સાચેસાચ નેક હોય (જુલમશાહને મારી નાખવાનો, લૂંટફાટના આશયે ખૂન કરવાનો નહિ) તો એ રીતે રિવૉલ્વર મેળવવા માટે તેને ઠપકો નહિ પણ સાબાશી આપવી ઘટે.

પરંતુ કોઈ લૂંટારો લૂંટફાટ કરવાના આશયે ખૂન કરવા માટે બીજા કોઈ લૂંટારા પાસેથી પૈસા, વોદકા અથવા રોટીના બદલામાં રિવૉલ્વર મેળવે તો એવા "લૂંટારા જોડેના સોદાને" કાલ્યાયેવે કરેલા સોદા સાથે સરખાવી (એકરૂપ ગણાવવાની વાત તો દૂર રહી) શકાય ખરો?

ના, જેનું ભેજું ખસી ન ગયું હોય અથવા જેને ખૂજલીનો ચેપ ન લાગ્યો હોય એવો દરેક માણસ સહમત થશે કે એમ ન જ કરી શકાય. પ્રલાપની રીત દ્વારા આવા તદ્દન સાફ તથ્યનો અસ્વીકાર કરતા "બુદ્ધિજીવી"ને જોઈને કોઈ પણ કિસાન કહેશે: તમે તો, સાહેબ, રાજ્યનો વહીવટ કરવાનું મૂકી દો અને

---

*જુઓ પૃષ્ઠ ૨૧.— સં.

વાતોના ઉસ્તાદ બોઘાઓની જમાતમાં ભળી જાઓ, અથવા સીધા વરાળના હમામખાનામાં જઈને ખૂજલીથી છુટકારો મેળવી લો.

મૂડીદારોના, અર્થાત્ શોષકોના, શાસક વર્ગનો પ્રતિનિધિ કેરેન્સ્કી અંગ્રેજ-ફ્રેંચ શોષકોની સાથે તેમની પાસેથી શસ્ત્રો અને બટાકા મેળવવાનો સોદો કરે અને સાથે સાથે જ એક લૂંટારાને આર્મેનિયા, ગેલિસિયા તથા કોન્સ્ટંટિનોપલ અને બીજા લૂંટારાને બગદાદ, સીરિયા, વગેરે આપવાનું (પોતે સફળ થાય તો) વચન આપતી ગુપ્ત સંધિઓને જનતાથી છુપાવી રાખે તો કેરેન્સ્કી અને તેના દોસ્તોએ કરેલો એ સોદો લૂંટફાટિયો, છેતરબાજીનો અને નીચતાભર્યો સોદો ગણાય, એ સમજવું શું મુશ્કેલ છે?

ના, એ સમજવું મુશ્કેલ નથી. કોઈ પણ કિસાન, અત્યંત અજાણ અને અભણ કિસાન પણ, એ વાત સમજી જશે.

પરંતુ શોષિત અને ઉત્પીડિત વર્ગે શોષકોને ઉથલાવી પાડયા પછી અને બધી જ ગુપ્ત અને ઈજાફતી સંધિઓને પ્રસિદ્ધ કરીને રદબાતલ કરી દીધા પછી એ વર્ગના પ્રતિનિધિને જર્મનીના સામ્રાજ્યવાદીઓ દ્વારા ધાડપાડુ હુમલાનો ભોગ બનાવી દેવામાં આવે તો અંગ્રેજ-ફ્રેંચ લૂંટારાઓ જોડે "સોદો કરવા" બદલ, પૈસા અથવા ઈમારતી લાકડા વગેરેના બદલામાં શસ્ત્રો અને બટાકા મેળવવા બદલ, તેની નિંદા થઈ શકે ખરી? એવા સોદાને કોઈ શરમજનક, નામોશીભર્યો કે મેલો ગણે ખરું?

ના, ન જ ગણે. દરેક સમજદાર માણસ આ વાત સમજી શકશે, અને એવા લોકોની મૂરખ ગધેડાઓ તરીકે ઠેકડી ઉડાડશે કે જે "અમીરી" તથા પંડિતાઈનો ડોળ કરીને એમ સાબિત કરવાનું માથે લઈ લેતા હોય કે સામ્રાજ્યવાદી કેરેન્સ્કીના લૂંટફાટિયા યુદ્ધ (અને સંયુક્ત રીતે ખાતર પાડીને મેળવેલી માલમતાના ભાગલા બાબતના તેના શરમજનક સોદાઓ) અને જર્મન લૂંટારાને મારી હઠાવવા ખાતર શસ્ત્રો તથા બટાકા મેળવવા માટે બોલ્શેવિક સરકારે અંગ્રેજ-ફ્રેંચ લૂંટારાઓ જોડે કરેલા **કાલ્યાયેવ પ્રકારના** સોદા વચ્ચેનો તફાવત "લોકસમુદાયો નહિ સમજી શકે".

દરેક સમજદાર માણસ આમ કહેશે: લૂંટ ચલાવવાના આશયથી કોઈ લૂંટારા પાસેથી ખરીદીને હથિયારો મેળવવાં એ ધિક્કારપાત્ર અને નીચતાનું કામ ગણાય, પરંતુ હુમલાખોરની વિરુદ્ધ ઇન્સાફી યુદ્ધ ચલાવવા કાજે એ જ લૂંટારા પાસેથી હથિયારો ખરીદવાં એ તો તદ્દન વાજબી કામ છે. ફક્ત નખરાળી જુવાન નારીઓ અને "પુસ્તકો વાંચીને" તેમાંથી ઢોંગ સિવાય બીજું કશું જ

ન શીખનારા ઢોંગી જુવાનોને જ તેમાં કશુંક "મેલું" દેખાય. એ પ્રકારના લોકો  સિવાય બીજા તો જેને ખૂજલીનો રોગ લાગ્યો હોય એ જ  એવી "ભૂલ"માં  પડે.

પરંતુ, તુર્કીવાસીઓ પાસેથી કૉન્સ્ટંટિનોપલ, ઑસ્ટ્રિયાવાસીઓ પાસેથી ગેલિસિયા અને જર્મનો પાસેથી પૂર્વ પ્રશિયા હડપ કરી જવાના આશયે અંગ્રેજ-ફ્રેંચ લૂંટારાઓ પાસેથી કેરેન્સ્કી દ્વારા હથિયારોની ખરીદી—અને સૌને માનભરી તથા ઇન્સાફી સુલેહની દરખાસ્ત કરનાર  સમાજવાદી  રશિયાની વિરુદ્ધ, યુદ્ધના અંતની જાહેરાત કરનાર રશિયાની વિરુદ્ધ, લશ્કરો  આગળ ધપાવનાર વિલ્હેલ્મને મારી હઠાવવાના આશયે એ જ લૂંટારાઓ પાસેથી બોલ્શેવિકો દ્વારા હથિયારોની ખરીદી વચ્ચેના તફાવતને જર્મન કામદાર સમજી શકશે ખરો?

માની જ લેવું રહ્યું કે જર્મન કામદાર એ તફાવતને "સમજી શકશે", પ્રથમ તો એ કારણસર કે તે બુદ્ધિશાળી તથા સુશિક્ષિત છે,  અને બીજા એ કારણસર કે તે સ્વચ્છ તથા સંસ્કારી જીવનથી ટેવાયેલો છે અને તેને નથી સામાન્ય રશિયન ખૂજલીનો રોગ કે નથી ક્રાંતિકારી પ્રલાપ કરવાની ખૂજલીનો ખાસ રોગ.

લૂંટ ચલાવવાના આશયે કરવામાં આવતી હત્યા અને હુમલાખોરની હત્યા વચ્ચે કોઈ જાતનો તફાવત છે કે નહિ?

લૂંટના ભાગલા પાડવા માટે ધાડપાડુઓના બે જૂથો વચ્ચેનું યુદ્ધ અને જેણે ધાડપાડુઓને ઉથલાવી પાડયા હોય એવી પ્રજાની ઉપર ધાડપાડુએ કરેલા આક્રમણથી મુક્તિ મેળવવા માટેના ઇન્સાફી યુદ્ધ વચ્ચે કોઈ જાતનો તફાવત છે કે નહિ?

કોઈ લૂંટારા પાસેથી હથિયારો મેળવવાનું મારું કદમ સારું છે કે ખરાબ છે તેના મૂલ્યાંકનનો આધાર એ હથિયારોના ધ્યેય અને પ્રયોજન ઉપર નથી શું? એ હથિયારોનો ઉપયોગ અધમ અને શરમજનક યુદ્ધ માટે થવાનો છે કે ઇન્સાફી અને નેક યુદ્ધ માટે થવાનો છે એ હકીકત ઉપર નથી શું?

ઊફ! ખૂજલીનો રોગ ભારે નાપાક રોગ છે. અને તેના ચેપના ભોગ થઈ ગયેલા લોકોને બાષ્પ-સ્નાન કરાવનાર માણસનું કામ ભારે આકરું છે...

**તા.ક.** ઉત્તર  અમેરિકાના લોકોએ અઢારમી સદીના અંતમાં ઇંગ્લૅંડની વિરુદ્ધ પોતાના મુક્તિ યુદ્ધ દરમિયાન ઇંગ્લૅંડના હરીફો અને બરાબર ઇંગ્લૅંડ

જેવા જ સાંસ્થાનિક લૂંટારા સ્પેન અને ફ્રાંસ પાસેથી મદદ મેળવેલી. એમ કહેવાય છે કે એવા "ઉદ્દામ બોલ્શેવિકો" પણ હયાત છે જે એ અમેરિકનોના "મેલા સોદા" વિશે "વિદ્વતાભરી કૃતિ" લખવાની ધારણા રાખે છે...

૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૨મી
તારીખે લિખિત
'પ્રાવદા'ની સાંજની આવૃત્તિના ૩૩મા અંકમાં ૧૯૧૮ના
ફેબ્રુઆરીની ૨૨(૯)મી તારીખે પ્રકાશિત
હસ્તાક્ષર: કાર્પોવ

## શાંતિ કે યુદ્ધ?

વાચક જોઈ શકે છે કે જર્મનોનો જવાબ આપણી સામે સુલેહની બ્રેસ્ત-લિતોવ્સ્ક કરતાં પણ વધારે જુલમી શરતો મૂકે છે. તોપણ મને એ વાતની પાકી પ્રતીતિ છે કે માત્ર ક્રાંતિકારી પ્રલાપનું સખત ઘેન જ અમુક લોકોને એ શરતો ઉપર સહી કરવાનો ઇનકાર કરવા ઉશ્કેરી શકે. ચોક્કસ એ જ કારણસર 'પ્રાવદા'માં 'ક્રાંતિકારી પ્રલાપ' અને 'ખૂજલી'* બાબતના લેખો લખીને (કાર્પોવના નામે) મેં ક્રાંતિકારી પ્રલાપની વિરુદ્ધ બેરહમ સંઘર્ષ ચલાવ્યો. ક્રાંતિકારી પ્રલાપની વૃત્તિને મેં આપણી પાર્ટીની ઉપર (અને પરિણામે ક્રાંતિની ઉપર પણ) તોળાતી મોટામાં મોટી આફત રૂપે એ વખતે પણ ઓળખી લીધી હતી અને આજે પણ હું તેને એવી જ ગણું છું. ઇતિહાસ બતાવે છે કે ચોકસાઈથી ક્રાંતિકારી સૂત્રોને અમલમાં મૂકતી ક્રાંતિકારી પાર્ટીઓને ક્રાંતિકારી પ્રલાપના રોગનો ચેપ લાગતાં ઘણી વાર તેમનો અંજામ વિનાશમાં આવ્યો.

અત્યાર સુધી હું પાર્ટીને ક્રાંતિકારી પ્રલાપની વિરુદ્ધ સમજાવવાની કોશિશ કરતો રહ્યો છું. હવે મારે એ કામ જાહેર રીતે જ કરવું પડશે. કારણ કે—અફસોસ!—મારી તદ્દન અનિષ્ટમાં અનિષ્ટ ધારણાઓ સાચી સાબિત થઈ છે.

૮મી જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે પેત્રોગ્રાદના લગભગ ૬૦ મુખ્ય પાર્ટી-કાર્યકરોની સમક્ષ મેં મારી 'અલગ અને ઇજાફતી સુલેહ તત્કાળ સ્વીકારી લેવાના સવાલ સંબંધી થિસિસો' (૧૭ થિસિસો, જે આવતીકાલે પ્રસિદ્ધ કરવામાં આવશે) વાંચી સંભળાવેલી. એ થિસિસોમાં મેં ક્રાંતિકારી પ્રલાપની વિરુદ્ધ જંગ પોકારેલો (ફકરો ૧૩મો), પરંતુ અધિકતમ નમ્રતાથી અને અત્યંત દોસ્તીની રીતે એમ કરેલું (મારી એ નમ્રતાને હવે હું ગંભીર રીતે વખોડી કાઢું

---

* જુઓ પૃષ્ઠ ૩૪.—સં.

છું). મેં કહેલું કે પ્રસ્તાવિત સુલેહનો ઇનકાર કરવાની નીતિ "સુંદર, મોહક અને તેજસ્વી માટેની માનવીય ઝંખનાને કદાચ સંતોષે ખરી, પરંતુ હાલ ચાલી રહેલી સમાજવાદી ક્રાંતિના વર્તમાન તબક્કે એવી નીતિ વર્ગ-બળોની વસ્તુગત સમતુલાની અને ભૌતિક સંજોગોની તદ્દન અવગણના કરશે."*

૧૭મી થિસિસમાં મેં લખેલું કે પ્રસ્તાવિત સુલેહ ઉપર સહી કરવાનો આપણે ઇનકાર કરીશું તો "વધારે ગંભીર પરાજયો રશિયાને આનાથી પણ વધારે હાનિકારક અલગ સુલેહ કરવાની ફરજ પાડશે."

હાલત એથી પણ વધારે ખરાબ થઈ ગઈ છે કેમ કે પીછેહઠ કરતું અને વિખેરાતું જતું આપણું લશ્કર લડવાનો તદ્દન ઇનકાર કરી રહ્યું છે.

આવી પરિસ્થિતિમાં, ફક્ત અમર્યાદિત પ્રલાપ જ વર્તમાન સમયે રશિયાને યુદ્ધમાં ધકેલી દઈ શકે એમ છે અને પ્રલાપ કરવાની નીતિ જો પ્રબળ બની જશે તો હું પોતે તો બેશક એક પળ પણ ન તો સરકારમાં રહીશ કે ન આપણી પાર્ટીની સેંટ્રલ કમિટીમાં રહીશ.

કારમું સત્ય હવે એવા ભયાનક સ્પષ્ટ રૂપમાં છતું થયું છે કે તેને ન જોવાનું તદ્દન અશક્ય જ છે. જર્મનોના આગમનથી રશિયાનો આખો મૂડીવાદી વર્ગ આનંદોલ્લાસમાં આવી ગયો છે અને દ્વેષીલો હરખ અનુભવી રહ્યો છે. ફક્ત આંધળા અથવા પ્રલાપના ઘેનમાં ડૂબેલા હોય એવા લોકો જ એ હકીકત પ્રત્યે પોતાની આંખો બંધ કરી શકે કે ક્રાંતિકારી યુદ્ધની (**લશ્કર વગર...**) નીતિ મૂડીવાદી વર્ગને ઘીકેળાં અપાવે છે. દ્વીન્સ્કમાં રશિયન અફસરો ક્યારના એ લોકોની લશ્કરી પટ્ટી ખભે ટાંકીને ફરવા લાગ્યા છે.

રેઝિત્સામાં મૂડીવાદી વર્ગે હર્ષોન્માદથી જર્મનોનું સ્વાગત કર્યું. જર્મનો હવે સોવિયેત સત્તાને ઉથલાવી પાડશે એવા ખયાલથી એ લોકો પેત્રોગ્રાદમાં નેવ્સ્કી માર્ગ ઉપર અને મૂડીવાદી અખબારોમાં ('રેચ', 'દેલો નારોદા', 'નોવી લૂચ', ઇત્યાદિ) હર્ષાવેગથી પોતાના હોઠ ચાટી રહ્યા છે.

બધા આ વાત જાણી લે: જે કોઈ માણસ તાત્કાલિક સુલેહનો, એ ભલે અત્યંત જુલમી હોય તોપણ, વિરોધ કરે છે તે સોવિયેત સત્તાને જોખમમાં ધકેલી દે છે.

જુલમી સુલેહને સહન કરી લેવાની આપણને ફરજ પડી છે. એથી જર્મનીની કે યુરોપની ક્રાંતિ અટકી નહિ જાય. આપણે ક્રાંતિકારી સેનાની રચનાનું કામ ઉપાડી

---

*જુઓ પૃષ્ઠ ૫.—સં.

લેશું—પ્રલાપ તથા બૂમબરાડા (૭મી જાન્યુઆરી પછી આપણાં સૈન્યોને નાસભાગ કરતાં અટકાવવા માટે પણ કશું જ ન કરનારા લોકોની જેમ) દ્વારા નહિ **પરંતુ સંગઠનાત્મક પ્રવૃત્તિ દ્વારા**, કાર્યો દ્વારા, સમગ્ર જનતાની ધોરણસર પ્રબળ સેનાના સર્જન દ્વારા.

લિખિત — ૨૩ ફેબ્રુઆરી, ૧૯૧૮
'પ્રાવદા'ની સાંજની આવૃત્તિના
૩૪મા અંકમાં ૨૩(૧૦) ફેબ્રુઆરી, ૧૯૧૮ના
દિવસે પ્રકાશિત
હસ્તાક્ષર: લેનિન

## રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી (બોલ્શેવિક)ની સેંટ્રલ કમિટીમાં પ્રવચનો

### ૨૩ ફેબ્રુઆરી, ૧૯૧૮[19]

### કાર્યનોંધોમાંથી

૧

કોમરેડ લેનિન માને છે કે ક્રાંતિકારી પ્રલાપની નીતિનો અંત આવી ગયો છે. એ નીતિ ચાલુ રાખવામાં આવે તો તેમનો ઈરાદો સરકાર તેમ જ સેંટ્રલ કમિટીમાંથી રાજીનામું આપી દેવાનો છે. ક્રાંતિકારી યુદ્ધ લશ્કરની હયાતી માગી લે છે પણ લશ્કર તો અસ્તિત્વમાં છે જ નહિ. એનો અર્થ એ જ થયો કે શરતો સ્વીકારી લેવી પડશે.

૨

**કોમરેડ લેનિન.** અલ્ટીમેટમ આપવા બદલ તમારામાંના કેટલાકે મને કડવાં વેણ કહ્યાં છે. મેં એમ આખરી કદમ તરીકે જ કરેલું. આપણી સેંટ્રલ કમિટીના સભ્યો આંતરરાષ્ટ્રીય આંતરવિગ્રહની વાતો કરે એ હાસ્યાસ્પદ છે. રશિયામાં આંતરવિગ્રહ ચાલી રહ્યો છે પણ જર્મનીમાં નથી ચાલી રહ્યો. આપણું આંદોલન ચાલુ રાખવાનું છે. આપણે તેને શબ્દો વડે નહિ પણ ક્રાંતિકારી કાર્યો વડે ચલાવી રહ્યા છીએ. તે એમ જ રહેશે. આપણે શરતો ઉપર સહી ન કરીએ તો ચાલે એમ છે એવું સ્તાલિનનું કથન ખોટું છે. આ શરતો સ્વીકારવી જ પડે એમ છે. એમ નહિ કરો તો તમે ત્રણ અઠવાડિયાંની અંદર જ સોવિયેત સત્તાના મૃત્યુખત ઉપર સહી કરશો. આ શરતો સોવિયેત સત્તાની ઉપર કોઈ જાતની અસર પાડતી નથી. હું મુદ્દલ આનાકાની અનુભવતો નથી. મેં મારું અલ્ટીમેટમ માત્ર પાછું ખેંચી લેવાના ઈરાદે આપ્યું નથી. ક્રાંતિકારી પ્રલાપની સામે મારો વિરોધ છે. જર્મન ક્રાંતિ હજુ પાકી નથી. એમ થતાં થતાં તો હજુ મહિનાઓ લાગી જશે. આ શરતો સ્વીકારી જ લેવી જોઈએ. આગળ જતાં જો નવું અલ્ટીમેટમ મળે તો એ વખત સુધીમાં પરિસ્થિતિ તદ્દન બદલાઈ ગઈ હશે.

૩

**કોમરેડ લેનિન**. હું એમ પણ માનું છું કે ક્રાંતિકારી યુદ્ધની તૈયારી કરવાનું જરૂરી છે. સંધિનું આપણી રીતે અર્થઘટન કરવાનો અવકાશ જરૂર રહેશે જ અને આપણે તેનું એ રીતે અર્થઘટન કરીશું. એ સંબંધમાં લશ્કરનું વિસર્જન શુદ્ધ રૂપે લશ્કરી જ હશે. આખર, યુદ્ધ પહેલાં આપણી પાસે લશ્કર તો હતું જ. ક્રાંતિકારી યુદ્ધ ગંભીર તૈયારીઓ માગી લે છે. મને એ વાતમાં મુદ્દલ શંકા નથી કે આમજનતા સુલેહ ઇચ્છે છે.

૪

લેનિન દરખાસ્ત કરે છે કે નીચેની બાબતો ઉપર મત લેવામાં આવે: ૧) જર્મન દરખાસ્તોને તત્કાળ સ્વીકારી લેવી કે નહિ; ૨) ક્રાંતિકારી યુદ્ધની તૈયારીઓ તત્કાળ કરવી કે નહિ; ૩) પેત્રોગ્રાદ અને મોસ્કોના સોવિયેત મતદારોના મતદાનની વ્યવસ્થા તરત જ કરવી કે નહિ.

૫

કોમરેડ લોમોવ લેનિનને પૂછે છે કે તમારા વિચાર પ્રમાણે સુલેહની ઉપર સહી કરવાની વિરુદ્ધ અખબારોમાં અને પાર્ટીના એકમોમાં આંદોલન ચલાવવાની છૂટ હોઈ શકે કે નહિ.

કોમરેડ લેનિન હકારમાં જવાબ આપે છે.

૬

સેંટ્રલ કમિટીના કેટલાક સભ્યોએ સોવિયેતનાં અને પાર્ટીનાં સઘળાં જવાબદારીભર્યાં પદો ઉપરથી રાજીનામું આપવાની જાહેરાત કરી છે એ બાબતને લક્ષમાં લેતાં કોમરેડ સ્વેર્દ્લોવ દરખાસ્ત કરે છે કે કોંગ્રેસ ભરાય ત્યાં સુધી એ સભ્યોએ પોતપોતાનાં પદો ઉપર કાયમ રહેવું જોઈએ અને પોતાના વિચારોનો પાર્ટીનાં વર્તુળોમાં પ્રચાર કરવો જોઈએ.

સ્વેર્દ્લોવે ઉઠાવેલા સવાલ ઉપર ચર્ચા કરવાની કોમરેડ લેનિન તરફેણ કરે છે કેમ કે એક તો સહી કરવાને હજુ ત્રણ દિવસની વાર છે, અને બીજું એ કે બહાલી આપવાના વખતને હજુ બાર દિવસ બાકી છે, એટલે પાર્ટીનો

અભિપ્રાય જાણી લેવાની શક્યતા ઊભી થાય છે; અભિપ્રાય જો સહી કરવાની વિરુદ્ધનો નીકળે તો બહાલી નહિ અનુસરે; પરંતુ આજે વખતની ખૂબ ખેંચ છે એ વાતને ધ્યાનમાં લેતાં તેઓ એવી દરખાસ્ત કરે છે કે આ બાબતને આવતીકાલ પર મુલતવી રાખવામાં આવે.

૭

કોમરેડ સ્તાલિન પૂછે છે કે પદો પરથી રાજીનામું આપવું એ પાર્ટીમાંથી હઠી જવા બરાબર છે કે નહિ.

કોમરેડ લેનિન જણાવે છે કે સેંટ્રલ કમિટીમાંથી રાજીનામું આપવાનું કદમ પાર્ટીનો ત્યાગ સૂચિત નથી કરતું.

૮

કોમરેડ લેનિન દરખાસ્ત કરે છે કે મત લેવામાં આવે ત્યારે એ સાથીઓ અળગા થઈ જાય અને પોતાને જવાબદારી ધારણ ન કરવી પડે એટલા માટે કોઈ જાતના દસ્તાવેજો ઉપર સહી ન કરે, પણ સોવિયેતનાં પોતપોતાનાં કામ છોડી ન જાય.

પ્રથમ વાર પ્રકાશિત: ૧ થી ૩ પ્રવચનો ૧૯૨૨માં
૪ થી ૮ પ્રવચનો ૧૯૨૮માં

## ભૂલ ક્યાં છે?

બ્રેસ્તની શરતો પર અલગ સુલેહ કરવાના મુખ્ય અને અત્યંત જવાબદાર વિરોધીઓએ પોતાની દલીલોનું સારતત્ત્વ નીચેના રૂપમાં રજૂ કર્યું છે:

"...————————————————
————————————————
————————————————..."

લગભગ ઠરાવના રૂપમાં રજૂ કરવામાં આવેલી અધિકતમ સંકેંદ્રિત, અધિકતમ મહત્ત્વની, દલીલો અહીંયાં આગળ ધરવામાં આવી છે. દલીલોના પૃથક્કરણની સરળતાને ખાતર પ્રત્યેક રજૂઆતને અમે અલગ અલગ નંબર આપ્યો છે.

આ દલીલોને તપાસીએ એટલે પ્રણેતાઓની મુખ્ય ભૂલ તરત જ નજરે ચડી જાય છે. વર્તમાન સમયે ક્રાંતિકારી યુદ્ધની નક્કર પરિસ્થિતિ વિશે તેઓ એક શબ્દ પણ કહેતા નથી. સુલેહના સમર્થકોના મુખ્ય અને મૂળભૂત વિચારને, અર્થાત્ **વર્તમાન સમયે** આપણે માટે લડવાનું અશક્ય છે એ વિચારને, તદ્દન ટાળવામાં આવ્યો છે. જવાબમાં—સમજો કે આ દલીલોના પ્રણેતાઓને જાન્યુઆરીની આઠમી તારીખથી સુપરિચિત મારી થિસિસોના* જવાબમાં—તેઓ કેવળ **સામાન્ય** વિચારણાઓ, અમૂર્ત ખયાલો, રજૂ કરે છે જે અનિવાર્ય રૂપે ઠાલા પ્રલાપમાં પલટાઈ જાય છે. કારણ કે કોઈ પણ ખાસ બાબતની પરિસ્થિતિઓનું વિશેષ પૃથક્કરણ કર્યા વગર જ એ ખાસ બાબતને લાગુ કરવામાં આવતું પ્રત્યેક સામાન્ય ઐતિહાસિક વિધાન ઠાલો પ્રલાપ જ બની જાય છે.

---

* જુઓ પૃષ્ઠ ૫.—સં.

પ્રથમ રજૂઆતને લઈએ. તેનો આખો "સાર" દોષ દેવાનો, બરાડા પાડવાનો, પોકળ પંડિતાઈ દેખાડવાનો, વિરોધીને "શરમાવવાના" પ્રયાસનો અને લાગણીઓને અપીલ કરવાનો છે. એ લોકો કહે છે: જોયું ને, તમે લોકો કેવા નઠારા છો! સામ્રાજ્યવાદીઓ તમારી ઉપર હુમલો કરે છે, સર્વહારા વર્ગીય ક્રાંતિને દબાવી દેવાને પોતાના લક્ષ્ય તરીકે "ઘોષિત કરે છે", અને તમે તેનો જવાબ સુલેહ કરવા તૈયાર થઈને આપો છો! પરંતુ આ દલીલોના પ્રણેતાઓ જાણે છે તેમ અમારી દલીલ તો એ છે કે જુલમી સુલેહને નકારી કાઢીને આપણે સર્વહારા વર્ગીય ક્રાંતિને દબાવી દેવાનું દુશ્મન માટે **વાસ્તવમાં વધારે સરળ બનાવી દઈશું**. અને અમારી આ દલીલ લશ્કરની હાલત, તેમાં વર્ગોની સ્થિતિ, વગેરેના અનેક ખૂબ નક્કર નિર્દેશો દ્વારા પુષ્ટ થયેલી છે (દાખલા તરીકે મારી થિસિસોમાં). ઉપરોક્ત દલીલોના પ્રણેતાઓએ પ્રત્યેક નક્કર બાબતને અળગી રાખી છે અને તેઓ જે નતીજા પર પહોંચે છે એ ઠાલો પ્રલાપ છે. કારણ કે જો દુશ્મન એમ "ઘોષિત કરતો હોય" કે તેનું લક્ષ્ય ક્રાંતિને દબાવી દેવાનું છે તો પ્રતીકારનું અશક્ય તરીકે માન્ય થયેલું રૂપ પસંદ કરીને દુશ્મનનાં લક્ષ્યોને "ઘોષણાની કક્ષામાંથી" **સિદ્ધિની કક્ષાએ** લઈ જવામાં સહાય કરે તે ખરાબ ક્રાંતિકારી કહેવાય.

બીજી દલીલ. "દોષારોપણને" વધારે તીવ્ર બનાવવામાં આવે છે. એ લોકો કહે છે: દુશ્મનનો પહેલો ધસારો આવતાં જ તમે સુલેહ કરવા તૈયાર થઈ જાઓ છો... દલીલના પ્રણેતાઓ શું ગંભીરતાથી એમ ધારે છે કે જે લોકોએ "ધસારાથી" ખૂબ પહેલાં, ઠેઠ જાન્યુઆરી મહિનામાં, પરિબળોના સંબંધોનું અને એ વખતની યુદ્ધની નક્કર પરિસ્થિતિનું પૃથક્કરણ કરેલું તેમને આ વાત પ્રતીતિકર લાગશે? "દોષારોપણને" પૃથક્કરણની વિરુદ્ધ દલીલ તરીકે ગણવામાં આવે તો એ શું પ્રલાપ નથી??

અમને કહેવામાં આવ્યું છે કે વર્તમાન સંજોગોમાં સુલેહ કરવા તૈયાર થઈ જવું એટલે "આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગની સૌથી મોખરાની ટુકડીએ આંતરરાષ્ટ્રીય મૂડીવાદી વર્ગને તાબે થઈ જવું."

વળી પાછો ઠાલો પ્રલાપ. સામાન્ય તથ્યોને એટલાં બધાં ફુલાવી દેવામાં આવે છે કે તે અસત્ય બની જાય છે અને પોકળ પંડિતાઈમાં પલટાઈ જાય છે. જર્મન મૂડીવાદી વર્ગ "આંતરરાષ્ટ્રીય" નથી કેમ કે સુલેહ કરવાના આપણા ઈનકારનું અંગ્રેજ-ફ્રેંચ મૂડીદારો **સ્વાગત** કરે છે. સામાન્ય રીતે "તાબે થઈ જવું" એ ખરાબ વાત છે, પરંતુ આ પ્રશંસનીય તથ્ય પ્રત્યેક અલગ અલગ બાબતને

નિર્ણીત નથી કરતું કેમ કે સ્પષ્ટ રૂપે પ્રતિકૂળ સંજોગોમાં લડવાના ઇનકારને પણ તાબે થઈ જવું કહી શકાય, પરંતુ **એ રીતે** તાબે થઈ જવું એ પ્રત્યેક ગંભીર ક્રાંતિકારી માટે ફરજિયાત છે. ત્રીજી દૂમામાં પ્રવેશ કરવાની તૈયારી, આપણા "ઉદ્દામ" પોકળ પંડિતોએ એ વખતે કરેલા વર્ણન મુજબ સ્તોલીપિનની[20] જોડે સુલેહ, પણ સામાન્ય દૃષ્ટિએ જોતાં તાબે થઈ જવાનું જ કદમ હતું.

ક્રાંતિકારી શરૂઆતના અર્થમાં આપણે સૌથી મોખરાની ટુકડી છીએ ખરા, એ વાત તો નિર્વિવાદ છે, પરંતુ સૌથી મોખરાના સામ્રાજ્યવાદનાં દળો સામે લશ્કરી ટક્કરના અર્થમાં સૌથી મોખરાની ટુકડી બનવા માટે, એ ...*

લિખિત: ૨૩ અથવા ૨૪ ફેબ્રુઆરી, ૧૯૧૮
પ્રથમ વાર ૧૯૨૯માં પ્રકાશિત

---

*હસ્તપ્રત અહીં અટકી જાય છે.—સં.

## અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિ સમક્ષ અહેવાલ
## ૨૪ ફેબ્રુઆરી, ૧૯૧૮[21]

સાથીઓ, જર્મન સામ્રાજ્યવાદના પ્રતિનિધિઓએ આપણી સામે મૂકેલી શરતો અપૂર્વ કઠોર, અનહદ જુલમી, ધાડપાડુ શરતો છે. રશિયાની નિર્બળતાનો લાભ લઈને જર્મન સામ્રાજ્યવાદે પોતાના ગોઠણ આપણી છાતી ઉપર ચાંપી દીધા છે. પરિસ્થિતિ જેવી છે તેમાં મને જેની ઊંડી પ્રતીતિ થઈ છે એ કારમું સત્ય તમારાથી છુપાવ્યા વગર મારે તમને કહેવું જ જોઈએ કે એ શરતો સ્વીકારી લીધા સિવાય આપણી સમક્ષ બીજો કોઈ જ રસ્તો નથી. અને બીજા કોઈ પણ સૂચનનો અર્થ ઇચ્છાએ કે અનિચ્છાએ એથી પણ વધારે ભયંકર અનિષ્ટો તથા (અહીં પ્રમાણની વાત કરી શકાય તો) સોવિયેત પ્રજાસત્તાકની અધિક પૂર્ણ પરાધીનતા વહોરી લેવા જેવો, તેને જર્મન સામ્રાજ્યવાદની ગુલામીમાં ધકેલી દેવા જેવો થાય છે, અથવા તે એક ભયંકર, અનહદ કઠોર, પરંતુ નિર્વિવાદ વાસ્તવિકતાથી નજર બચાવવા માટે શબ્દોનો ઉપયોગ કરવાનો દયાજનક પ્રયાસ છે. સાથીઓ, તમે બધા સારી રીતે જાણો છો અને તમારામાંના ઘણાએ તો વ્યક્તિગત અનુભવ દ્વારા જાણ્યું છે કે સામ્રાજ્યવાદી યુદ્ધમાં રશિયાને માથે પડેલો બોજ, સૌ સમજી શકે એવાં નિર્વિવાદ કારણોસર, બીજા દેશોએ વેઠેલા બોજ કરતાં વધારે ભયાનક અને આકરો હતો. એટલે તમને ખબર છે કે યુદ્ધને કારણે આપણા લશ્કરને જેટલી ખુવારી અને અત્યાચાર વેઠવા પડયાં હતાં એટલાં બીજા કોઈને નહોતાં વેઠવા પડયાં, અને મૂડીવાદી અખબારો તથા તેમને ટેકો આપતી પાર્ટીઓ અથવા સોવિયેત સરકાર પ્રત્યે ઝેર રાખતી પાર્ટીઓ દ્વારા આપણી ઉપર ઉછાળવામાં આવતો એવો કાદવ નર્યો બકવાદ જ છે કે બોલ્શેવિકો સૈનિકોને હતોત્સાહ કરતા હતા. હું તમને ફરી એક વાર એ ઘોષણાની યાદ અપાવીશ કે જે ક્રિલેંકોએ તે હજુ કેરેન્સ્કીનો અફસર હતો ત્યારે પેત્રોગ્રાદ રવાના થતી વેળા સૈનિકોમાં વહેંચેલી અને જે 'પ્રાવદા'માં

પુનઃપ્રકાશિત થયેલી અને જેમાં તેણે આમ જાહેર કરેલું: અમે તમને કોઈ પણ જાતના બળવાનું ઉત્તેજન નથી આપતા, અમે તમને સુયોજિત રાજકીય કદમો ઉઠાવવાનું ઉત્તેજન આપીએ છીએ; શક્ય એટલા સુસંગઠિત થવાનો પ્રયાસ કરો. બોલ્શેવિકોના એક અત્યંત જોશીલા પ્રતિનિધિનો અને લશ્કરની જોડે અત્યંત નિકટતાથી સંકળાયેલા માણસનો પ્રચાર એવો હતો. અપૂર્વ અને અનહદ થાકેલા એ લશ્કરને એક તાંતણે બાંધી રાખવા માટે અને તેને વધારે જોરાવર બનાવવા માટે શક્ય અને જરૂરી બધું જ કરવામાં આવ્યું હતું. નિરાશાજનક લાગે એવા મારા વિચારોને રજૂ કરવાનું મેં છેલ્લા મહિના દરમિયાન તદ્દન બંધ રાખ્યું હોઈને આપણે હવે જોયું છે કે લશ્કરની બાબતમાં પરિસ્થિતિને હળવી બનાવવા માટે જે કંઈ કહી શકાય એ બધું આપણે કહ્યું છે અને જે કંઈ કરી શકાય એ બધું આપણે કર્યું છે, પરંતુ વાસ્તવિકતાએ આપણને બતાવી આપ્યું છે કે ત્રણ ત્રણ વર્ષના યુદ્ધ પછી હવે આપણા લશ્કરમાં લડવાની મુદ્દલ શક્તિ કે ઇચ્છા નથી. સામ્રાજ્યવાદી ધાડપાડુની લગોલગ રહેતાં એ જ્યારે આપણી છાતી ઉપર પોતાના ગોઠણ ચાંપી દે છે ત્યારે આપણને સુલેહની શરતો ઉપર સહી કરવાની ફરજ કેમ પડે છે તેનું બુનિયાદી કારણ એ જ છે; સાદું દેખીતું, અને અધિકતમ પ્રમાણમાં કારમું તથા પીડાકારી પરંતુ તદ્દન સ્પષ્ટ કારણ એ જ છે. એટલે જ મારી જવાબદારીના પૂરેપૂરા ભાન સાથે હું કહું છું અને પુનરાવર્તન કરું છું કે સોવિયેત સરકારના એક પણ પ્રતિનિધિને આ જવાબદારી ટાળવાનો અધિકાર નથી. ઑક્ટોબરના વિદ્રોહ પછી ક્રાંતિએ કેવી આગેકૂચ કરી છે એ નિહાળવાનું જેવી રીતે આનંદકારી અને સહેલું રહ્યું છે તેવી જ રીતે કામદારો તથા કિસાનો અને સૈનિકોને એ કહી બતાવવાનું પણ બેશક આનંદકારી અને સહેલું છે; પરંતુ કારમા, પીડાકારી અને નિર્વિવાદ સત્યને — ક્રાંતિકારી યુદ્ધની અશક્યતાને — સ્વીકારવાનો વખત આવ્યો છે ત્યારે એ જવાબદારી ટાળવાનું તદ્દન વર્જ્ય છે અને આપણે તેને નિખાલસતાથી ઉપાડી જ લેવી જોઈએ. હાલત કેવી છે એ સાફ સાફ જણાવી દેવાને હું મારી ફરજ સમજું છું, મારી એ ફરજ બજાવવાનું હું આવશ્યક ગણું છું, અને એટલે મને ખાતરી છે કે યુદ્ધ શું છે, મહેનતકશ જનતાને યુદ્ધનાં કેવાં મૂલ્ય ચૂકવવાં પડયાં છે અને યુદ્ધે કામગાર જનતાને કેટલી હદે થકવીને લોથ કરી નાખી છે એ બધું સારી રીતે જાણતો રશિયાનો મહેનતકશ વર્ગ, આપણી સાથે સાથે એ વર્ગ પણ — મને એ બાબત વિશે એક પળ પણ શંકા નથી થતી — સુલેહની આ શરતોની

અપૂર્વ કઠોરતા, નિર્લજ્જતા અને નીચતાને સમજે છે અને છતાં આપણા વર્તનને મંજૂર કરે છે. તેઓ કહેશે: તમે તાત્કાળિક અને ઈન્સાફી સુલેહની શરતો પેશ કરવાનું માથે લીધું. બીજા દેશો તેમાં જોડાય છે કે નહિ એ જોઈ લેવા માટે, જેની મદદ વગર કાયમી સમાજવાદી વિજય આપણે હાંસલ ન જ કરી શકીએ એ યુરોપિયન સર્વહારા વર્ગ આપણી સહાયે આવે છે કે નહિ એ જોઈ લેવા માટે, સુલેહમાં વિલંબ કરવાના પ્રત્યેક શક્ય અવકાશનો તમારે ઉપયોગ કરવાનો હતો. વાટાઘાટોને લંબાવવા માટે શક્ય એટલું બધું જ આપણે કર્યું છે, આપણે તો શક્ય હતું એથી પણ વધારે કર્યું છે. બ્રેસ્તની વાટાઘાટો પછી આપણે યુદ્ધની હાલતનો અંત જાહેર કર્યો, આપણામાંના ઘણાને વિશ્વાસ હતો કે જર્મનીમાં પ્રવર્તિત પરિસ્થિતિ તેને રશિયાની ઉપર પાશવી અને જંગલી હુમલો નહિ જ કરવા દે. આ વખતે આપણને સખત હાર ખાવી પડી અને એ હારને સામી આંખે જોવાની શક્તિ આપણે ધરાવવી જ જોઈએ. હા, અત્યાર સુધી ક્રાંતિ એક પછી એક વિજય મેળવીને ઉન્નતિ કરતી રહી છે, પરંતુ હવે તેને સખત હાર મળી છે. ઝડપથી શરૂ થયેલું જર્મન કામદાર વર્ગનું આંદોલન થોડા વખત પૂરતું અટકી ગયું છે. આપણે જાણીએ છીએ કે તેનાં મુખ્ય કારણો નાબૂદ નથી થઈ ગયાં અને એ કારણો વિકસિત થશે જ તથા અનિવાર્ય રીતે વિસ્તારિત થશે જ કેમ કે અત્યાચારી યુદ્ધ લાંબું ખેંચાતું જાય છે, કેમ કે સામ્રાજ્યવાદની પાશવતા નિરંતર વધારે પૂરી અને સાફ રીતે ઉઘાડી પડતી જઈને રાજકારણથી અત્યંત દૂર અથવા સમાજવાદી નીતિ સમજવા અશક્ત દેખાતા લોકસમુદાયોની આંખો ખોલતી જાય છે. એટલે જ આવી લાઈલાજ કરુણ પરિસ્થિતિ ઊભી થઈ છે જે આપણને અત્યારે સુલેહ સ્વીકારી લેવાની ફરજ પાડે છે અને કામગાર જનતાના સમુદાયોને આમ કહેવાની ફરજ પાડશે: હા, એ લોકોએ સાચાં જ કદમ ભર્યાં છે, ઈન્સાફી સુલેહ પેશ કરવા માટે તેમણે પોતાનાથી બનતું બધું જ કર્યું, અત્યંત જુલમી અને કમનસીબ સુલેહ તેમને માની લેવી પડી કેમ કે દેશની સામે બીજો કોઈ રસ્તો જ નહોતો. એ લોકોની હાલત એવી છે કે તેમને સોવિયેત પ્રજાસત્તાકની વિરુદ્ધ જીવનમરણનો સંઘર્ષ ખેલવો જ પડે છે. પેત્રોગ્રાદ અને મોસ્કોની ઉપર ચડી આવવાનો તેમનો ઈરાદો તેઓ અત્યારે અમલમાં નથી મૂકી શકતા તે ફક્ત એટલા જ કારણસર કે તેઓ બ્રિટન વિરુદ્ધના ખૂનખાર તથા ધાડપાડુ યુદ્ધમાં જકડાઈ ગયા છે અને આંતરિક કટોકટી પણ અસ્તિત્વમાં છે. જ્યારે મારું ધ્યાન એ વાત પ્રત્યે ખેંચવામાં આવે

છે કે આવતીકાલે અથવા તે પછીના દિવસે જર્મન સામ્રાજ્યવાદીઓ આપણી સામે કદાચ આથી બદતર શરતો પણ રજૂ કરે, ત્યારે હું કહું છું કે આપણે એવી પરિસ્થિતિ માટે તૈયાર રહેવું જ જોઈએ. પાશવી ધાડપાડુઓની લગોલગ રહેતું હોવાથી સોવિયેત પ્રજાસત્તાકે તેમના હુમલાની ધારણા તો બેશક રાખવી જ જોઈએ. વર્તમાન સમયે આપણે જવાબ યુદ્ધ વડે નથી આપી શકતા તેનું કારણ એ છે કે બળોનો અભાવ છે અને યુદ્ધ તો કેવળ જનતાને સાથે લઈને જ લડી શકાય. ક્રાંતિની સફળતાઓ ઘણા સાથીઓને એથી ઊલટી વાત કહેવા પ્રેરે છે પણ એ કંઈ લોકવ્યાપી ઘટના બની નથી, તેમાં વાસ્તવિક લોકસમુદાયોની ઈચ્છા તથા અભિપ્રાય વ્યક્ત થતાં નથી. તમે ખરા મહેનતકશોના વર્ગ સમક્ષ જશો, કામદારો અને કિસાનો સમક્ષ જશો, તો તમને ફક્ત એક જ જવાબ સાંભળવા મળશે કે આપણે યુદ્ધ લડવાને તદ્દન અશક્ત છીએ, તેને માટેની ભૌતિક તાકાત આપણે ધરાવતા નથી, એક સૈનિકે કહ્યું હતું તેમ આપણે લોહીથી લથબથ થઈ ગયા છીએ. એ લોકસમુદાયો આપણને સમજી શકશે અને આવી જબરજસ્તીની તથા અપૂર્વ જુલમી સુલેહને સ્વીકારી લેવાના આપણા પગલાને મંજૂર કરશે. શક્ય છે કે લોકસમુદાયોના જુવાળ માટે જરૂરી અવકાશનો ગાળો ટૂંકો ન પણ હોય, પરંતુ ક્રાંતિના જુવાળના સમયની તેમ જ ક્રાંતિને પીછેહઠ કરવી પડી હતી એ સમયની, જ્યારે ક્રાંતિકારી આવાહનો લોકસમુદાયોમાં મુદ્દલ પ્રતિઘોષ નહોતાં જમાવતાં એ સમયની, ક્રાંતિકારી લડાઈઓનાં લાંબાં વર્ષો જે લોકોને ગુજારવાં પડયાં છે તેઓ જાણે છે કે એ બધું છતાં ક્રાંતિ હંમેશાં પાછી નવેસરથી વિકસી છે જ. એટલે અમે કહીએ છીએ: હા, વર્તમાન સમયે લોકસમુદાયો જંગ લડવાની હાલતમાં નથી, વર્તમાન સમયે આખું કારમું સત્ય જનતાને સાફ કહી દેવું એ સોવિયેત સરકારના પ્રત્યેક પ્રતિનિધિની ફરજ છે. અભૂતપૂર્વ મુશ્કેલીઓ તથા યુદ્ધનાં ત્રણ ત્રણ વર્ષ તેમ જ ઝારશાહીએ વારસામાં છોડેલી ભયંકર પાયમાલીનો વખત પણ વીતી જશે અને જનતા પોતાની તાકાત પાછી મેળવી લેશે તથા પ્રતીકાર કરવા શક્તિમાન બની જશે. અત્યારે આપણી સામે જુલમગાર ખડો છે. જુલમનો જવાબ ક્રાંતિકારી યુદ્ધ વડે આપવો, વિદ્રોહ વડે આપવો, એ તો બેશક ઉત્તમ વાત છે જ પણ દુર્ભાગ્યે ઈતિહાસે બતાવી આપ્યું છે કે જુલમનો જવાબ વિદ્રોહથી આપવાનું હંમેશાં શક્ય નથી બનતું. પરંતુ વિદ્રોહથી અળગા રહેવાનો અર્થ એવો નથી થતો કે ક્રાંતિથી પણ અળગા રહેવું. મૂડીવાદી અખબારો, સોવિયેત સત્તાના દુશ્મનો, તરફથી થતી ઉશ્કેરણીનો ભોગ ન બની જતા. ખરેખર, એ

લોકો કને "ભૂંડી સુલેહ"ની વાતો સિવાય અને આ સુલેહ વિશે "શરમ! શરમ!"ના બરાડા સિવાય બીજું કશું જ નથી, પરંતુ હકીકતમાં તો એ મૂડીવાદી વર્ગ જર્મન વિજેતાઓનું હરખભેર અભિવાદન કરે છે. એ લોકો કહે છે: "આખરે જર્મનો આવશે અને વ્યવસ્થા સ્થાપશે." એ લોકો એમ જ ઇચ્છે છે અને એટલે "ભૂંડી સુલેહ, શરમજનક સુલેહ" એવા બરાડા પાડીને આપણને લડવા લલચાવે છે. આપણામાં લડવાની તાકાત નથી એ જાણતા હોવા છતાં તેઓ ઇચ્છે છે કે સોવિયેત સરકાર લડાઈ માથે લઈ લે, આવી અભૂતપૂર્વ લડાઈ માથે લઈ લે. જર્મન લશ્કરી અફસરો જોડે સોદો કરી લેવાના આશયે તેઓ આપણને જાળમાં ફસાવીને જર્મન સામ્રાજ્યવાદીઓની સંપૂર્ણ ગુલામીમાં ઘસડી જઈ રહ્યા છે, પરંતુ તેઓ તો ફક્ત પોતાનાં વર્ગ-હિતોને જ વ્યક્ત કરી રહ્યા છે કેમ કે તેઓ જાણે છે કે સોવિયેત સરકાર વધારે ને વધારે મજબૂત બનતી જાય છે. મારા અભિપ્રાયમાં આ શોરબકોર, સુલેહની વિરુદ્ધ થતા આ બરાડાઓ, એ હકીકતની સૌથી મોટી સાબિતી છે કે સુલેહને નકારી કાઢનારાઓ પોતાને અવાસ્તવિક ભ્રમણાઓ વડે આશ્વસ્ત કરી રહ્યા છે એટલું જ નહિ, તેઓ ઉશ્કેરણીનો ભોગ પણ બની ગયા છે. ના, વિનાશકારી સત્યને આપણે સીધેસીધું સામી નજરે જોવું જ પડશે: જુલમગાર પોતાનો ગોઠણ આપણી છાતી ઉપર ચાંપીને આપણી સામે ખડો છે, અને ક્રાંતિકારી સંઘર્ષનાં બધાં જ સાધનો વડે આપણે લડીશું. પરંતુ વર્તમાન સમયે આપણે ભયંકર મુશ્કેલ હાલતમાં છીએ, આપણો દોસ્ત આપણી મદદે દોડી આવી શકે એમ નથી, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ અત્યારે ને અત્યારે આવી શકે એમ નથી, પણ એ આવશે તો ખરો જ. દુશ્મનનો સશસ્ત્ર પ્રતીકાર કરવાની કોઈ શક્યતા અત્યારે ન ધરાવતું આ ક્રાંતિકારી આંદોલન વિકસી રહ્યું છે અને તે પ્રતીકાર આગળ જતાં કરશે, પણ પ્રતીકાર ચોક્કસ કરશે જ. (**તાળીઓ**.)

આ પ્રવચનનો સંક્ષિપ્ત અહેવાલ
૨૫(૧૨)મી ફેબ્રુઆરી ૧૯૧૮ના
દિવસે 'પ્રાવદા'ના ૩૫મા અંકમાં
(સાંજની આવૃત્તિ) પ્રકાશિત થયો હતો.
સંપૂર્ણ વાચન પ્રથમ વાર ૧૯૨૯માં પ્રકાશિત

## કમનસીબ સુલેહ

### (અવતરણ)

બળિયો નબળાની ગળચી પકડીને ઊભો હોય ત્યારે કમનસીબ, અનહદ કઠોર, અમર્યાદ અપમાનકારી સુલેહ સ્વીકારવાનું અકલ્પનીય અને અપૂર્વ વિષમ હોય છે. પરંતુ હતાશાનો ભોગ થઈ જવાનું નિષિદ્ધ છે, એ ભૂલી જવાનું નિષિદ્ધ છે કે એથી પણ વધારે મોટાં અપમાનોનાં, સુલેહની એથી પણ વધારે કમનસીબ અને જુલમી શરતોનાં, ઉદાહરણો ઇતિહાસમાં પડયાં છે. તેમ છતાં પણ પાશવી ક્રૂરતા ધરાવતા વિજેતાઓએ કચડી નાખેલી પ્રજાઓ વળી પાછી સશક્ત થઈને ખડી થઈ શકી છે.

વિલ્હેલ્મ અત્યારે રશિયાને[22] જે રીતે કચડી રહ્યો છે અને નામોશીનો ભોગ બનાવી રહ્યો છે તેના કરતાં અનહદ અધિક સખતાઈથી નેપોલિયન પહેલાએ પ્રશિયાને કચડી નાખેલું અને નામોશીનો ભોગ બનાવેલું. નેપોલિયન પહેલો કેટલાંય વર્ષો સુધી યુરોપ ખંડમાં પૂર્ણ રૂપે વિજેતા રહ્યો હતો. રશિયા ઉપરના વિલ્હેલ્મના વિજય કરતાં પ્રશિયા ઉપરનો તેનો વિજય ઘણો વધારે નિર્ણાયક હતો. તે છતાં થોડાં વરસો પછી પ્રશિયા પાછું સશક્ત બની ગયું, અને નેપોલિયનની વિરુદ્ધ કોઈ પણ હિસાબે મુક્તિનું નહિ પરંતુ સામ્રાજ્યવાદી યુદ્ધ લડી રહેલાં ધાડપાડુ રાજ્યોની મદદ પોતાના મુક્તિ યુદ્ધમાં લઈને તેણે નેપોલિયનની ધૂંસરીને ફગાવી દીધી.

નેપોલિયનનાં સામ્રાજ્યવાદી યુદ્ધો ઘણાં વરસો સુધી ચાલુ રહ્યાં હતાં. એ યુદ્ધોએ એક આખો યુગ લઈ લીધો હતો અને રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોની જોડે વણાયેલા સામ્રાજ્યવાદી* સંબંધોની એક અત્યંત અટપટી

---

*અહીં મેં સામ્રાજ્યવાદનો ઉલ્લેખ સામાન્ય રીતે વિદેશોની લૂંટફાટના અર્થમાં અને સામ્રાજ્યવાદી યુદ્ધનો ઉલ્લેખ એવી લૂંટના ભાગલા માટે ધાડપાડુઓની વચ્ચે થતા યુદ્ધના અર્થમાં કર્યો છે.

## કમનસીબ સુલેહ

(અવતરણ)

બળિયો નબળાની ગળચી પકડીને ઊભો હોય ત્યારે કમનસીબ, અનહદ કઠોર, અમર્યાદ અપમાનકારી સુલેહ સ્વીકારવાનું અકલ્પનીય અને અપૂર્વ વિષમ હોય છે. પરંતુ હતાશાનો ભોગ થઈ જવાનું નિષિદ્ધ છે, એ ભૂલી જવાનું નિષિદ્ધ છે કે એથી પણ વધારે મોટાં અપમાનોનાં, સુલેહની એથી પણ વધારે કમનસીબ અને જુલમી શરતોનાં, ઉદાહરણો ઇતિહાસમાં પડયાં છે. તેમ છતાં પણ પાશવી ક્રૂરતા ધરાવતા વિજેતાઓએ કચડી નાખેલી પ્રજાઓ વળી પાછી સશક્ત થઈને ખડી થઈ શકી છે.

વિલ્હેલ્મ અત્યારે રશિયાને[22] જે રીતે કચડી રહ્યો છે અને નામોશીનો ભોગ બનાવી રહ્યો છે તેના કરતાં અનહદ અધિક સખતાઈથી નેપોલિયન પહેલાએ પ્રશિયાને કચડી નાખેલું અને નામોશીનો ભોગ બનાવેલું. નેપોલિયન પહેલો કેટલાંય વર્ષો સુધી યુરોપ ખંડમાં પૂર્ણ રૂપે વિજેતા રહ્યો હતો. રશિયા ઉપરના વિલ્હેલ્મના વિજય કરતાં પ્રશિયા ઉપરનો તેનો વિજય ઘણો વધારે નિર્ણાયક હતો. તે છતાં થોડાં વરસો પછી પ્રશિયા પાછું સશક્ત બની ગયું, અને નેપોલિયનની વિરુદ્ધ કોઈ પણ હિસાબે મુક્તિનું નહિ પરંતુ સામ્રાજ્યવાદી યુદ્ધ લડી રહેલાં ધાડપાડુ રાજ્યોની મદદ પોતાના મુક્તિ યુદ્ધમાં લઈને તેણે નેપોલિયનની ધૂંસરીને ફગાવી દીધી.

નેપોલિયનનાં સામ્રાજ્યવાદી યુદ્ધો ઘણાં વરસો સુધી ચાલુ રહ્યાં હતાં. એ યુદ્ધોએ એક આખો યુગ લઈ લીધો હતો અને રાષ્ટ્રીય મુક્તિ આંદોલનોની જોડે વણાયેલા સામ્રાજ્યવાદી* સંબંધોની એક અત્યંત અટપટી

---

*અહીં મેં સામ્રાજ્યવાદનો ઉલ્લેખ સામાન્ય રીતે વિદેશોની લૂંટફાટના અર્થમાં અને સામ્રાજ્યવાદી યુદ્ધનો ઉલ્લેખ એવી લૂંટના ભાગલા માટે ધાડપાડુઓની વચ્ચે થતા યુદ્ધના અર્થમાં કર્યો છે.

જાળ પ્રદર્શિત કરી હતી. અને તેના પરિણામે, યુદ્ધો તથા કરુણાંતિકાઓથી (આખી ને આખી પ્રજાઓની કરુણાંતિકાઓ) અસાધારણ રૂપે સમૃદ્ધ આખા યુગમાં થઈને ઇતિહાસ સામંતશાહીમાંથી "મુક્ત" મૂડીવાદમાં પહોંચી ગયો.

ઇતિહાસ હવે એથી પણ અધિક ઝડપથી આગળ વધી રહ્યો છે, સામ્રાજ્યવાદી યુદ્ધ દ્વારા કચડી નાખવામાં આવતાં અથવા કચડી નાખવામાં આવેલાં આખેઆખાં રાષ્ટ્રોની કરુણ કથનીઓ અમાપ રૂપે વધારે ભયંકર છે. સામ્રાજ્યવાદી અને રાષ્ટ્રીય મુક્તિના પ્રવાહોની, આંદોલનો તથા આકાંક્ષાઓની, પરસ્પર ગૂંથણી પણ દૃશ્યમાન છે, પરંતુ એવા જબ્બર તફાવત સાથે કે રાષ્ટ્રીય મુક્તિ આંદોલનો બેહદ વધારે નબળાં છે અને સામ્રાજ્યવાદી આંદોલનો બેહદ વધારે પ્રબળ છે. પરંતુ ઇતિહાસ એકધારી રીતે આગળ વધતો જ જાય છે અને બધા ઉન્નત દેશોનાં ઊંડાણોમાં સમાજવાદી ક્રાંતિ, બેહદ વધારે ગહન ક્રાંતિ, લોકક્રાંતિ, પહેલાંની મૂડીવાદી ક્રાંતિ કરતાં વધારે પ્રબળ ક્રાંતિ—બધા અવરોધો છતાં—વિકસિત થઈ રહી છે.

એટલે જ, ફરી વાર અને વળી પાછું ફરી વાર: બધી વાતોમાં અધિકતમ નિષિદ્ધ વાત છે હતાશા. સુલેહની શરતો અસહ્ય રૂપે કઠોર છે. તેમ છતાં ઇતિહાસ પોતાનો રંગ ધારણ કરશે જ, બીજા દેશોમાં એકધારી રીતે વિકસિત થતી જતી સમાજવાદી ક્રાંતિ આપણી વહારે આવશે જ—ભલે તે આપણે ઇચ્છીએ એટલી ત્વરાથી ન આવી શકે, પણ આવશે તો ખરી જ.

ધાડપાડુએ આપણને ઘેરી લીધા છે, આપણને જુલમ અને નામોશીના ભોગ બનાવ્યા છે—પરંતુ એ બધા બોજ સહેવાની શક્તિ આપણે ધરાવીએ છીએ. દુનિયામાં આપણે એકલા નથી. આપણે મિત્રો, સમર્થકો, ખૂબ વફાદાર સહાયકો ધરાવીએ છીએ. તેમને આવતાં મોડું થયું છે — તેમની ઇચ્છાના કાબૂ બહારના કેટલાય સંજોગોને કારણે — પરંતુ તેઓ આવશે જરૂર.

આપણે સંગઠનના, સંગઠનના, અને વળી પાછા સંગઠનના કાર્યમાં લાગી જઈએ. બધી કસોટીઓ છતાં ભાવિ ચોક્કસ આપણું જ છે.

'પ્રાવદા', અંક ૩૪,
૨૪ ફેબ્રુઆરી, ૧૯૧૮

## અલગ અને ઈજાફતી સુલેહના સવાલ સંબંધી રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટી (બોલ્શેવિક)ની સેંટ્રલ કમિટીનું ધોરણ

પ્યારા સાથીઓ,

જર્મન સરકારે રજૂ કરેલી સુલેહની શરતોની સેંટ્રલ કમિટી દ્વારા સ્વીકૃતિ માટે જે હેતુઓ કારણભૂત હતા તેનો ખુલાસો પેશ કરવાનું સેંટ્રલ કમિટીનો સંગઠન વિભાગ આવશ્યક ગણે છે. સાથીઓ, સંગઠન વિભાગ આ ખુલાસો તમારી સમક્ષ એટલા માટે પેશ કરે છે કે કોંગ્રેસો વચ્ચેના સમયમાં સમગ્ર પાર્ટીનું પ્રતિનિધિત્વ કરતી સેંટ્રલ કમિટીના દૃષ્ટિકોણ વિશે પાર્ટીના બધા સભ્યોને પૂરેપૂરા વાકેફ કરવા જોઈએ. સંગઠન વિભાગ એવું નિવેદન કરવાનું આવશ્યક ગણે છે કે સુલેહની શરતો પર સહી કરવાના સવાલ પરત્વે સેંટ્રલ કમિટી એકમત નહોતી. પરંતુ નિર્ણય લેવાઈ ચૂક્યો છે એટલે આખી પાર્ટીએ એ નિર્ણયનું સમર્થન કરવું જ જોઈએ. પાર્ટીની કોંગ્રેસ થોડા દિવસોમાં જ ભરાવાની છે, અને સેંટ્રલ કમિટીએ આખી પાર્ટીનું વાસ્તવિક વલણ કેટલી હદે સાચી રીતે વ્યક્ત કર્યું છે એ સવાલનો નિર્ણય કરવાનું ત્યારે જ શક્ય બનશે. પાર્ટીની કોંગ્રેસ ભરાય નહિ ત્યાં સુધી પાર્ટીના બધા જ સભ્યો પાર્ટી પ્રત્યેની પોતાની ફરજને અનુસરીને અને આપણી પાર્ટીની હરોળોની એકતા જાળવી રાખવા કાજે પોતાના કેંદ્રીય આગેવાન સંઘટનના, પાર્ટીની સેંટ્રલ કમિટીના, નિર્ણયોનો અમલ કરશે.

જર્મનીની સાથે અમુક ખાસ ઘડીએ (૨૪ ફેબ્રુઆરી, ૧૯૧૮) ઈજાફતી અને અકલ્પનીય કઠોર સુલેહ ઉપર સહી કરવાનું મુખ્યત્વે તો એ હકીકતને લીધે તદ્દન આવશ્યક બની ગયું કે આપણી પાસે લશ્કર છે જ નહિ અને આપણે આપણો પોતાનો બચાવ કરી શકીએ એમ નથી.

સૌને ખબર છે કે ૨૫મી ઑક્ટોબર, ૧૯૧૭ પછી, સર્વહારા વર્ગ અને ગરીબ કિસાનપ્રજાની સરમુખત્યારીના વિજય પછી, આપણે બધા સંરક્ષણવાદીઓ કેમ બની ગયા છીએ, આપણે બધા પિતૃભૂમિના રક્ષણના પક્ષે કેમ છીએ,

પિતૃભૂમિનું રક્ષણ કરવાના દૃષ્ટિબિંદુથી જોતાં, જ્યારે આપણી પાસે લશ્કર જ નથી અને દુશ્મન નખશિખ શસ્ત્રસજ્જ છે તથા ઉત્તમ તૈયારી ધરાવે છે ત્યારે આપણી જાતને સશસ્ત્ર ઘર્ષણમાં ખેંચાઈ જવા દેવાનું નિષિદ્ધ છે.

સોવિયેતોના સભ્યોને ચૂંટતા કામદારો, કિસાનો અને સૈનિકોના સમુદાયોની સ્પષ્ટ અતિવ્યાપક બહુમતી યુદ્ધની વિરુદ્ધ હોય ત્યારે સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક યુદ્ધમાં પડી શકે નહિ. એ તો આંધળો જુગાર ગણાય. સુલેહની શરતો અતિશય આકરી હોવા છતાં આ યુદ્ધનો એક વાર અંત આણ્યા પછી જર્મન સામ્રાજ્યવાદ જો રશિયાની વિરુદ્ધ આક્રમક યુદ્ધ શરૂ કરવાનું ફરી વાર નક્કી કરે તો એ વાત જુદી ગણાય. એમ થાય તો સોવિયેતોની બહુમતી તદ્દન નિશ્ચિત રૂપે યુદ્ધની તરફેણ કરશે જ.

અત્યારે યુદ્ધ લડવું એ વાસ્તવિક દૃષ્ટિએ જોતાં રશિયન મૂડીવાદી વર્ગની ઉશ્કેરણીનો ભોગ બની જવા બરાબર ગણાશે. મૂડીવાદીઓ પૂરા વાકેફ છે કે અત્યારે રશિયા તદ્દન રક્ષણવિહોણું છે અને નજીવાં જર્મન દળોને હાથે પણ કચડાઈ જશે. જર્મન દળો ફક્ત મુખ્ય રેલવે માર્ગને કાપી નાખે એટલે પેત્રોગ્રાદ તથા મોસ્કોને ભૂખે મરીને તાબે થઈ જવું પડે. મૂડીવાદી વર્ગ યુદ્ધ ઇચ્છે છે કેમ કે તે સોવિયેત સત્તાને ઉથલાવી પાડવા અને જર્મન મૂડીવાદી વર્ગ જોડે સમજૂતી કરવા માગે છે. જર્મન સૈન્યો દ્વીન્સ્ક અને રેઝિત્સા, વેન્દેન અને ગાપ્સાલ, તથા મીન્સ્ક અને દ્રીસા પહોંચ્યાં ત્યારે મૂડીવાદી વર્ગમાં વ્યાપી ગયેલ આનંદોલ્લાસ એ હકીકતને શક્ય એટલી સ્પષ્ટ કરી દે છે.

અત્યારની ઘડીએ ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં દલીલ કરવી એ ઠાલા ક્રાંતિકારી પ્રલાપ સિવાય બીજું કશું જ નથી. એક પાયમાલ કિસાન દેશ માટે લશ્કર વગર અને અત્યંત ગંભીર આર્થિક તૈયારીઓ વગર ઉન્નત સામ્રાજ્યવાદની વિરુદ્ધ આધુનિક યુદ્ધ લડવાનું અશક્ય છે. એ વાતમાં શંકાને મુદ્દલ સ્થાન નથી કે જર્મન સામ્રાજ્યવાદનો પ્રતીકાર કરવો જ જોઈએ કેમ કે તે આપણને કચડી નાખશે અને કેદમાં જકડી રાખશે. પરંતુ વિશિષ્ટ રૂપે સશસ્ત્ર વિદ્રોહની રીત દ્વારા પ્રતીકારની માગણી કરવી એ તો ખાલી વાતોના તડાકા જ ગણાય, ખાસ કરીને અત્યારે કે જ્યારે **એવો** પ્રતીકાર આપણે માટે તો સ્પષ્ટ રૂપે આશાહીન જ છે અને જર્મન તથા રશિયન મૂડીવાદી વર્ગના સાફ લાભમાં જ છે.

આ ઘડીએ આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનના સમર્થનના આધારે ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં દલીલ કરવી એ પણ એટલી જ ખાલી વાતોના તડાકા છે. કટાણે લડાઈ સ્વીકારી લઈને આપણે સોવિયેત પ્રજાસત્તાકને કચડી

નાખવાનું જર્મન સામ્રાજયવાદ માટે વધારે સહેલું બનાવી દઈએ તો એથી આપણે જર્મન તથા આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગના આંદોલનને અને સમાજવાદના ધ્યેયને મદદ નહિ પણ હાનિ જ કરીશું. સર્વાંગી, અવિરત અને પદ્ધતિસર કાર્ય દ્વારા આપણે બધા દેશોની અંદર કેવળ ક્રાંતિકારી આંતરરાષ્ટ્રવાદીઓને જ મદદ કરવી જોઈએ. પરંતુ સશસ્ત્ર વિદ્રોહ જયારે સ્પષ્ટ રૂપે જુગાર જ બની જવાનો છે ત્યારે એવો જુગાર ખેલવાનું માથે લેવું એ માર્ક્સવાદીને અણછાજતું છે.

લીબ્કનેખ્ત જો બે કે ત્રણ અઠવાડિયાંમાં વિજયી બની જાય (એ શક્ય છે) તો તે બેશક આપણને આપણી બધી મુશ્કેલીઓમાંથી બચાવી લેશે. પરંતુ આપણે જો જનતાને એવી ખાતરી આપીએ કે આગામી થોડાં અઠવાડિયાંઓની અંદર લીબ્કનેખ્ત અનિવાર્ય અને ચોક્કસ રૂપે વિજય હાંસલ કરશે જ, તો એ સીધીસાદી મૂર્ખાઈ જ થશે અને બધા દેશોની કામગાર જનતાની એકતાના મહાન સૂત્રને નરી ઠેકડીમાં પલટાવી નાખશે. ખરેખર, એ રીતે દલીલ કરીએ તો આપણે "અમે વિશ્વક્રાંતિની ઉપર આધાર રાખીએ છીએ" એ મહાન સૂત્રને ઠાલા પ્રલાપમાં જ પલટાવી નાખીશું.

વસ્તુગત દૃષ્ટિએ, પરિસ્થિતિ ૧૯૦૭ના ઉનાળા જેવી છે. એ વખતે રશિયન રાજાશાહીવાદી સ્તોલીપિને આપણને કચડી નાખેલા અને કેદમાં જકડી દીધેલા, આજે જર્મન સામ્રાજયવાદી એમ કરી રહ્યો છે. એ વખતે દુર્ભાગ્યે આખી સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનું[23] સમર્થન ધરાવતું તાત્કાલિક બળવાનું સૂત્ર ઠાલો પ્રલાપ સાબિત થયું હતું. આજે, બરાબર આ જ ઘડીએ, ક્રાંતિકારી યુદ્ધનું સૂત્ર દેખીતી રીતે ઠાલો પ્રલાપ જ છે જે મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓની દલીલોનું પુનરાવર્તન કરતા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓને આકર્ષે છે. આપણે જર્મન સામ્રાજયવાદના કેદીઓ છીએ, અને વિશ્વ-સામ્રાજયવાદના એ અઠંગ સરદારને ઉથલાવી પાડવા માટે આપણી સમક્ષ લાંબા અને મુશ્કેલ સંઘર્ષનું ભાવિ ખડું છે. એ સંઘર્ષ નિ:સંદેહ સમાજવાદ માટેનો આખરી નિર્ણાયક સંઘર્ષ છે, પરંતુ વર્તમાન ઘડીએ એ સંઘર્ષની શરૂઆત સામ્રાજયવાદના સરદારની સામે સશસ્ત્ર વિદ્રોહ દ્વારા કરવી એ જુગાર ગણાય અને કોઈ માર્ક્સવાદી એવો જુગાર કદી ન જ ખેલે.

દેશની સંરક્ષણ શક્તિનો પદ્ધતિસર, અવિરત અને સર્વાંગી વિકાસ, દરેક ઠેકાણે આત્મશિસ્ત, દેશની આર્થિક પ્રગતિ તથા સોવિયેત સત્તાના દૃઢીકરણના ઉદ્દેશે જીવનનાં બધાં ક્ષેત્રોમાં શિસ્તપાલનને સુધારવા માટે કારમા પરાજયનો

ઉપયોગ—એ છે તાત્કાલિક કર્ત્તવ્ય, ક્રાંતિકારી યુદ્ધની તૈયારી ફક્ત શબ્દોમાં નહિ પણ કાર્યોમાં કરવાનો એ જ માર્ગ છે.

અંતમાં, સંગઠન વિભાગ એવું નિવેદન કરવાનું આવશ્યક ગણે છે કે જર્મન સામ્રાજ્યવાદનો આક્રમક હુમલો હજુ અટક્યો નથી એટલે પાર્ટીના બધા જ સભ્યોએ તેના સંયુક્ત વિરોધનું સંઘટન કરવું જ જોઈએ. આકરામાં આકરીયે સુલેહ ઉપર સહી કરવાનું અને નવી લડાઈઓની તૈયારી માટે વખત મેળવવાનું અશક્ય બની જાય તો પ્રબળતમ પ્રતીકારમાં પૂરી તાકાત લગાવી દેવાની આવશ્યકતા ઉપર આપણી પાર્ટીએ ભાર મૂકવો જ જોઈએ.

આપણને જો વખત મળી શકતો હોય, સંગઠનાત્મક કાર્ય માટે જો આપણને ટૂંકો અવકાશ પણ મળતો હોય, તો એ મેળવવા માટે આપણે બનતું બધું કરવું જ જોઈએ. જો આપણને મુદ્દલ મોકૂફી ન આપવામાં આવે તો આપણી પાર્ટીએ આમજનતાને જંગ લડવાની, અધિકતમ જોશીલા સ્વરક્ષણમાં લાગી જવાની, હાકલ કરવી જ જોઈએ. અમને વિશ્વાસ છે કે પાર્ટીના બધા સભ્યો પાર્ટી પ્રત્યેની, પોતાના દેશના કામદાર વર્ગ પ્રત્યેની, જનતા પ્રત્યેની અને સર્વહારા વર્ગ પ્રત્યેની પોતાની ફરજ બજાવશે. સોવિયેત સત્તાને જાળવી રાખીને આપણે બધા દેશોના સર્વહારા વર્ગને તેમના પોતાના મૂડીવાદી વર્ગની વિરુદ્ધના તેમના અકલ્પનીય મુશ્કેલ અને સખત સંઘર્ષમાં ઉત્તમ અને અત્યંત પ્રબળ ટેકો આપી રહ્યા છીએ. આજે સમાજવાદના ધ્યેયની ઉપર રશિયામાં સોવિયેત સત્તાના પતન કરતાં વધારે ભારે ફટકો બીજો કોઈ છે નહિ અને હોઈ શકે નહિ.

સાથીભાવભર્યા સલામ,

**ર. સો. ડે. લે. પાર્ટી (બોલ્શેવિક)ની**
**સેંટ્રલ કમિટીનો સંગઠન વિભાગ**

૨૪મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના
દિવસે લિખિત
૨૬(૧૩)મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના
દિવસે 'પ્રાવદા'ના ૩૫મા અંકમાં
પ્રકાશિત

## પીડાકારક પણ જરૂરી પાઠ

૧૯૧૮ના ફેબ્રુઆરીની ૧૮થી ૨૪ તારીખ સુધીનું એક અઠવાડિયું રશિયન — અને આંતરરાષ્ટ્રીય — ક્રાંતિના ઇતિહાસમાં એક મહાન વળાંક તરીકે યાદ રહી જશે.

યુદ્ધ જે દિશામાં જઈ રહ્યું હતું એથી જાગ્રત થઈ ગયેલા કિસાનપ્રજાના એક ભાગની જોડે તેમ જ મૂડીવાદી વર્ગની જોડે મળીને રશિયન સર્વહારા વર્ગે ૧૯૧૭ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે રાજશાહીને ઉથલાવી પાડી. ૧૯૧૭ના એપ્રિલ માસની ૨૧મી તારીખે સર્વહારા વર્ગે સામ્રાજ્યવાદી મૂડીવાદી વર્ગના નિરંકુશ શાસનને ઉથલાવી પાડ્યું અને સત્તાને મૂડીવાદી વર્ગની જોડે બાંધછોડના નિમ્ન-મૂડીવાદી હિમાયતીઓના હાથમાં ફેરવી નાખી. જુલાઈની ત્રીજી તારીખે શહેરી સર્વહારા વર્ગે સ્વયંભૂ નિદર્શન કરીને બાંધછોડિયાઓની સરકારને સખત ઝટકો લગાવ્યો. ઑક્ટોબરની ૨૫મી તારીખે સર્વહારા વર્ગે સરકારને ઉથલાવી પાડી અને સર્વહારા વર્ગ તથા ગરીબ કિસાનપ્રજાની સરમુખત્યારીની સ્થાપના કરી.

આ વિજયનું આંતરવિગ્રહમાં રક્ષણ કરવું પડ્યું. તેમાં લગભગ ત્રણ મહિના લાગ્યા. શરૂઆત ગાત્ચિના નજીક કેરેન્સ્કી ઉપરના વિજયથી થઈ. ત્યાર પછી મોસ્કો, ઈર્કૂત્સ્ક, ઓરેનબુર્ગ તથા કીયેવમાં મૂડીવાદી વર્ગ, યુંકરો[24] અને પ્રતિક્રાંતિકારી કઝ્ઝાકોના એક ભાગ ઉપરના વિજયોમાં એ સિલસિલો જારી રહ્યો, અને અંતમાં દોન-કિનારે-રોસ્તોવ ખાતે કાલેદિન, કોર્નીલોવ તથા અલેક્સેયેવ[25] ઉપર વિજય હાંસલ કરવામાં આવ્યો.

સર્વહારા વર્ગીય વિપ્લવની જવાળાઓ ફિન્લૅન્ડમાં ભભૂકી ઊઠી અને દાવાનળ રુમાનિયામાં ફેલાઈ ગયો.

ગૃહમોરચે વિજયો સરખામણીમાં સહેલાઈથી હાંસલ થયા કેમ કે દુશ્મન કોઈ જાતની ભૌતિક કે સંગઠનાત્મક સરસાઈ નહોતો ધરાવતો, વળી એ

ઉપરાંત તે કોઈ જાતનો સંગીન આર્થિક આધાર કે લોકસમુદાયોનું કોઈ જાતનું સમર્થન પણ નહોતો ધરાવતો. જેટલી સહેલાઈથી એ વિજયો મળી ગયા તેને પરિણામે ઘણા નેતાઓનાં માથાંમાં ખુમારી ભરાઈ જાય એ અનિવાર્ય હતું. તેમનું વલણ આવું રહ્યું છે: "આપણે સહેલાઈથી મેદાન સર કરી લઈશું."

ઝડપથી વિખેરાતા જતા અને મોરચો તજી જતા લશ્કરના વ્યાપક વિઘટનની તેમણે આવગણના કરી છે. તેમને ક્રાંતિકારી પ્રલાપનો કેફ ચડી ગયો છે. તેમણે એ પ્રલાપનાં સૂત્રોને વિશ્વ-સામ્રાજ્યવાદની વિરુદ્ધના સંઘર્ષને લાગુ કર્યાં છે. રશિયાને મળેલી વિશ્વ-સામ્રાજ્યવાદી દબાણથી અસ્થાયી "આઝાદી"ને તેમણે ભૂલથી સાધારણ બાબત સમજી લીધી છે, જોકે હકીકતમાં એ "આઝાદી" તો જર્મન અને અંગ્રેજ-ફ્રેંચ ધાડપાડુઓ વચ્ચેના યુદ્ધમાં પડેલા અંતરાયને લીધે જ મળી હતી. ઑસ્ટ્રિયા અને જર્મનીમાં શરૂ થતી આમ હડતાલોને તેમણે ભૂલથી એવી ક્રાંતિ સમજી લીધી છે જેણે આપણને જર્મન સામ્રાજ્યવાદ તરફના કોઈ પણ જાતના ગંભીર ભયથી મુક્ત કરી દીધા હોય. વિશેષ રૂપે કઠિન અને પીડાયુક્ત રીતે જન્મ લઈ રહેલી જર્મન ક્રાંતિને ગંભીર, અસરકારક અને ખંતીલા કાર્ય દ્વારા સહાય કરવાને બદલે આપણે ત્યાં એવા લોકો હતા જે હાથ હલાવતા બોલી ઊઠતા—"એ જર્મન સામ્રાજ્યવાદીઓ તે વળી શું કરી શકવાના હતા—લીબ્કનેખ્ત આપણે પક્ષે છે એટલે આપણે તેમને પલક વારમાં લાત મારીને ફગાવી દઈશું!"

૧૯૧૮ના ફેબ્રુઆરીની ૧૮થી ૨૪ તારીખ સુધીનું એક સપ્તાહ, દ્વીન્સ્કના પતનથી પ્સ્કોવના પતન (આગળ જતાં આપણે પાછું કબજે કરી લીધેલ) સુધીનું સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક વિરુદ્ધ સામ્રાજ્યવાદી જર્મનીના લશ્કરી આક્રમક હુમલાનું એક સપ્તાહ કટુ, ઉદ્વેગકર અને પીડાયુક્ત પાઠ સમું રહ્યું છે, પરંતુ એ પાઠ જરૂરી, ઉપયોગી અને લાભદાયી પાઠ હતો. છેલ્લા અઠવાડિયા દરમિયાન કેંદ્રીય સરકારને મળેલા તારના અને ટેલીફોનના સંદેશાઓના બે સમૂહોની એકબીજાની સાથે સરખામણી કરવાનું કેવું ભારે બોધપ્રદ રહ્યું છે! એક તરફ તો "ઠરાવ-પ્રકાર"ના ક્રાંતિકારી પ્રલાપનું અણથંભ પૂર વહેતું રહ્યું છે—એ પ્રકારના એક અતિ વિદ્વતામય વક્તૃત્વને, કેંદ્રીય કાર્યવાહી સમિતિની શનિવારની બેઠકમાં "ઉદ્દામ" (હં...હં) સમાજવાદી-ક્રાંતિકારી સ્ટાઇનબર્ગના ભાષણને, યાદ કરીએ તો તેને સ્ટાઇનબર્ગ પ્રલાપ તરીકે વર્ણવી શકાય. અને બીજી તરફ રેજિમેન્ટોએ પોતાનાં સ્થાનો જાળવી

રાખવાના કરેલા ઈનકારના, નાર્વા લાઈન સુદ્ધાંનું રક્ષણ કરવાના કરેલા ઈનકારના, અને નાસભાગ, અંધાધૂંધી, બિનકાબેલિયત, લાચારી તથા લાપરવાઈનો ઉલ્લેખ ન કરીએ તોપણ, પીછેહઠના પ્રસંગમાં પાછળ રહી જતી બધી ચીજોનો નાશ કરવાના હુકમના અનાદરના ક્લેશકર તથા શરમ ઉપજાવે એવા અહેવાલો છે.

કટુ, ઉદ્વેગકર, પીડાયુક્ત, પણ જરૂરી, ઉપયોગી અને લાભદાયી પાઠ!

વિચારશીલ વર્ગજાગ્રત કામદાર આ ઐતિહાસિક પાઠમાંથી ત્રણ નિષ્કર્ષ તારવશે — પિતૃભૂમિના રક્ષણ પ્રત્યેના, તેના સંરક્ષણની શક્યતાઓ પ્રત્યેના, અને ક્રાંતિકારી સમાજવાદી યુદ્ધ પ્રત્યેના આપણા વલણ વિશે; વિશ્વ-સામ્રાજ્યવાદની જોડે આપણે જેમાં કદાચ અથડાઈ પડીએ તે પરિસ્થિતિ વિશે; વિશ્વ-સમાજવાદી આંદોલન પ્રત્યેના આપણા વલણના સવાલની સાચી રજૂઆત વિશે.

આપણે ૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી તારીખથી સંરક્ષણવાદીઓ રહ્યા છીએ, એ દિવસથી આજ સુધી આપણે પિતૃભૂમિના રક્ષણનો ઝંડો ફરકાવતા રહ્યા છીએ. તેનું કારણ એ છે કે આપણે સામ્રાજ્યવાદથી તદ્દન અળગા થઈ ગયા છીએ એ હકીકત આપણે આપણાં **કાર્યો** વડે બતાવી આપી છે. સામ્રાજ્યવાદી કાવતરાખોરોની ગલીચ, લોહીથી ખરડાયેલી સંધિઓને આપણે રદબાતલ કરી નાખી છે અને જાહેર કરી દીધી છે. આપણે **આપણા પોતાના** મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડયો છે. પહેલાં જે પ્રજાઓનું **આપણે** ઉત્પીડન કરતા હતા એ પ્રજાઓને આપણે આઝાદી આપી છે, આપણે લોકોને જમીન આપી છે અને કામદારોનું નિયંત્રણ દાખલ કર્યું છે. આપણે રશિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકના સંરક્ષણની તરફેણમાં છીએ.

અને આપણે પિતૃભૂમિના સંરક્ષણની તરફેણમાં છીએ એટલે આપણે દેશની સંરક્ષણ શક્તિ તથા યુદ્ધ સંબંધી તૈયારી પ્રત્યે **ગંભીર** વલણ અપનાવવાની માગણી કરીએ છીએ. ક્રાંતિકારી યુદ્ધ બાબતના ક્રાંતિકારી પ્રલાપની વિરુદ્ધ આપણે બેરહમ જંગ પોકારીએ છીએ. તેને માટે લાંબી, ગંભીર તૈયારી કરવી જ જોઈએ, અને તેની શરૂઆત તરીકે આર્થિક પ્રગતિની, રેલવે વ્યવહાર પાછો ચાલુ કરવાની (કેમ કે સુવ્યવસ્થિત રેલવે વ્યવહાર વગર આધુનિક યુદ્ધપ્રવૃત્તિ ઠાલો પ્રલાપ જ ગણાય), અને દરેક ઠેકાણે કડકમાં કડક ક્રાંતિકારી શિસ્ત તથા આત્મશિસ્તના અમલની દિશામાં કદમ ઉઠાવવાં જોઈએ.

આપણી પાસે દેખીતી રીતે લશ્કર છે જ નહિ એવે વખતે અનહદ

અધિક તાકાત અને સારી તૈયારી ધરાવતા દુશ્મનની સામે સશસ્ત્ર ઘર્ષણમાં ઊતરવું એ પિતૃભૂમિના સંરક્ષણની દૃષ્ટિએ ગુનો જ ગણાય. પિતૃભૂમિના સંરક્ષણની દૃષ્ટિએ આપણે અત્યંત આકરી, જુલમી, પાશવી અને શરમજનક સુલેહ કરવી જ પડે એમ છે—સામ્રાજ્યવાદની સામે "મોંમાં તરણું લેવા" ખાતર નહિ પરંતુ સામ્રાજ્યવાદની વિરુદ્ધ ગંભીર અને અસરકારક રીતે લડતાં શીખવા અને તૈયાર થવા ખાતર.

ગત સપ્તાહ દરમિયાન રશિયન ક્રાંતિ વિશ્વ ઐતિહાસિક વિકાસની અનહદ અધિક ઊંચી કક્ષાએ પહોંચી છે. એ સપ્તાહ દરમિયાન ઇતિહાસે પ્રગતિ કરી છે અને તે એકીસાથે કેટલાંય સોપાન ચડી ગયો છે.

અત્યાર સુધી આપણને પામર અને ધૃણાપાત્ર (વિશ્વ-સામ્રાજ્યવાદની દૃષ્ટિએ) દુશ્મનોનો મુકાબલો કરવો પડયો છે—રોમાનોવ[26] નામે બેવકૂફનો, શેખીબાજ કેરેન્સ્કીનો, અને યુંકરો તથા મૂડીદારોની ટોળકીઓનો મુકાબલો કરવો પડયો છે. હવે આપણી સામે વિશ્વ-સામ્રાજ્યવાદનો રાક્ષસ ખડો થયો છે, ઉત્તમ રીતે સંગઠિત અને ટેકનિકલ દૃષ્ટિએ સુસજ્જિત સભ્ય રાક્ષસ ખડો થયો છે. તેની સામે લડવું **જરૂરી છે**. અને તેની સામે કેવી રીતે લડવું તેની **જાણ** તદ્દન આવશ્યક છે. યુદ્ધનાં ત્રણ વર્ષો દરમિયાન અજોડ પાયમાલીનો ભોગ બનેલા અને સમાજવાદી ક્રાંતિનો આરંભ કરી ચૂકેલા કિસાન દેશે સશસ્ત્ર ઘર્ષણોથી દૂર રહેવું જ જોઈએ — હજુ શક્ય છે ત્યાં સુધી અતિ મોટા બલિદાનોના મૂલ્યે પણ સશસ્ત્ર ઘર્ષણોથી દૂર રહેવું જ જોઈએ—જેથી "આખરી નિર્ણાયક જંગ" શરૂ થતાં પહેલાં તે ગણનાપાત્ર કશી સંગીન સફળતા સાધી શકે.

એ જંગ અગ્રિમ સામ્રાજ્યવાદી દેશોમાં સમાજવાદી ક્રાંતિ ફાટી નીકળશે ત્યારે શરૂ થશે. એ ક્રાંતિ માસ પ્રતિમાસ અને સપ્તાહ પ્રતિસપ્તાહ નિ:સંદેહ વિકાસ પામી રહી છે અને બલવત્તર બની રહી છે. એ વિકસતી જતી તાકાતને સહાય કરવી જ **જોઈએ**. અને તેને કેવી રીતે સહાય કરવી તેની **જાણ** આપણને હોવી જ જોઈએ. પાડોશી સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાક પાસે, દેખીતી રીતે લશ્કર છે જ નહિ ત્યારે આપણે તેને સર્વનાશમાં ધકેલી દઈએ તો એથી એ વિકસતી તાકાતને સહાય ન મળે પણ હાનિ જ થાય.

"યુરોપમાં સમાજવાદના વિજય ઉપર અમે આધાર રાખીએ છીએ" એ મહાન સૂત્રને આપણાથી ઠાલા પ્રલાપમાં ન જ પલટાવી નખાય. સમાજવાદના વિજયના લાંબા અને વિકટ પંથને આપણે ધ્યાનમાં રાખીએ તો એ સૂત્ર સાચું

સૂત્ર છે. "સમાજવાદી ક્રાંતિના આખા યુગ"ની બાબતમાં એ સૂત્ર નિર્વિવાદ તત્ત્વજ્ઞાનીય-ઐતિહાસિક સત્ય છે. પરંતુ કોઈ પણ અમૂર્ત સત્યને ગમે તે નક્કર પરિસ્થિતિમાં લાગુ કરવામાં આવે તો એ ઠાલો પ્રલાપ જ બની જાય છે. એ તો નિર્વિવાદ છે કે "પ્રત્યેક હડતાલમાં સામાજિક ક્રાંતિનું બીજ હોય છે". પરંતુ પ્રત્યેક હડતાલ ઉપરથી સીધા ક્રાંતિમાં પહોંચી જવાય એમ માની લેવું એ બકવાદ છે. જો આપણે "યુરોપમાં સમાજવાદના વિજય ઉપર આધાર" જનતાને એવી ખાતરી આપવાના અર્થમાં રાખીએ કે આગામી થોડાંક અઠવાડિયાં દરમિયાન જ યુરોપિયન ક્રાંતિ ફાટી નીકળશે તથા નિશ્ચિત રૂપે વિજયી થશે જ અને જર્મનોને પેત્રોગ્રાદ અથવા મોસ્કો કે કીયેવ પહોંચવાનો વખત મળે તે પહેલાં, તેમને આપણા રેલવે વાહનવ્યવહારને "ખતમ કરી નાખવાનો" વખત મળે તે પહેલાં, ચોક્કસ વિજયી થશે જ, તો આપણું વર્તન ગંભીર આંતરરાષ્ટ્રવાદી ક્રાંતિકારીઓ જેવું નહિ પણ આંધળિયાં કરનારાઓ જેવું જ ગણાશે.

લીબ્કનેખ્ત જો બે કે ત્રણ અઠવાડિયાંમાં મૂડીવાદી વર્ગની ઉપર વિજયી થઈ જાય (એ વાત અશક્ય નથી) તો તે આપણી બધી મુશ્કેલીઓનો અંત આણી દેશે. એમાં શંકા છે જ નહિ. પરંતુ સામ્રાજ્યવાદની વિરુદ્ધના આજના સંઘર્ષની આપણી આજ માટેની કાર્યનીતિને આપણે એ આશાને આધારે નિર્ધારિત કરીએ કે લીબ્કનેખ્ત ઘણું કરીને આગામી થોડાંક અઠવાડિયાંમાં વિજયી થઈ જશે તો આપણે ઉપહાસ સિવાય બીજા કશાને લાયક નહિ જ ગણાઈએ. એથી આપણે વર્તમાન સમયનાં મહાનતમ ક્રાંતિકારી સૂત્રોને ઠાલા ક્રાંતિકારી પ્રલાપમાં પલટાવી નાખીશું.

કામદાર સાથીઓ, ક્રાંતિના પીડાયુક્ત પણ ઉપયોગી પાઠોમાંથી શીખ લો! પિતૃભૂમિના સંરક્ષણ માટે, સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકના સંરક્ષણ માટે, ગંભીર રીતે, જુસ્સાપૂર્વક અને અડગતાથી તૈયારી કરો!

'પ્રાવદા' (સાંજની આવૃત્તિ), અંક ૩૫,
૨૫ (૧૨) ફેબ્રુઆરી, ૧૯૧૮
હસ્તાક્ષર: લેનિન

## વિચિત્ર અને ભયંકર

આપણી પાર્ટીના મોસ્કો પ્રાદેશિક બ્યૂરોએ ૨૪મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના દિવસે અપનાવેલા ઠરાવમાં સેંટ્રલ કમિટી પ્રત્યે વિશ્વાસનો અભાવ વ્યક્ત કર્યો છે, તેના નિર્ણયોમાંથી "ઑસ્ટ્રિયા અને જર્મની જોડેની સુલેહની શરતોના અમલ સાથે સંકળાયેલા હોય તેવા" નિર્ણયોનું પાલન કરવાનો ઇનકાર કર્યો છે, અને ઠરાવના "ખુલાસાની નોંધ"માં જાહેર કર્યું છે કે તે "ખૂબ નજીકના ભવિષ્યમાં પાર્ટીમાં ભાગલા પડી જવાની શક્યતાને ભાગ્યે જ નિવાર્ય ગણે છે"*.

આ સર્વમાં કશું ભયંકર કે વિચિત્ર પણ નથી. તદ્દન સ્વાભાવિક છે કે અલગ સુલેહના સવાલ પરત્વે સેંટ્રલ કમિટી જોડે તીવ્ર મતભેદ ધરાવતા હોય એવા સાથીઓ સેંટ્રલ કમિટીને સખત શબ્દોમાં વખોડી કાઢે અને પાર્ટીમાં ભાગલા પડી જવાનું અનિવાર્ય છે એવી પોતાની પ્રતીતિ વ્યક્ત કરે. એ બધું તો પાર્ટીના સભ્યોનો તદ્દન વાજબી અધિકાર છે અને સાવ સમજી શકાય એમ છે.

પરંતુ વિચિત્ર અને ભયંકર બાબત તો આ રહી. ઠરાવને એક "ખુલાસાની નોંધ" જોડવામાં આવી છે. પૂરી નોંધ આ મુજબ છે:

---

*ઠરાવની પૂરી વાચના આ મુજબ છે: "સેંટ્રલ કમિટીની પ્રવૃત્તિઓ વિશે ચર્ચા કર્યા પછી રશિયન સોશ્યલ-ડેમોક્રેટિક લેબર પાર્ટીનો મોસ્કો પ્રાદેશિક બ્યૂરો સેંટ્રલ કમિટીની રાજકીય નીતિ તથા તેનું સંઘટન ધ્યાનમાં લેતાં સેંટ્રલ કમિટીમાં વિશ્વાસનો અભાવ વ્યક્ત કરે છે અને પહેલી તક મળતાં જ એ વાતનો આગ્રહ કરશે કે નવી સેંટ્રલ કમિટી ચૂંટવામાં આવે. એ ઉપરાંત, મોસ્કો પ્રાદેશિક બ્યૂરો પોતાને સેંટ્રલ કમિટીના એવા નિર્ણયોનું નિર્વિકલ્પ પાલન કરવા બંધાયેલો નથી ગણતો કે જે ઑસ્ટ્રિયા અને જર્મની જોડેની સુલેહની શરતોના અમલ સાથે સંકળાયેલા હોય." ઠરાવ સર્વાનુમતે અપનાવવામાં આવ્યો હતો.

"પાર્ટીનો મોસ્કો પ્રાદેશિક બ્યૂરો ખૂબ નજીકના ભવિષ્યમાં પાર્ટીમાં ભાગલા પડી જવાની શક્યતાને ભાગ્યે જ નિવાર્ય ગણે છે અને પાર્ટીની અંદર જે લોકો અલગ સુલેહ કરવાની હિમાયત કરે છે તેમનો તેમ જ બધા નરમપંથી તકવાદીઓનો એકસરખો વિરોધ કરતા સઘળા સુસંગત ક્રાંતિકારી-કોમ્યુનિસ્ટોની એકતા સાધવામાં સહાય કરવાનું લક્ષ્ય પોતાને માટે નિર્ધારિત કરે છે. **વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં, હવે કેવળ નામની જ બનતી જતી સોવિયેત સત્તાને ગુમાવી દેવાની શક્યતા સ્વીકારી લેવાનું અમે સમયોચિત ગણીએ છીએ.** અગાઉની જેમ અમે એવો મત ધરાવીએ છીએ કે બીજા બધા દેશોમાં સમાજવાદી ક્રાંતિના વિચારોનો પ્રસાર કરવો અને કામદારોની સરમુખત્યારીને મક્કમ પ્રોત્સાહન આપવું તથા રશિયામાં મૂડીવાદી પ્રતિક્રાંતિને દયાહીન રીતે દબાવી દેવી એ આપણું પ્રાથમિક કર્ત્તવ્ય છે."

આ ફકરામાં જે શબ્દો ઉપર અમે ભાર મૂક્યો છે એ શબ્દો... વિચિત્ર અને ભયંકર છે.

બાબતનું હાર્દ એ શબ્દોમાં જ છે.

ઠરાવના પ્રણેતાઓએ રજૂ કરેલી આખી નીતિને એ શબ્દો બેહૂદગી બનાવી દે છે. તેમની ભૂલના મૂળને એ શબ્દો અસાધારણ સ્પષ્ટતાથી ઉઘાડું પાડે છે.

"વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં સોવિયેત સત્તાને ગુમાવી દેવાની શક્યતા સ્વીકારી લેવાનું સમયોચિત છે..." વાત વિચિત્ર છે કેમ કે એમાં તો વિધાન અને નિષ્કર્ષ વચ્ચે કોઈ જાતનો સંબંધ જ નથી. "વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં સોવિયેત સત્તાના **લશ્કરી પરાજયને** સ્વીકારવાનું સમયોચિત છે"—એવું નિરૂપણ કદાચ ખરું હોય કે કદાચ ખોટું હોય, પરંતુ તેને વિચિત્ર ન કહી શકાય. એ થઈ પહેલી વાત.

બીજી વાત: સોવિયેત સત્તા "હવે કેવળ નામની જ બની રહી છે". હવે આ વાત વિચિત્ર છે એટલું જ નહિ, એ સર્વથા ભયંકર પણ છે. સ્પષ્ટ છે કે ઠરાવના પ્રણેતાઓ તદ્દન અટવાઈ ગયા છે. આપણે તેમને અટવાણમાંથી છૂટા કરવા પડશે.

પહેલા સવાલની બાબતમાં ઠરાવના પ્રણેતાઓનો ખયાલ એવો હોય એમ લાગે છે કે વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં યુદ્ધમાં પરાજયની શક્યતા સ્વીકારી લેવાનું સમયોચિત છે, જેના પરિણામે સોવિયેત સત્તા ખતમ થઈ જશે,

એટલે કે રશિયામાં મૂડીવાદી વર્ગનો વિજય થશે. એવો ખયાલ વ્યક્ત કરીને પ્રણેતાઓ આડકતરી રીતે મારી થિસિસોમાં મેં કરેલા કથનની (૮ જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે — થિસિસોનું પ્રકાશન 'પ્રાવદા'માં ૨૪ ફેબ્રુઆરી, ૧૯૧૮ના દિવસે થયું હતું)* સત્યતાને કબૂલ કરે છે, અર્થાત્, જર્મનીએ રજૂ કરેલી સુલેહની શરતોને સ્વીકારવાના ઇનકારનું પરિણામ રશિયાના પરાજયમાં અને સોવિયેત સત્તાના ખાતમામાં આવશે એવા મારા કથનની સત્યતાને કબૂલ કરે છે.

અને એમ, la raison finit toujours par avoir raison— સત્યનો સદા જય થાય છે! મારા "ઉગ્રવાદી" વિરોધીઓને, ફૂટ પાડવાની ધમકી આપતા મોસ્કોવાસીઓને, પોતાનાં **વાસ્તવિક** કારણો સમાન રૂપે સ્પષ્ટ કરવાની ફરજ — એ લોકો ખુલ્લંખુલ્લા ફૂટની વાત કરવાની હદે પહોંચી ગયા છે એટલા માટે જ — પડી છે, ક્રાંતિકારી યુદ્ધ વિશે પ્રલાપ કરવાની સામાન્ય પ્રવૃત્તિ પૂરતા પોતાને મર્યાદિત રાખતા લોકો ચુપચાપ જે કારણોને બાજુ પર રહેવા દેવાનું પસંદ કરતા હોય છે એ કારણો સ્પષ્ટ કરવાની ફરજ પડી છે. મારી થિસિસો અને દલીલોનું ખરું સારતત્ત્વ જ (જેને ૭ જાન્યુઆરી, ૧૯૧૮ની મારી થિસિસો ધ્યાનથી વાંચવાની તકલીફ લેનાર કોઈ પણ માણસ જોઈ શકે છે) એ છે કે આ અત્યંત આકરી સુલેહને આપણે **અત્યારે** તરત સ્વીકારી લેવી જ જોઈએ, અને સાથે સાથે જ ક્રાંતિકારી યુદ્ધ માટે ગંભીર રીતે **તૈયારીઓ** કરવી જોઈએ (વળી એ સુલેહને બરાબર એવી ગંભીર તૈયારીઓના **હિતમાં જ** સ્વીકારી લેવી જોઈએ). ક્રાંતિકારી યુદ્ધ વિશે પ્રલાપ કરવાની સામાન્ય પ્રવૃત્તિ પૂરતા જ પોતાને મર્યાદિત રાખનારાઓએ મારી દલીલોના ખરા સારતત્ત્વની જ અવગણના કરી, અથવા તેઓ તેને જોઈ જ ન શક્યા, કે પછી એ લોકો તેને જોવા જ નહોતા માગતા. અને હવે, મારી દલીલોના **સારતત્ત્વ** બાબતના "ચુપકીના કાવતરા"ને તોડી પાડવા માટે મારા "ઉગ્રવાદી" વિરોધીઓનો, મોસ્કોવાસીઓનો, મારે દિલના ઊંડાણમાંથી આભાર માનવો રહ્યો. એ દલીલોનો **પ્રથમ** જવાબ આપનારા મોસ્કોવાસીઓ છે.

અને તેમનો જવાબ શો છે?

તેમનો જવાબ છે મારી **નક્કર** દલીલની **સચ્ચાઈની કબૂલાત**. હા, મોસ્કોવાસીઓએ કબૂલ કર્યું છે કે અત્યારે આપણે જર્મનોની સામે લડવા જઈશું

---

*જુઓ પૃષ્ઠ ૫.—સં.

તો ચોક્કસ પરાજિત થઈશું જ.* હા, એવો પરાજય નિશ્ચિત રૂપે સોવિયેત સત્તાના પતનમાં જ પરિણમશે.

મારી દલીલોના સારતત્ત્વની વિરુદ્ધના, અર્થાત્ આપણે લડાઈ લડવાનું તરત જ સ્વીકારી લઈએ તો લડાઈની પરિસ્થિતિ કેવી હશે એ બાબતના મારા **નક્કર** નિવેદનની વિરુદ્ધના "ચુપકીના કાવતરા"ને તોડી પાડવા બદલ અને મારા નિવેદનની સચ્ચાઈને નીડરતાથી કબૂલ કરી લેવા બદલ હું ફરી ફરીને મારા "ઉગ્રવાદી" વિરોધીઓનો, મોસ્કોવાસીઓનો, મારા દિલના ઊંડાણમાંથી આભાર માનું છું.

એ ઉપરાંત, જેની તાત્ત્વિક સચ્ચાઈ મોસ્કોવાસીઓને માનવી પડી છે એ મારી દલીલોનો કયા આધારે અસ્વીકાર થયો છે?

એ આધારે કે વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં સોવિયેત સત્તાના ખાતમાને આપણે સ્વીકારી લેવો જ **જોઈએ**.

વિશ્વક્રાંતિનાં હિતોની દૃષ્ટિએ એ શા માટે જરૂરી છે? બાબતનું હાર્દ આ જ છે, મારી દલીલોને પરાજિત કરવા માગતા લોકોની તર્ક-ક્રિયાનું ખરું સારતત્ત્વ આ જ છે. અને અધિકતમ મહત્ત્વના, મૂળભૂત તેમ જ પ્રાણપ્રદ એવા આ મુદ્દા વિશે જ એક પણ શબ્દ નથી તો ઠરાવમાં કહેવામાં આવ્યો કે નથી ખુલાસાની નોંધમાં કહેવામાં આવ્યો. જે સાર્વત્રિક રીતે સુવિદિત છે અને નિર્વિવાદ છે તેને વિશે—"રશિયામાં મૂડીવાદી પ્રતિક્રાંતિને દયાહીન રીતે દબાવી દેવા" (સોવિયેત સત્તાના પતનમાં પરિણમે એવી નીતિની રીતો અને એવી નીતિનાં સાધનોનો ઉપયોગ કરીને?) વિશે અને પાર્ટીની અંદર બધા નરમ તકવાદીઓનો વિરોધ કરવા વિશે—વાત કરવા માટે સમય અને સ્થાન તો ઠરાવના પ્રણેતાઓને મળ્યાં છે, પરંતુ જે ખરેખર વિવાદાસ્પદ છે અને જે

---

*લડાઈને ટાળવાનું કોઈ પણ રીતે અશક્ય જ છે એવી સામી દલીલનો જવાબ હકીકતોએ આપી દીધો છે: મારી થિસિસોનું વાંચન જાન્યુઆરીની આઠમી તારીખે થયું. ૧૫મી જાન્યુઆરી સુધીમાં આપણે સુલેહ કરી **શક્યા હોત**. ક્રાંતિકારી પ્રલાપ કરવાની વૃત્તિ વચ્ચે ન આવી હોત તો... તો અવકાશ ચોક્કસ રૂપે નિશ્ચિત બન્યો જ હોત (અને આપણે માટે તો ટૂંકામાં ટૂંકો અવકાશ પણ ભૌતિક અને નૈતિક બન્ને દૃષ્ટિએ અતિ મોટા મહત્ત્વનો સાબિત થયો હોત કેમ કે એથી **જર્મનોને નવું** યુદ્ધ જાહેર કરવું પડયું હોત).

સુલેહના વિરોધીઓના ધોરણના ખરા સારતત્ત્વ જોડે સંબંધિત છે તેને વિશે એક શબ્દ પણ નથી!

વિચિત્ર. અત્યંત વિચિત્ર. ઠરાવના પ્રણેતાઓને એમ લાગ્યું હશે કે આ મુદ્દા પરત્વે પોતે વિશેષ રૂપે નબળા છે એટલે તેમણે આ બાબત વિશે મૌન સેવ્યું છે? તેમણે સીધીસાદી રીતે જણાવી દીધું હોત કે **શા માટે** (વિશ્વક્રાંતિનાં હિતો એવી માગણી કરે છે) તો તેનું પરિણામ ઘણું કરીને તેમને પોતાને ઉઘાડા પાડી દેવામાં આવ્યું હોત...

એ ભલે ગમે તેમ હોય, પણ ઠરાવના પ્રણેતાઓએ **સંભવત:** જે દલીલોમાંથી માર્ગદર્શન લીધું હોય એ દલીલોને આપણે **ખોળી કાઢવી જ** રહી.

ઠરાવના પ્રણેતાઓ કદાચ એવી માન્યતા ધરાવે છે કે વિશ્વક્રાંતિનાં હિતો સામ્રાજ્યવાદીઓની જોડે કોઈ પણ જાતની સુલેહ કરવાની જ તદ્દન મનાઈ કરે છે? એવો અભિપ્રાય સુલેહના વિરોધીઓમાંના કેટલાકે પેત્રોગ્રાદની એક બેઠકમાં વ્યક્ત કરેલો, પરંતુ અલગ સુલેહનો વિરોધ કરનારાઓની ફક્ત નહિવત્ લઘુમતીએ જ તેનું સમર્થન કરેલું. સાફ છે કે એવો દૃષ્ટિકોણ બ્રેસ્તની વાટાઘાટો સમયોચિત હોવાના ઇનકારમાં અને સુલેહ દ્વારા પોલૅંડ, લાતવિયા અને કુર્લૅન્ડ પાછા મળતા હોય "તોપણ" સુલેહને નકારી કાઢવામાં પરિણમશે. એ ખયાલની (દાખલા તરીકે એ ખયાલનો પેત્રોગ્રાદના સુલેહના વિરોધીઓની બહુમતીએ અસ્વીકાર કર્યો હતો) ગલતી દિવસના અજવાળા જેટલી સાફ છે. આ દૃષ્ટિકોણના આધારે તો સામ્રાજ્યવાદી સત્તાઓથી ઘેરાયેલું સમાજવાદી પ્રજાસત્તાક કોઈ જાતના આર્થિક કરારો કરી શકે જ નહિ અને ઊડીને ચંદ્ર ઉપર ન પહોંચી જાય તો કોઈ રીતે હયાત જ ન રહી શકે.

ઠરાવના પ્રણેતાઓ કદાચ એમ માને છે કે વિશ્વક્રાંતિનાં હિતો તેને એક **ધક્કો લગાવવાનું** જરૂરી બનાવે છે. અને એવો ધક્કો યુદ્ધ વડે જ લગાવી શકાય, સુલેહ વડે કદી ન જ લગાવી શકાય, કેમ કે સુલેહથી લોકોનાં મન ઉપર કદાચ એવી છાપ પડે કે સામ્રાજ્યવાદને "ન્યાયસંગત ઠરાવવામાં" આવી રહ્યો છે? એવો "સિદ્ધાંત" માર્ક્સવાદથી તદ્દન વિપરીત જ ગણાય કેમ કે માર્ક્સવાદ, તો ક્રાંતિને "ધક્કો લગાવીને" આગળ ચલાવવાનો હંમેશાં વિરોધી રહ્યો છે. માર્ક્સવાદ અનુસાર ક્રાંતિનો વિકાસ તો ક્રાંતિને ઉત્પન્ન કરનારા વર્ગ-વિરોધોની વધતી જતી તીવ્રતાની સાથે સાથે થાય છે. એવો સિદ્ધાંત તો આવા ખયાલ સરખો ગણાય કે સશસ્ત્ર વિદ્રોહ સંઘર્ષનું એવું રૂપ છે જે હંમેશાં અને બધી જાતની પરિસ્થિતિઓમાં ફરજિયાત છે. પરંતુ વાસ્તવમાં તો વિશ્વક્રાંતિનાં હિતો

એવી માગણી કરે છે કે સોવિયેત સત્તાએ પોતાના દેશમાં મૂડીવાદી વર્ગને ઉથલાવી પાડયો હોઈને તેણે વિશ્વક્રાંતિને **સહાય કરવી જોઈએ**, પરંતુ તેણે સહાયનું એવું રૂપ પસંદ કરવું જોઈએ જે તેની પોતાની તાકાત જોડે મેળ ખાતું હોય. **પોતાના જ** દેશમાં ક્રાંતિના પરાજયની શક્યતાનો સ્વીકાર કરીને આંતરરાષ્ટ્રીય પાયા પર સમાજવાદી ક્રાંતિને મદદ કરવા જવું એવો દૃષ્ટિકોણ તો "ધક્કો લગાવવાના" સિદ્ધાંતમાંથી પણ નથી જ ઉદ્ભવતો.

ઠરાવના પ્રણેતાઓ કદાચ એમ માને છે કે જર્મનીમાં ક્રાંતિ શરૂ થઈ ચૂકી છે અને ખુલ્લા રાષ્ટ્રવ્યાપી આંતરવિગ્રહની કક્ષાએ ક્યારની પહોંચી ગઈ છે, અને એટલે આપણે આપણી સમગ્ર તાકાત જર્મન કામદારોને સહાય કરવામાં લગાવી દેવી જ જોઈને તથા જે જર્મન ક્રાંતિ પોતાની નિર્ણાયક લડત શરૂ કરી ચૂકી છે અને મુશ્કેલ હાલત અનુભવી રહી છે તેને **બચાવી લેવા ખાતર** આપણે પોતે નષ્ટ થઈ જવું ("સોવિયેત સત્તા ગુમાવી દેવી") જ જોઈએ? આ સિદ્ધાંત અનુસાર, પોતે નષ્ટ થઈ જતી વેળા આપણે જર્મન પ્રતિક્રાંતિની શક્તિઓના અમુક ભાગને જુદી દિશામાં વાળીશું અને એમ કરીને જર્મન ક્રાંતિને બચાવી લઈશું.

સાવ સમજી શકાય એવી વાત છે કે આવું વિધાન સ્વીકારવામાં આવે તો પરાજયની શક્યતાનો અને સોવિયેત સત્તાના ખાતમાની શક્યતાનો સ્વીકાર "સમયોચિત" (ઠરાવના પ્રણેતાઓએ રજૂઆત કરી છે તેમ) ગણાય એટલું જ નહિ, એ તો પાકી **ફરજ ગણાય**. પરંતુ સાફ છે કે એવું વિધાન બિનપાયાદાર છે. જર્મન ક્રાંતિ પરિપકવ થઈ રહી છે એ ખરું, પરંતુ દેખીતી રીતે જ તે જર્મનીમાં ધડાકાની કક્ષાએ, જર્મનીમાં આંતરવિગ્રહની કક્ષાએ, હજુ પહોંચી નથી. "સોવિયેત સત્તાના ખાતમાની શક્યતાને સ્વીકારી લઈને" આપણે જર્મન ક્રાંતિને વિકસિત થવામાં સહાય તો ચોક્કસ નહિ જ કરીએ પણ તેને ઊલટા **અવરોધીશું**. એથી તો આપણે જર્મન પ્રત્યાઘાતને મદદ કરીશું, તેના હાથમાં રમકડું બની જઈશું, જર્મનીમાં સમાજવાદી આંદોલનના હાથપગ બાંધી દઈશું, અને જર્મન સર્વહારાઓ તથા અર્ધ-સર્વહારાઓના એ વિશાળ સમુદાયોને ડરાવીને દૂર ભગાવી દઈશું કે જે હજુ સુધી સમાજવાદના પક્ષે નથી આવી ગયા અને સોવિયેત રશિયાનો પરાજય જોઈને બરાબર એવી જ રીતે ભડકી જશે જેવી રીતે ૧૮૭૧માં પેરિસ કોમ્યુનના[27] પરાજયથી બ્રિટિશ કામદારો ભડકી ગયા હતા.

ગમે તેમ મચડો કે વાળો પણ ઠરાવના પ્રણેતાઓના મુદ્દામાં તમને તર્ક

ક્યાંય નહિ જ મળે. "વિશ્વક્રાંતિનાં હિતોને લક્ષમાં લેતાં, સોવિયેત સત્તાને ગુમાવી દેવાની શક્યતાનો સ્વીકાર કરી લેવાનું સમયોચિત છે" એવા ખયાલનું સમર્થન કરતી બુદ્ધિગમ્ય દલીલો તેમાં છે જ નહિ.

"સોવિયેત સત્તા હવે કેવળ નામની જ બની રહી છે"—આપણે જોઈએ છીએ તેમ મોસ્કો ઠરાવના પ્રણેતાઓ આવો ભયંકર ખયાલ ઘોષિત કરવાની હદે પહોંચી ગયા છે.

જર્મન સામ્રાજ્યવાદીઓ આપણી ઉપર દંડ ભરવાની ફરજ પાડવાના છે અને જર્મનીની વિરુદ્ધ પ્રચાર કે આંદોલન ચલાવવાની બંધી કરવાના છે એટલે સોવિયેત સત્તા બધું મહત્ત્વ ખોઈ બેસે છે અને "કેવળ નામની જ બની રહી છે"—ઠરાવના પ્રણેતાઓના તર્કની રૂપરેખા ઘણું કરીને આવી હોય એમ લાગે છે. અમે "ઘણું કરીને" એટલા માટે કહીએ છીએ કે તેમણે પોતાની થિસિસના સમર્થનમાં સ્પષ્ટ કે ચોક્કસ કશું જ રજૂ કર્યું નથી.

ઊંડો અને નિરૂપાય નિરાશાવાદ અને સંપૂર્ણ હતાશા—સોવિયેત સત્તાનું મહત્ત્વ કેવળ નામનું જ છે અને સોવિયેત સત્તાના શક્ય ખાતમાનું જોખમ માથે લે એવી કાર્યનીતિ સમયોચિત છે એવા "સિદ્ધાંત"નો સાર અને સારાંશ આવો છે. કોઈ રીતે બચાવ છે જ નહિ, તો પછી ભલે સોવિયેત સત્તા પણ નષ્ટ થઈ જાય—આ ભયંકર ઠરાવને પ્રેરનાર લાગણી આવી છે. આવા વિચારોને ક્યારેક જેના વાઘા પહેરાવવામાં આવે છે એ કહેવાતી "આર્થિક" દલીલો પણ એવા જ નિરૂપાય નિરાશાવાદને છતો કરે છે: સૂચિતાર્થ આવો છે—સોવિયેત પ્રજાસત્તાક પાસેથી માત્ર ખંડણી જ નહિ પણ આટલા મોટા પાયા પરની ખંડણી વસૂલ થઈ શકતી હોય તો પછી એ તે કેવી જાતનું સોવિયેત પ્રજાસત્તાક છે?

હતાશા સિવાય બીજું કશું જ નહિ: ગમે તેમ કરીએ તોયે આપણે નષ્ટ થઈ જ જવાના!

જે અત્યંત નિરૂપાય દશામાં રશિયા આવી પડયું છે તેમાં આવી વૃત્તિ ઉદ્ભવે એ સાવ સમજી શકાય એવી વાત છે. પરંતુ સભાન ક્રાંતિકારીઓમાં આવી વૃત્તિ ઉદ્ભવે એ "સમજી શકાય" એવી વાત નથી. આ સંબંધમાં લાક્ષણિક બાબત તો એ છે કે મોસ્કોવાસીઓના વિચારોને આપણે બેહૂદગીની કક્ષાએ ઊતરી પડેલા જોઈએ છીએ. ૧૭૯૩ના ફ્રાંસવાસીઓએ એમ કદી ન જ કહ્યું હોત કે અમે મેળવેલી ફતેહો—પ્રજાસત્તાક અને લોકશાહી—કેવળ નામની જ બની રહી છે અને પ્રજાસત્તાકને ખોઈ બેસવાની શક્યતા અમારે

સ્વીકારી લેવી પડશે. તેમનાં મન હતાશાથી ભરાઈ નહોતાં ગયાં પણ તેમાં વિજયની શ્રદ્ધા ભરી હતી. ક્રાંતિકારી યુદ્ધની હાકલ કરવી અને તેની સાથે સાથે જ સત્તાવાર ઠરાવમાં "સોવિયેત સત્તાને ગુમાવી દેવાની શક્યતા સ્વીકારી લેવાની" વાત કરવી એ પોતાને પૂરેપૂરા ઉઘાડા પાડી દેવા બરાબર છે.

વિજેતાને હાથે રશિયાને ૧૯૧૮માં જેના ભોગ બનવું પડે છે તેના કરતાં અતુલ્ય અને અપાર અધિક સંકટો અને પરાજયના બોજા, દુશ્મનની ફતેહ, નામોશી, અને જુલમના ભોગ ઓગણીસમી સદીના પ્રારંભમાં નેપોલિયનનાં યુદ્ધોના સમયમાં પ્રશિયા અને બીજા કેટલાય દેશોને બનવું પડયું હતું. અને છતાં, આપણને આજે કચડવાનું શક્ય છે તેની સરખામણીમાં નેપોલિયનના લશ્કરી શાસને જ્યારે પ્રશિયાના ઉત્તમ ઈન્સાનોને સો ગણા વધારે કચડયા ત્યારે પણ તેઓ હતાશ નહોતા થઈ ગયા અને તેમણે એવા શબ્દો નહોતા કહ્યા કે અમારી રાષ્ટ્રીય રાજકીય સંસ્થાઓ "કેવળ નામની જ" બની ગઈ છે. તેઓ નાઉમેદ નહોતા થઈ ગયા અને એવી લાગણીનો ભોગ નહોતા બની ગયા કે "ગમે તેમ કરીએ તોયે આપણે નષ્ટ થઈ જ જવાના." બ્રેસ્તની સુલેહ કરતાં બેહદ વધારે આકરી, પાશવી, નામોશીભરી અને જુલમી સુલેહો ઉપર તેમણે સહી કરેલી અને પછી પોતાને અનુકૂળ વખતની વાટ કેવી રીતે જોવી તેની તેમને ખબર હતી. તેમણે વિજેતાની ધૂંસરી મક્કમ હૈયે વેઠી લીધી, વળી પાછા લડયા, ફરી વિજેતાની ધૂંસરી તળે દબાયા, નીચ અને અત્યંત નીચ સુલેહો ઉપર પાછી સહી કરી, વળી પાછા ઊઠીને ઊભા થયા, અને **અંતે પોતાને આઝાદ કરી લીધા** (વધારે જોરાવર હરીફ વિજેતાઓના આંતરિક ઝઘડાઓનો ઉપયોગ કર્યા વગર નહિ જ).

આપણા ઈતિહાસમાં એનું પુનરાવર્તન કેમ ન થાય?

આપણે હતાશાનો ભોગ બની જઈને "સોવિયેત સત્તા કેવળ નામની જ બની રહી છે" એમ કહેતા ઠરાવો શા માટે ઘડી કાઢવા જોઈએ જે અત્યંત નામોશીભરી સુલેહ કરતાં પણ બેશક વધારે નામોશીભર્યા છે?

આધુનિક સામ્રાજ્યવાદના રાક્ષસોની વિરુદ્ધના સંઘર્ષમાં અત્યંત કચડી નાખતા લશ્કરી પરાજયો રશિયામાં પણ રાષ્ટ્રીય ચરિત્રને પોલાદી કેમ ન બનાવી દે, આત્મશિસ્તને મજબૂત બનાવીને શેખી તથા પ્રલાપ કરવાની વૃત્તિનો અંત કેમ ન આણી દે, ધૈર્ય કેમ ન શીખવે, અને પ્રશિયનોને જ્યારે નેપોલિયને કચડી નાખ્યા હતા ત્યારે તેમણે અપનાવેલી કાર્યનીતિ—પોતાની પાસે લશ્કર ન હોય ત્યારે અત્યંત નામોશીભરી સુલેહો ઉપર સહી કરવાની અને પછી પોતાની

તાકાત જમાવીને ફરી ફરી ખડા થવાની કાર્યનીતિ — જેવી સાચી કાર્યનીતિ પર લોકોને કેમ ન લઈ આવે?

બીજાં રાષ્ટ્રો જ્યારે આપણાથી પણ વધારે કારમાં દુર્ભાગ્યો મક્કમપણે સહી શકેલાં તો પછી પ્રથમ સુલેહના પ્રસંગે જ, એ સુલેહ ભલે અકલ્પનીય રૂપે આકરી હોય તોપણ, આપણે શા માટે હતાશાના ભોગ થઈ જવું જોઈએ?

તાકાતનો અભાવ હોય ત્યારે હથિયાર હેઠાં મૂકી જ દેવાં જોઈએ એ વાત સમજતા, અને છતાં ત્યાર પછી કોઈ પણ ભોગે ફરી ફરીને ખડા થઈ શકતા તથા **ગમે તેવા** સંજોગોમાં તાકાત જમાવી શકતા સર્વહારાની મક્કમતા આ હતાશાની કાર્યનીતિ જોડે મેળ ખાય છે કે પછી આપણા દેશમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના રૂપમાં ક્રાંતિકારી યુદ્ધ સંબંધી પ્રલાપનો વિક્રમ સર કરનારા નિમ્ન-મૂડીવાદીની બુજદિલી તેની જોડે મેળ ખાય છે?

ના, પ્યારા મોસ્કોવાસી "ઉગ્રવાદી" સાથીઓ, આ કસોટીના કાળનો પ્રત્યેક દિવસ એ જ કામદારોને તમારાથી દૂર હડસેલી દેશે જે અધિકતમ વર્ગજાગ્રત અને વધારેમાં વધારે મક્કમ છે. તેઓ કહેશે કે સોવિયેત સત્તા કેવળ નામની જ નથી **બની રહી** અને નહિ જ **બને**; અત્યારે જ્યારે વિજેતા પ્સ્કોવમાં પહોંચી ગયો છે અને આપણી ઉપર અનાજ, કાચી ધાતુ તથા પૈસાના રૂપમાં એક હજાર કરોડ રૂબલની ખંડણી ભરવાની ફરજ પાડી રહ્યો છે ત્યારે નહિ બને એટલું જ નહિ પરંતુ તે નીઝની-નોવગોરોદ અને દોન-કિનારે-રોસ્તોવ સુધી પહોંચી જાય અને આપણી ઉપર બે હજાર કરોડ રૂબલની ખંડણી ભરવાની ફરજ પાડે તોપણ સોવિયેત સત્તા કેવળ નામની જ નહિ બની જાય.

કોઈ પણ પરદેશી ફતેહ પ્રજાકીય રાજકીય સંસ્થાને "કેવળ નામની જ" કદી ન જ બનાવી દઈ શકે (અને સોવિયેત સત્તા ઈતિહાસને પરિચિત કોઈ પણ રાજકીય સંસ્થા કરતાં ઘણી વધારે ઉત્કૃષ્ટ રાજકીય સંસ્થા જ કેવળ **નથી**). એથી ઊલટું, સોવિયેત સત્તા જો આંધળી બેવકૂફીઓ ન કરે તો... તો પરદેશી ફતેહ તો સોવિયેત સત્તા પ્રત્યેની પ્રજાકીય હમદર્દીને વધારે મજબૂત જ બનાવશે.

અને આપણી પાસે લશ્કર જ ન હોય ત્યારે નીચમાં નીચ પ્રકારની સુલેહ પણ કરી લેવાનો ઈનકાર કરવો એ તો આંધળો જુગાર જ ગણાય, અને એ કારણે એમ કરવાનો ઈનકાર કરનારી સરકારને વખોડી કાઢવામાં જનતાનું વલણ વાજબી જ ગણાય.

બ્રેસ્ત સુલેહ કરતાં બેહદ વધારે આકરી અને નામોશીભરી સુલેહો ઉપર, રાજ્યસત્તાને બેઆબરૂ કર્યા વગર કે તેને કેવળ નામની જ બનાવી દીધા વગર,

સહી થવાના દાખલા ઈતિહાસમાં અગાઉ પણ બન્યા છે (કેટલાંક ઉદાહરણો અમે ઉપર આપ્યાં છે). એવી સુલેહોએ નથી રાજ્યસત્તાને પાયમાલ કરી નાખી કે નથી જનતાને પાયમાલ કરી નાખી, પણ એથી ઊલટું, જનતાને પોલાદી બનાવી છે અને અત્યંત નિરૂપાય પરિસ્થિતિમાં તથા વિજેતાની એડી તળે પણ યુદ્ધક્ષમ સૈન્યનું નિર્માણ કરવાનું કઠોર અને કઠિન વિજ્ઞાન **શીખવ્યું** છે.

રશિયા એક નૂતન અને ખરેખરા દેશાભિમાની યુદ્ધ માટે, સોવિયેત સત્તાના સંરક્ષણના તથા દૃઢીકરણના યુદ્ધ માટે, તૈયાર થઈ રહ્યું છે. શક્ય છે કે એક બીજો યુગ, સોવિયેત રશિયાની ઉપર આક્રમકોએ લાદેલાં સ્વાતંત્ર્યનાં **યુદ્ધોનો** (એક યુદ્ધ નહિ પણ યુદ્ધોનો) યુગ — નેપોલિયનનાં યુદ્ધોના યુગ જેવો યુગ — ભવિષ્યમાં આવશે. એ શક્ય છે.

અને એટલે, લશ્કરના અભાવને લીધે તદ્દન આવશ્યક બની ગયેલી પ્રત્યેક આકરી સુલેહ કરતાં અથવા અત્યંત આકરી સુલેહ કરતાં પણ વધારે નામોશીભરી, કોઈ પણ નામોશીભરી સુલેહ કરતાં વધારે નામોશીભરી તો નામોશીભરી હતાશા છે. વિદ્રોહ તથા યુદ્ધને આપણે **ગંભીર દૃષ્ટિએ** જોઈએ તો એક ડઝન ઘૃણાપાત્ર સુલેહોથી પણ આપણે નષ્ટ નહિ જ થઈ જઈએ. હતાશા અને પ્રલાપ વડે આપણે જ આપણને નષ્ટ ન કરી નાખીએ તો કોઈ પણ વિજેતાઓ આપણને નષ્ટ કરી શકે જ નહિ.

'પ્રાવદા' અંક ૩૭ અને ૩૮,
૨૮(૧૫) ફેબ્રુઆરી અને ૧ માર્ચ
(૧૬) ફેબ્રુઆરી ૧૯૧૮
હસ્તાક્ષર : લેનિન

## ગંભીર પાઠ અને ગંભીર જવાબદારી

જેમણે ગઈકાલે 'કોમ્મુનીસ્ત' નામનું (એમાં એટલું ઉમેરીએ કે કોમ્યુનિસ્ટ ખરું પણ માર્ક્સવાદ પૂર્વેના યુગનું કોમ્યુનિસ્ટ) પોતાનું છાપું પ્રકાશિત કર્યું છે એ આપણા નામધારી-"ઉદ્દામો" ઈતિહાસના એક ખાસ પાઠથી અને ઈતિહાસના પાઠોથી નજર બચાવવાની કોશિશ કરી રહ્યા છે, જવાબદારીથી છટકવાની કોશિશ કરી રહ્યા છે.

પરંતુ તેમની છટકવાની કોશિશ વ્યર્થ છે. તેઓ છટકી જવામાં સફળ નહિ થાય.

"શ્વાસ ખાવાના વખત"ના "સિદ્ધાંત"ને બિનપાયાદાર અને અસંગીન સિદ્ધાંત તરીકે રજૂ કરવા અર્થે એ છટકવીરો સખતમાં સખત કોશિશ કરી રહ્યા છે, અખબારોની અસંખ્ય કટારો ભરી રહ્યા છે, પરસેવો વહેવડાવી રહ્યા છે અને કષ્ટ ઉઠાવી રહ્યા છે, અને તેઓ પોતે જ કહે છે તેમ મુદ્રકની શાહીના વ્યયની "પણ" પરવા કરતા નથી.

અફસોસ, તેમના પ્રયાસો હકીકતોનું ખંડન કરવા અસમર્થ છે. એક અંગ્રેજી કહેવત સાચું જ કહે છે તેમ હકીકતો અડિયલ ચીજો હોય છે. એ હકીકત છે કે ત્રીજી માર્ચના દિવસે બપોરે એક વાગ્યે જર્મનોએ યુદ્ધ-પ્રવૃત્તિ બંધ કરી ત્યારથી પાંચમી માર્ચના દિવસે સાંજના સાત વાગ્યે હું આ લીટીઓ લખી રહ્યો છું ત્યાં સુધી આપણને શ્વાસ ખાવાનો વખત મળ્યો છે અને એ બે દિવસનો ઉપયોગ અમે સમાજવાદી પિતૃભૂમિના **પ્રવૃત્તિયુક્ત** (પ્રલાપ કરવાની વૃત્તિમાં નહિ પણ કાર્યોમાં વ્યક્ત થતા) સંરક્ષણ માટે કરી **પણ** લીધો છે. આ એવું તથ્ય છે જે લોકસમુદાયોની નજરમાં પ્રતિદિન વધારે ને વધારે સ્પષ્ટ થતું જશે. હકીકત છે કે લડવાની હાલતમાં ન રહેલું લશ્કર તોપોને પડતી મૂકીને અને પુલોને ઉડાડી દેવા માટે પણ થોભ્યા વગર મોરચેથી ત્રસ્ત દશામાં

પલાયન થઈ જઈ રહ્યું છે એવે વખતે પિતૃભૂમિનું રક્ષણ કરવાનું અને તેની સંરક્ષણાત્મક શક્તિમાં **વૃદ્ધિ કરવાનું**, ક્રાંતિકારી યુદ્ધ વિશે લવારો કરતા રહેવામાં (ત્રાસનો ભોગ થઈ ગયેલા લશ્કરની — ક્રાંતિકારી યુદ્ધના હિમાયતીઓએ જેની **એક પણ** ટુકડીને નાસતાં **અટકાવી નહોતી** — નાસભાગ નજર સામે હોવા છતાં એવો લવારો કરતા રહેવામાં) નહિ પણ સુવ્યવસ્થિત રીતે પીછેહઠ કરવામાં છે, જેથી મળેલા અવકાશના પ્રત્યેક દિવસનો લાભ લશ્કરના અવશેષોને બચાવી લેવાનો હેતુ સિદ્ધ કરવા અર્થે ઉઠાવી શકાય.

હકીકતો અડિયલ ચીજો હોય છે.

હકીકતોથી, હકીકતોમાંથી તારવવાના પાઠોથી, અને જવાબદારીના સવાલથી છટકી જવાના પોતાના પ્રયાસોમાં આપણા નામધારી-"ઉદ્દામો", હમણાં જ વીતેલા તદ્દન તાજા અને ઐતિહાસિક મહત્ત્વ ધરાવતા ભૂતકાળને પોતાના વાચકોથી **છુપાવવાની** અને સુદૂરના તથા બિનમહત્ત્વના ભૂતકાળના સંદર્ભો વડે તેને **ઢાંકી દેવાની** મહેનત કરી રહ્યા છે. દાખલા તરીકે કાર્લ રાદેક પોતાના લેખમાં એ વાતને યાદ કરે છે કે ડિસેંબરમાં (ડિસેંબર, ધ્યાન રાખજો!) "લોક-કમિસાર મંડળને પેશ કરેલા એક મેમોરન્ડમ"માં પોતે લશ્કરને ટકી રહેવામાં મદદ કરવાની જરૂરત વિશે લખેલું. મને એ મેમોરન્ડમ વાંચવાનો અવસર મળ્યો નથી અને મારા મનમાં આવો સવાલ ઊઠે છે: કાર્લ રાદેક તેને **આખેઆખું** છપાવતો કેમ નથી? એ વખતે "બાંધછોડની સુલેહ"નો ચોક્કસ અર્થ તેણે શો કરેલો એ બાબત તે સ્પષ્ટ અને નિખાલસ રીતે સમજાવતો કેમ નથી? પોલેંડ પાછું મળે એ શરતે જર્મન સામ્રાજ્યવાદીઓની જોડે સુલેહ કરી શકાશે એવા પોતાના ભ્રમ (બધા ભ્રમોમાં બદતરીન ભ્રમ) વિશે તેણે 'પ્રાવદા'માં લખેલું એ વધારે તાજા ભૂતકાળને તે કેમ નથી યાદ કરતો?

કેમ?

જે ભ્રમોએ જર્મન સામ્રાજ્યવાદીઓને વાસ્તવિક **મદદ કરી** અને જર્મનીમાં ક્રાંતિની વૃદ્ધિ તથા વિકાસમાં **અવરોધ ઊભા કર્યા** એ ભ્રમોને રોપવાની **તેમની**, "ઉદ્દામોની", જવાબદારીને છતી કરતી હકીકતોને ઢાંકી દેવાની નામધારી-"ઉદ્દામોને" ફરજ પડી છે એટલા માટે.

બુખારિન અત્યારે પણ એ હકીકતનો ઇનકાર કરવાની કોશિશ કરી રહ્યો છે કે જર્મનો માટે હુમલો કરવાનું અશક્ય છે એવું કથન તેણે અને તેના દોસ્તોએ કરેલું. પરંતુ ઘણા, ઘણા બધા, લોકો જાણે છે કે એ તો એક હકીકત છે,

બુખારિન અને તેના દોસ્તોએ એવું કથન ચોક્કસ કરેલું, અને એવો ભ્રમ રોપીને તેમણે જર્મન સામ્રાજ્યવાદને **મદદ કરેલી** તથા જર્મન ક્રાંતિના વિકાસને **અવરોધેલો**. જર્મન ક્રાંતિ હવે એ હકીકતને કારણે નબળી પડી ગઈ છે કે દહેશતનો ભોગ બની ગયેલા કિસાન-લશ્કરની નાસભાગ દરમિયાન રશિયન સોવિયેત પ્રજાસત્તાકને હજારો તોપોનું અને અબજોના મૂલ્યની સંપત્તિનું નુકસાન થઈ ગયું છે. આ બાબતની આગાહી મેં ૭મી જાન્યુઆરીની મારી થિસિસોમાં* નિશ્ચિત અને સ્પષ્ટ રૂપે કરી હતી. બુખારિનને જો પોતાના શબ્દો હવે પાછા "ગળી જવા" પડતા હોય તો એટલી એની હાલત બૂરી. જર્મનો માટે હુમલો કરવાનું અશક્ય છે એમ બુખારિન અને તેના દોસ્તોએ કહેલું એ વાત જે લોકોને યાદ હશે તે બધા તો બુખારિનને પોતાના જ શબ્દો હવે પાછા "ગળી જવા" પડયા છે એ જોઈને ફક્ત ખભા જ ઉચકાવશે.

અને જે લોકોને એ શબ્દો યાદ ન હોય, જેમણે એ શબ્દો કહેવાતા સાંભળ્યા ન હોય, તેમના લાભાર્થે અમે એક એવા દસ્તાવેજનો ઉલ્લેખ કરીશું જે કાર્લ રાદેકનાં ડિસેંબરનાં લખાણો કરતાં **અત્યારે** થોડોક વધારે મૂલ્યવાન, રસપ્રદ અને બોધપ્રદ છે. "ઉદ્દામો" પોતાના વાચકોથી દુર્ભાગ્યે જેને છુપાવી રહ્યા છે એવા આ દસ્તાવેજમાં નીચેની બાબતોની નોંધો છે: (૧) વર્તમાન "ઉદ્દામ" વિરોધીઓએ આપણી પાર્ટીની સેંટ્રલ કમિટીની મિટિંગમાં ૨૧મી જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે આપેલા મત, અને (૨) સેંટ્રલ કમિટીમાં ૧૭મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના દિવસે અપાયેલા મત.

૨૧મી જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે, જર્મનો સાથેની વાટાઘાટોને તરત જ તોડી નાખવી કે નહિ એ સવાલ બાબત લેવાયેલા મતમાં ફક્ત એકલા સ્તૂકોવે જ (નામધારી-"ઉદ્દામ" 'કોમ્મુનીસ્ત'ના લેખકોમાંથી) **તરફેણમાં** મત આપેલો. બાકીના બધાએ વિરોધમાં મત આપેલા.

જર્મનો વાટાઘાટો તોડી નાખે અથવા અલ્ટીમેટમ પેશ કરે તો ઈજાફતી સુલેહ ઉપર સહી કરવાનું **ઉચિત છે** કે નહિ એ સવાલ બાબત લેવામાં આવેલા મતમાં ફક્ત ઓબોલેન્સ્કી ("તેની" થિસિસો ક્યારે પ્રકાશિત થશે? 'કોમ્મુનીસ્ત' એ થિસિસો બાબત ચુપ કેમ છે?) અને સ્તૂકોવે જ **વિરોધમાં** મત આપેલા. બાકીના બધાએ **તરફેણમાં** મત આપેલા.

એવા સંજોગોમાં પ્રસ્તાવિત સુલેહ કરી લેવી **જોઈએ** કે નહિ એ સવાલ

---

*જુઓ પૃષ્ઠ ૫.—સં.

વિશે ફક્ત ઓબોલેન્સ્કી અને સ્તૂકોવે **વિરોધમાં** મત આપેલા. બાકીના બધા "ઉદ્દામો" **તટસ્થ રહ્યા હતા!!** આ હકીકત છે.

૧૭મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના દિવસે જ્યારે એવો સવાલ મૂકવામાં આવેલો કે ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં કોણ છે, ત્યારે બુખારિન અને લોમોવે "સવાલ જે રીતે મૂકવામાં આવ્યો છે તેને વિશે મત આપવાનો ઇનકાર કર્યો". **તરફેણમાં** એક પણ મત નહોતો પડયો. આ હકીકત છે!

"જર્મન આક્રમણ પૂરતા પ્રમાણમાં (કેવી વાત!) દેખીતું ન થઈ જાય અને જર્મન કામદાર વર્ગીય આંદોલન ઉપર તેની અસર સાફ ન થઈ જાય ત્યાં સુધી સુલેહની વાટાઘાટો ફરી શરૂ કરવામાં વિલંબ કરવો" કે નહિ એ સવાલ વિશે "ઉદ્દામ" અખબારના વર્તમાન લેખકોમાંથી બુખારિન, લોમોવ અને ઉરીત્સ્કીએ **તરફેણમાં** મત આપ્યા હતા.

"જર્મન આક્રમક હુમલો હકીકત બની જાય અને જર્મની તથા ઑસ્ટ્રિયામાં ક્રાંતિકારી જુવાળ ન ઊઠે તો આપણે સુલેહ કરવી જોઈએ ખરી?" —એ સવાલ વિશે લોમોવ, બુખારિન અને ઉરીત્સ્કી **તટસ્થ રહ્યા હતા.**

હકીકતો અડિયલ ચીજો હોય છે. અને હકીકતો બતાવે છે કે બુખારિને જર્મન આક્રમક હુમલાની શક્યતાનો ઇનકાર કરીને ભ્રમો રોપ્યા અને તે દ્વારા પોતાની ઇચ્છા વિરુદ્ધ પણ **વાસ્તવમાં** જર્મન સામ્રાજ્યવાદને **મદદ કરી** તથા જર્મન ક્રાંતિના વિકાસને **અવરોધ્યો.** ખરેખર, ક્રાંતિકારી પ્રલાપનું સારતત્ત્વ એ જ છે. માણસ કોશિશ એક વાતની કરે અને પરિણામ એથી ઊલટું આણે.

વર્તમાન સુલેહની શરતોનું નક્કર પૃથક્કરણ ન આપવા બદલ બુખારિને મને ઠપકો આપ્યો છે. પરંતુ સમજવું મુશ્કેલ નથી કે મારી દલીલના દૃષ્ટિકોણથી અને બાબતના સારતત્ત્વના દૃષ્ટિકોણથી જોતાં તેની કશી જરૂર નહોતી અને અત્યારે પણ નથી. એટલું જ બતાવવું પૂરતું હતું કે આપણી સમક્ષ ફક્ત એક જ સાચી—કલ્પિત નહિ—દ્વિધા ઉપસ્થિત છે: કાં તો આપણે **એવી** શરતો સ્વીકારી લઈએ જે આપણને કંઈ નહિ તો થોડા દિવસો પૂરતો શ્વાસ ખાવાનો વખત આપે, અથવા આપણે બેલ્જિયમ અને સર્બિયા જેવી હાલત સ્વીકારી લઈએ. આ વાતનું બુખારિને પેત્રોગ્રાદની નજરમાં પણ ખંડન નથી કર્યું. તેના સહયોગી પોક્રોવ્સ્કીએ એ વાત કબૂલ કરી છે.

અને ખરાબ, જુલમી તથા નામોશીભરી બ્રેસ્ત-શરતો કરતાં નવી શરતો બદતર, વધારે જુલમી અને નામોશીભરી હોય તો મહાન રશિયન સોવિયેત

પ્રજાસત્તાકને **એવી હાલતમાં લાવી મૂકવાનો દોષ આપણા નામધારી-"ઉદ્દામો"**, બુખારિન, લોમોવ, ઉરીત્સ્કી અને કંપનીને જ માથે છે. ઉપર ઉલ્લેખિત મતદાને સાબિત કરી દીધું છે તેમ આ એક ઐતિહાસિક હકીકત છે. ગમે તેમ વળ ખાઓ તોપણ એ હકીકતથી છટકી શકાય એમ નથી. તમારી સમક્ષ બ્રેસ્તની શરતો **રજૂ કરવામાં આવી** અને તેનો જવાબ તમે પતરાજીના બરાડા પાડીને તથા શેખીનાં બણગાં ફૂંકીને વાળ્યો **જેનું પરિણામ** બદતર શરતોમાં આવ્યું. આ એક હકીકત છે. અને તેની જવાબદારીમાંથી તમે મુક્ત થઈ શકો નહિ.

૭મી જાન્યુઆરી, ૧૯૧૮ની મારી થિસિસોમાં તદ્દન સ્પષ્ટ આગાહી કરવામાં આવી હતી કે આપણા લશ્કરની હાલતને ધ્યાનમાં લેતાં (જેને થાકેલા કિસાન સમુદાયોની **"વિરુદ્ધ"** પ્રલાપ કરીને બદલાવી શકાય નહિ) રશિયા જો બ્રેસ્ત સુલેહનો સ્વીકાર નહિ કરે તો તેને **બદતર** અલગ સુલેહ **કરવી પડશે**.

રશિયન મૂડીવાદી વર્ગ માટે **આવશ્યક** હતું કે તે આપણને **અત્યંત** હાનિકારક યુદ્ધમાં બને તેટલા ફસાવે, અને તેણે ગોઠવેલી જાળમાં "ઉદ્દામો" સપડાઈ ગયા.

**અત્યારે** યુદ્ધની તરફેણમાં ઘોષણા કરીને આ "ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ" સ્વાભાવિક રીતે જ કિસાનપ્રજાથી અળગા પડી ગયા છે એ હકીકત છે. અને ૧૯૦૭ના ઉનાળામાં બધા સમાજવાદી-ક્રાંતિકારીઓની "ક્રાંતિકારી" દેખાતી નીતિ જેમ આછકલી હતી તેમ જ આ હકીકત ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની નીતિની **આછકલાઈ** સાબિત કરે છે.

અધિક વર્ગજાગ્રત અને અગ્રગામી કામદારો ક્રાંતિકારી પ્રલાપના ધુમાડાને ઝડપથી વિખેરી રહ્યા છે એ વાત પેત્રોગ્રાદ અને મોસ્કોના ઉદાહરણે બતાવી આપી છે. પેત્રોગ્રાદમાં ઉત્તમ કામદાર વિસ્તારો — વીબોર્ગ અને વસીલ્યેવ્સ્કી ટાપુ — ક્યારના ભાનમાં આવી ગયા છે. કામદારોના પ્રતિનિધિઓની પેત્રોગ્રાદ સોવિયેત **હવે** યુદ્ધની તરફેણમાં નથી. તેમણે સમજી લીધું છે કે યુદ્ધને માટે **તૈયારી કરવાનું** જરૂરી છે, અને તેઓ તૈયારી કરી રહ્યા છે. મોસ્કોમાં ત્રીજી અને ચોથી માર્ચ, ૧૯૧૮ના દિવસોએ બોલ્શેવિક શહેર સંમેલનમાં ક્રાંતિકારી પ્રલાપના વિરોધીઓએ વિજયની પતાકા ફરકાવી છે.

આત્મવંચનાની કેટલી ભયંકર હાલતમાં આપણા "ઉદ્દામો" પહોંચી ગયા છે તે પોક્રોવ્સ્કીના લેખના એક વાક્ય ઉપરથી સાફ જણાઈ આવે છે. એ વાક્ય આવું છે: "આપણે જો લડવું હોય તો **અત્યારે જ**" (ભાર પોક્રોવ્સ્કીએ મૂક્યો છે) "લડવું જોઈએ", (હવે ધ્યાનથી સાંભળો!) "નવા સ્થપાયેલા એકમો

સમેત રશિયન લશ્કરને હજુ વિખેરી નાખવામાં નથી આવ્યું ત્યારે જ લડવું જોઈએ."

પરંતુ હકીકતો પ્રત્યે પોતાની આંખો બંધ ન રાખતો હોય એવો દરેક માણસ જાણે છે કે ૧૯૧૮ના ફેબ્રુઆરીમાં રશિયામાં, ઉક્રાઈનામાં કે ફિન્લૅન્ડમાં જર્મનોના પ્રતીકારના માર્ગમાં મોટોમાં મોટો **અવરોધ** હતો **આપણું અણવિખેરાયેલું લશ્કર**. એ હકીકત છે. તે અંધાધૂંધ નાસભાગ કરવા અને પોતાની સાથે લાલ સેનાની ટુકડીઓને પણ લઈ જવા સિવાય બીજું કશું કરી શકે એમ નહોતું.

જે કોઈ માણસ ઈતિહાસના પાઠોનો લાભ ઉઠાવવા માગતો હોય અને એ પાઠો દ્વારા ઊભી કરવામાં આવતી જવાબદારીથી છુપાઈ જવા ન માગતો હોય અથવા એ પાઠો પ્રત્યે પોતાની આંખો બંધ રાખવા ન માગતો હોય તે કંઈ નહિ તો જર્મનીની વિરુદ્ધ નેપોલિયન પહેલાનાં યુદ્ધોને યાદ કરે.

પ્રશિયા અને જર્મનીએ વિજેતાની જોડે અનેક વાર **દસ ગણી** વધારે જુલમી અને નામોશીભરી (આપણા કરતાં) સુલેહો કરેલી, એ દેશો પરદેશી પોલીસ સ્વીકારી લેવાની હદ સુધી પણ ગયેલા, નેપોલિયન પહેલાની વિજય-યાત્રાઓમાં મદદ કરવા માટે સૈન્યો પૂરાં પાડવાનું માથે લેવાની હદ સુધી પણ ગયેલા. હીન્ડેનબુર્ગ[28] અને વિલ્હેલ્મે આપણને અત્યારે જે રીતે દબાવ્યા છે તેના કરતાં દસ ગણી બદતર રીતે નેપોલિયન પહેલાએ પ્રશિયા સાથેની પોતાની સુલેહો દ્વારા જર્મનીને હેરાન કરેલું અને તેના ટુકડા કરી નાખેલા. અને છતાં, પ્રશિયામાં એવા લોકો હતા ખરા જેણે બૂમબરાડા ન પાડયા પણ અતિ-"નામોશીભરી" સુલેહો ઉપર સહી કરી, એટલા માટે સહી કરી કે પોતાની પાસે લશ્કર નહોતું. તેમણે દસ ગણી વધારે જુલમી અને નામોશીભરી શરતો ઉપર સહી કરી અને પછી એ **બધું છતાં** તેઓ પાછા વિદ્રોહ કરવા અને જંગે ચડવા ખડા થઈ ગયા. એમ એક વાર નહિ પણ અનેક વાર બન્યું. ઈતિહાસ એવી કેટલીય સુલેહો અને યુદ્ધોથી પરિચિત છે. અવકાશ મેળવવાના કેટલાય કિસ્સાઓથી, વિજેતા દ્વારા કરવામાં આવેલી યુદ્ધની કેટલીય નવી ઘોષણાઓથી ઈતિહાસ પરિચિત છે. વિજેતાના હરીફ અને પોતે પણ તેનાથી જરાય ઓછા વિજેતા નહિ એવા ઉત્પીડક રાષ્ટ્ર અને ઉત્પીડિત રાષ્ટ્ર વચ્ચે એકસંપીના (સામ્રાજ્યવાદીઓની મદદ સ્વીકાર્યા **વગર** — "ક્રાંતિકારી યુદ્ધ"ના હિમાયતીઓ આ વાતની નોંધ લે!) કેટલાય દાખલા ઈતિહાસને સુવિદિત છે.

ઈતિહાસનો ક્રમ એવો રહ્યો છે.

એવો રહ્યો છે. એવો રહેશે. આપણે યુદ્ધોની **હારમાળાના** યુગમાં પ્રવેશ કર્યો છે. આપણે એક નવા **દેશાભિમાની** યુદ્ધ તરફ આગળ વધી રહ્યા છીએ. સમાજવાદી ક્રાંતિ પરિપકવ થઈ રહી હશે ત્યારે આપણે એ યુદ્ધ સુધી પહોંચી જઈશું. અને એ વિકટ માર્ગે આગળ વધતાં વધતાં રશિયન સર્વહારા વર્ગ તથા રશિયન ક્રાંતિ બૂમબરાડા પાડવાના તથા ક્રાંતિકારી પ્રલાપ કરવાના પોતાના રોગો મટાડી દઈ શકશે અને વધારેમાં વધારે જુલમી સુલેહ પણ સ્વીકારી લઈને ફરી વાર ખડા કેવી રીતે થઈ જવું એ જાણી લેશે.

આપણે **તિલસિત સુલેહ** ઉપર સહી કરી છે. ૧૮૦૭માં તિલસિતની સુલેહ કર્યા પછી જર્મનોએ ૧૮૧૩ અને ૧૮૧૪માં નેપોલિયનના સકંજામાંથી જેવી રીતે મુક્તિ હાંસલ કરી લીધી હતી એવી જ રીતે આપણે પણ વિજય અને મુક્તિ હાંસલ કરી લઈશું. આપણી તિલસિત સુલેહ અને આપણી મુક્તિ વચ્ચેના સમયનો ગાળો કદાચ વધારે ટૂંકો હશે કેમ કે ઇતિહાસ વધારે ઝડપથી આગળ વધી રહ્યો છે.

બૂમબરાડા મુર્દાબાદ! શિસ્ત અને સંગઠનને સુધારવાની દિશામાં પૂરી ગંભીરતાથી આગળ વધો!

પમી માર્ચ, ૧૯૧૮ના દિવસે લિખિત
છઠ્ઠી માર્ચ (૨૧મી ફેબ્રુઆરી), ૧૯૧૮ના દિવસે
'પ્રાવદા'ના ૪૨મા અંકમાં પ્રકાશિત
હસ્તાક્ષર: એન. લેનિન

## રશિયન કોમ્યુનિસ્ટ પાર્ટી (બોલ્શેવિક)ની
## અસાધારણ સાતમી કોંગ્રેસ
## ૬—૮ માર્ચ, ૧૯૧૮

### ૧

### સેંટ્રલ કમિટીનો રાજકીય અહેવાલ
### ૭ માર્ચ

રાજકીય અહેવાલમાં સેંટ્રલ કમિટીએ લીધેલાં પગલાંનું વિગતવાર બયાન હોઈ શકે. પરંતુ વર્તમાન ઘડીએ આવશ્યક બાબત એવા પ્રકારનો અહેવાલ નહિ પણ **આપણી ક્રાંતિની સમગ્ર રૂપે સમીક્ષા છે.** ફક્ત એવી સમીક્ષા જ અમારા બધા નિર્ણયોની ખરી માર્ક્સવાદી પુષ્ટિ પૂરી પાડી શકે. ક્રાંતિના વિકાસના અત્યાર પહેલાંનાં આખા ક્રમને આપણે તપાસવો જ જોઈએ અને ચોકસાઈ કરવી જોઈએ કે તેના આગળ વિકાસનો ક્રમ શા માટે બદલાયો છે. આપણી ક્રાંતિના માર્ગમાં એવા વળાંકો આવ્યા છે જે વિશ્વક્રાંતિ માટે પ્રચંડ મહત્ત્વ ધરાવશે. એવો એક વળાંક હતો **ઑક્ટોબર ક્રાંતિ.**

ફેબ્રુઆરી ક્રાંતિની પ્રથમ સફળતાઓ એ હકીકતને લીધે હતી કે ફક્ત ગ્રામીણ વસતિના સમુદાયો જ નહિ પરંતુ મૂડીવાદી વર્ગ પણ સર્વહારા વર્ગને અનુસર્યો હતો. એટલે જ, ૧૯૦૫માં જે સિદ્ધ કરવામાં આપણે નિષ્ફળ ગયા હતા એ ઝારશાહી ઉપરનો વિજય આપણે સહેલાઈથી હાંસલ કરી લીધો. ફેબ્રુઆરી ક્રાંતિ દરમિયાન કોઈના માર્ગદર્શન વગર કામદારોના પ્રતિનિધિઓની સોવિયેતોનું આપમેળે સંઘટન ૧૯૦૫ના અનુભવનું પુનરાવર્તન હતું—આપણને સોવિયેત સત્તાના સિદ્ધાંતની ઘોષણા કરવી પડી. લોકસમુદાયોએ ક્રાંતિનાં કર્ત્તવ્યો સંઘર્ષના પોતાના અનુભવમાંથી જ જાણી લીધાં. એપ્રિલની ૨૦-૨૧ તારીખના બનાવો નિદર્શનો તથા સશસ્ત્ર વિદ્રોહનું લક્ષણ ધરાવતા કશાકના વિશિષ્ટ મિશ્રણ જેવા હતા. મૂડીવાદી સરકારના પતન માટે એટલું પૂરતું હતું. પછી મળતિયાગીરીની નીતિના લાંબા ગાળાની શરૂઆત થઈ જેનો ઉદ્ભવ સત્તામાં આવેલી નિમ્ન-મૂડીવાદી સરકારના ખુદ સ્વરૂપમાંથી જ થયો હતો. જુલાઈ માસની ઘટનાઓ એ વખતે સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપી ન

શકી—લોકસમુદાયો તેને માટે હજુ તૈયાર નહોતા. એટલે જ, એક પણ જવાબદાર સંગઠને તેની સ્થાપના કરવાની તેમને હાકલ ન કરી. પરંતુ દુશ્મનની છાવણીમાંથી જાણકારી મેળવવાની કામગીરી તરીકે જુલાઈની ઘટનાઓ બેહદ મહત્ત્વની હતી. કોર્નીલોવ બંડ[29] અને ત્યાર પછીની ઘટનાઓએ અમલી તાલીમની ગરજ સારી અને ઑક્ટોબરના વિજયને શક્ય બનાવ્યો. જે લોકો ઑક્ટોબરમાં પણ સત્તાનું[30] વિભાજન ઇચ્છતા હતા તેમની ભૂલ ઑક્ટોબરના વિજયને જુલાઈના દિવસોની જોડે, આક્રમક હુમલાની જોડે, કોર્નીલોવ બંડ વગેરેની જોડે, સોવિયેત સત્તા અનિવાર્ય બની ગઈ છે એમ સામાન્ય જનતાના લાખો કરોડો લોકોને સમજાવી દેનારી ઘટનાઓની જોડે સાંકળી લેવાની અશક્તિમાં હતી. પછી આવી સમગ્ર રશિયામાં આપણી વિજયકૂચ અને તેના સંગાથમાં શાંતિની સાર્વજનીન ઝંખના. આપણે જાણીએ છીએ કે યુદ્ધમાંથી એકલા આપણે જ હઠી જઈએ એથી કંઈ શાંતિ હાંસલ ન કરી શકાય. આ બાબત વિશે અમે છેક એપ્રિલ સંમેલનના વખતે નિર્દેશ કર્યો હતો. એપ્રિલથી ઑક્ટોબર સુધીના સમય દરમિયાન સૈનિકો તદ્દન સ્પષ્ટ સમજી ગયા કે મળતિયાગીરીની નીતિ યુદ્ધને લંબાવી રહી છે અને સામ્રાજ્યવાદીઓના હલ્લો શરૂ કરવાના જંગલી તથા બેસમજ પ્રયાસોમાં તેમ જ વર્ષો સુધી ચાલે એવા યુદ્ધમાં વધારે સંડોવાઈ જવામાં પરિણમી રહી છે. એ જ કારણે શાંતિની સક્રિય નીતિને કોઈ પણ ભોગે શક્ય એટલી જલદી અપનાવવાનું જરૂરી હતું, સોવિયેતો સત્તા પોતાના હાથમાં લઈ લે અને જમીનદારી નાબૂદ કરી નાખે એ જરૂરી હતું. આપણે જાણીએ છીએ કે જમીનદારીનું સમર્થન ફક્ત કેરેન્સ્કી જ નહિ, આવ્ક્સેન્ત્યેવ પણ કરતો હતો અને તે જમીન સમિતિના સભ્યોની ધરપકડના હુકમો છોડવાની હદ સુધી પણ ગયો હતો. અમે જે નીતિ અપનાવી, "સત્તા સોવિયેતોના હાથમાં" એવું જે સૂત્ર અમે જનતાની બહુસંખ્યાનાં મનમાં પ્રેરિત કર્યું, તેણે આપણને ઑક્ટોબરમાં પિટર્સબર્ગમાં ખૂબ સહેલાઈથી વિજય હાંસલ કરવામાં મદદ કરી અને રશિયન ક્રાંતિના આખરી મહિનાઓને એક અણથંભ વિજયકૂચમાં રૂપાંતરિત કરી દીધા.

આંતરવિગ્રહ હકીકત બની ગઈ. સામ્રાજ્યવાદી યુદ્ધનું આંતરવિગ્રહમાં જે રૂપાંતર થવાની અમે ક્રાંતિની શરૂઆતમાં અને યુદ્ધની શરૂઆતમાં પણ આગાહી કરી હતી અને જેને સમાજવાદી વર્તુળોના સારા એવા વિભાગો સંદેહભરી તથા ઉપહાસનીયે નજરે જોતા હતા એ રૂપાંતર યુદ્ધકારી દેશોમાંના એક સૌથી મોટા અને અત્યંત પછાત દેશમાં ૨૫મી ઑક્ટોબર, ૧૯૧૭ના

દિવસે વાસ્તવિક બની ગયું. આંતરવિગ્રહમાં વસતિની અતિ વ્યાપક બહુમતી આપણે પક્ષે હતી એમ સાબિત થયું અને એ જ કારણે વિજય આટલી અસાધારણ સરળતાથી હાંસલ કરી શકાયો.

મોરચો તજી જનારી ટુકડીઓ જ્યાં ગઈ ત્યાં બધે ઠેકાણે મળતિયાગીરીની નીતિનો અંત આણવાના ક્રાંતિકારી નિર્ધારને અધિકતમ માત્રામાં પોતાની સાથે લેતી ગઈ; અને મળતિયાગીરીનાં તત્ત્વો, વ્હાઇટગાર્ડો અને જમીનદારોના નબીરાઓ વસતિમાં તદ્દન સમર્થન વગરના થઈ ગયા. જનતાના સમુદાયો અને આપણી વિરુદ્ધ મોકલવામાં આવેલી લશ્કરી ટુકડીઓ બોલ્શેવિકોને પક્ષે આવી જવા લાગ્યાં અને પરિણામે તેમની વિરુદ્ધનું યુદ્ધ ધીરે ધીરે ક્રાંતિના વિજયની ઉલ્લાસભરી કૂચમાં પલટાઈ ગયું. આપણે એ પેત્રોગ્રાદમાં જોયું, કેરેન્સ્કી અને ક્રાસ્નોવ જેને લાલ પાટનગરની વિરુદ્ધ જંગમાં ઉતારવાની કોશિશ કરતા હતા એ કઝ્ઝાકો જ્યાં દુવિધામાં પડી ગયા એ ગાત્ચિના મોરચે જોયું. ત્યાર પછી આપણે એ મોસ્કોમાં, ઓરેનબુર્ગમાં અને ઉક્રાઈનામાં જોયું. આખા રશિયામાં આંતરવિગ્રહનું મોજું ફરી વળ્યું અને દરેક ઠેકાણે આપણે અસાધારણ સરળતાથી વિજય હાંસલ કર્યો તે ચોક્કસ એ જ કારણે કે ફળ પાકી ગયું હતું, લોકસમુદાયોએ મૂડીવાદી વર્ગ જોડેની મળતિયાગીરીનો અનુભવ ક્યારનો જોઈ લીધો હતો. લોકસમુદાયોએ જેને લાંબા ઐતિહાસિક અનુભવ દરમિયાન અમલમાં ચકાસી જોયું હતું એ અમારું "બધી સત્તા સોવિયેતોના હાથમાં"નું સૂત્ર તેમની હસ્તીનું એક અંગ બની ગયું હતું.

એ જ કારણે ૨૫મી ઑક્ટોબર, ૧૯૧૭ પછીના પ્રથમ મહિનાઓ દરમિયાન રશિયન ક્રાંતિ એક અણથંભ વિજયકૂચ બની રહી. તેના પરિણામે, સમાજવાદી ક્રાંતિને તત્કાળ જે મુશ્કેલીઓનો સામનો કરવો પડયો અને જેનો સામનો કરવો જ પડે એમ હતો એ મુશ્કેલીઓ ભુલાઈ ગઈ, પૃષ્ઠભૂમિમાં ધકેલાઈ ગઈ. મૂડીવાદી ક્રાંતિ અને સમાજવાદી ક્રાંતિ વચ્ચેનો એક મૂળભૂત તફાવત એ છે કે સામંતશાહીમાંથી ઉદ્ભવતી મૂડીવાદી ક્રાંતિ માટે નવાં આર્થિક સંઘટનોનું સર્જન ધીરે ધીરે જૂની વ્યવસ્થાના પેટાળમાં જ થતું જાય છે અને સામંતશાહી સમાજનાં બધાં અંગો ધીરે ધીરે પરિવર્તિત થતાં જાય છે. મૂડીવાદી ક્રાંતિની સમક્ષ ફક્ત એક જ કર્ત્તવ્ય હોય છે—પહેલાંની સામાજિક વ્યવસ્થાની બધી શૃંખલાઓને સાફ કરી નાખવી, તેને બાજુ પર ફગાવી દેવી, તેનો નાશ કરી નાખવો. એ કર્ત્તવ્ય બજાવી લે એટલે પ્રત્યેક મૂડીવાદી ક્રાંતિ તેની પાસેથી અપેક્ષિત બધું કામ પૂરું કરે છે, મૂડીવાદના વિકાસને તે અધિક તીવ્ર બનાવે છે.

સમાજવાદી ક્રાંતિની વાત તદ્દન જુદી જ છે. ઈતિહાસના વાંકાચૂકા ક્રમને કારણે જે કોઈ દેશ સમાજવાદી ક્રાંતિની શરૂઆત કરનાર તરીકે પુરવાર થઈ ગયો હોય એ દેશ જેટલો વધારે પછાત હોય એટલા પ્રમાણમાં પુરાણા મૂડીવાદી સંબંધો ઉપરથી સમાજવાદી સંબંધો ઉપર પહોંચવાનું તેને માટે વધારે મુશ્કેલ બને. વિનાશક કર્ત્તવ્યોની જોડે અકલ્પનીય મુશ્કેલ નવાં કર્ત્તવ્યો, સંગઠનાત્મક કર્ત્તવ્યો, ઉમેરાઈ જાય. ૧૯૦૫ના વર્ષના મહાન અનુભવમાંથી પસાર થયેલી રશિયન ક્રાંતિના પ્રજાકીય સર્જનાત્મક જોમે છેક ફેબ્રુઆરી, ૧૯૧૭ જેટલી જલદી સોવિયેતોને ઉત્પન્ન ન કરી દીધી હોત તો ઑક્ટોબરમાં તે સત્તાને પોતાના હાથમાં કોઈ કાળે ન જ લઈ શકી હોત, કેમ કે સફળતાનો સંપૂર્ણ આધાર કરોડો લોકોને આવરી લેતા આંદોલનનાં ઉપલબ્ધ સંગઠનાત્મક રૂપોના અસ્તિત્વ ઉપર જ હતો. સોવિયેતો જ એવું ઉપલબ્ધ રૂપ હતું અને એટલે જ રાજકીય ક્ષેત્રે આપણી તેજસ્વી સફળતાઓ તથા અણથંભ વિજયકૂચ આગળ જતાં શક્ય બની કારણ કે રાજકીય સત્તાનું નવું રૂપ તો ક્યારનું ઉપલબ્ધ બની ચૂક્યું હતું અને આપણે તો ફક્ત એટલું જ કરવાનું હતું કે થોડીક ડિક્રીઓ પાસ કરીને ક્રાંતિના પ્રથમ મહિનાઓ દરમિયાન ભ્રૂણાવસ્થામાં અસ્તિત્વ ધરાવતી સોવિયેતોની સત્તાને રશિયન રાજ્યમાં પ્રચલિત બની ચૂકેલા કાયદેસર માન્ય રૂપમાં, અર્થાત્ રશિયન સોવિયેત પ્રજાસત્તાકમાં, પલટાવી નાખવી. પ્રજાસત્તાકનો જન્મ એક જ ઝટકે થઈ ગયો. તેનો જન્મ એટલી સહેલાઈથી થઈ ગયો કેમ કે ૧૯૧૭ના ફેબ્રુઆરી મહિનામાં કોઈ પણ પાર્ટી આ સૂત્ર ઘોષિત કરી શકે તે પહેલાં જ લોકસમુદાયોએ સોવિયેતોનું સર્જન કરી દીધું હતું. સર્વહારા વર્ગીય સત્તાના આ રૂપને જન્મ આપનાર તો ૧૯૦૫નો કારમો અનુભવ પામેલી અને તેને કારણે શાણી બનેલી જનતાનું મહાન સર્જનાત્મક જોમ હતું. આંતરિક દુશ્મનની ઉપર વિજય હાંસલ કરવાનું કામ અત્યંત સહેલું હતું. રાજકીય સત્તાના સર્જનનું કામ અત્યંત સહેલું હતું કેમ કે લોકસમુદાયોએ એ સત્તાના માળખાનું, એ સત્તાના પાયાનું, સર્જન કરી દીધું હતું. સોવિયેતોના પ્રજાસત્તાકનો જન્મ એક જ ઝટકે થઈ ગયો. પરંતુ બે અતિશય મુશ્કેલ સમસ્યાઓ હજી બાકી હતી જેને ક્રાંતિના પ્રથમ મહિનાઓમાં આપણે અનુભવેલી વિજયકૂચ ઉકેલી શકે એમ નહોતી— અમને શંકા નહોતી, અમે શંકા કરી શકીએ એમ જ નહોતા, કે આગળ જતાં સમાજવાદી ક્રાંતિની સમક્ષ બેહદ મુશ્કેલ કર્ત્તવ્યો ખડાં થશે.

પ્રથમ તો પ્રત્યેક સમાજવાદી ક્રાંતિને જેનો સામનો કરવો જ પડે એ

આંતરિક સંઘટનની સમસ્યા હતી. સમાજવાદી ક્રાંતિ અને મૂડીવાદી ક્રાંતિ વચ્ચે તફાવત એ છે કે મૂડીવાદી ક્રાંતિની બાબતમાં મૂડીવાદી સંબંધોનાં તૈયાર રૂપો મોજૂદ હોય છે. ચોકસાઈથી જોતાં ઉદ્યોગના ફક્ત નાનકડા ટોચના સ્તર સિવાય બીજે કશે ન પહોંચતાં અને ખેતીને ભાગ્યે જ સ્પર્શતાં મૂડીવાદનાં અધિકતમ વિકસિત રૂપોને ગણતરીથી અળગાં રાખીએ તો સોવિયેત સત્તા—સર્વહારા વર્ગીય સત્તા—એવા કોઈ તૈયાર સંબંધોને વારસામાં મેળવતી નથી. હિસાબકાર્યનું સંઘટન, વિશાળ ઉદ્યોગોનું નિયંત્રણ, સમગ્ર રાજ્યની આર્થિક પ્રક્રિયાનું ફક્ત એક જ વિશાળ તંત્રમાં, એક આર્થિક રચનામાં, રૂપાંતર કે જે કરોડો લોકોનું એક જ યોજના દ્વારા માર્ગદર્શન થાય એવી રીતે ચાલે—અમારે માથે આવી પડેલી પ્રચંડ સંઘટનાત્મક સમસ્યા એવી હતી. આંતરવિગ્રહની સમસ્યાઓને અમે જે રીતો વડે ઉકેલી શક્યા હતા એ "જયજયકાર"ની રીતો વડે મજૂરોની વર્તમાન પરિસ્થિતિમાં એ સમસ્યા ઉકેલી શકાય એમ નહોતી. કર્ત્તવ્યનું ખુદ સ્વરૂપ જ ઉકેલની એ રીતોનો નિષેધ કરતું હતું. કાલેદિન વિદ્રોહની વિરુદ્ધ આપણે સરળ વિજયો હાંસલ કર્યા અને આપણે જે પ્રતીકારની સામે ચાલીને સોવિયેત સત્તાનું સર્જન કર્યું તે ગંભીર ધ્યાનને પાત્ર પણ નહોતો. ઘટનાઓનો ક્રમ તો અગાઉના સમગ્ર વાસ્તવિક વિકાસ દ્વારા પૂર્વનિર્ધારિત થઈ ચૂક્યો હતો અને એટલે આપણે તો ફક્ત આખરી શબ્દ જ કહેવાનો હતો અને પાટિયું જ બદલાવવાનું હતું, અર્થાત્ "સોવિયેત ટ્રેડ યુનિયન સંગઠન તરીકે હયાત છે" એવું પાટિયું ઉતારી લઈને તેને બદલે "સોવિયેત જ રાજ્યસત્તાનું એકમાત્ર રૂપ છે" એવું પાટિયું લગાવી દેવાનું હતું. પરંતુ સંઘટનની સમસ્યાઓની બાબતમાં પરિસ્થિતિ તદ્દન જુદી જ હતી. એ ક્ષેત્રમાં અમારે પ્રચંડ મુશ્કેલીઓનો સામનો કરવો પડયો. આપણી ક્રાંતિનાં કર્ત્તવ્યો વિશે વિચાર કરવાની પરવા કરનાર દરેકના મનમાં એ વાત તરત જ સ્પષ્ટ થઈ ગઈ કે માત્ર આત્મશિસ્તના સખત અને લાંબા પંથ દ્વારા જ મૂડીવાદી સમાજમાં યુદ્ધે ઉત્પન્ન કરેલા વિઘટનનો અંત આણવાનું અને તેને તીવ્ર બનાવતાં તત્ત્વોનો પરાજય કરવાનું શક્ય બનશે, ક્રાંતિને જૂની બેડીઓ ફગાવી દેવાનું અને તેમાંથી બને તેટલો પોતાનો સ્વાર્થ સાધવાનું સાધન ગણનારાં તત્ત્વોનો પરાજય કરવાનું શક્ય બનશે. એક લઘુ-કિસાન દેશમાં અકલ્પનીય આર્થિક અંધાધૂંધીના સમયે મોટી સંખ્યામાં એવાં તત્ત્વોનો ઉદ્‌ગમ અનિવાર્ય હતો, અને તેમની વિરુદ્ધ આપણે લડવાની લડત, આપણે હજુ તો શરૂ જ કરેલી લડત, સો ગણી વધારે મુશ્કેલ હશે, એ લડતમાં ભભકદાર અવસરોની સંભાવના નથી. આપણે તો

હજુ એ લડતની પ્રથમ કક્ષામાં છીએ. સખત કસોટીઓ આપણી વાટ જોતી ઊભી છે. કાલેદિન વિરુદ્ધની લડાઈમાં આપણે અનુભવેલી ધજાઓ ફરકાવતી વિજયકૂચ પૂરતા મર્યાદિત રહેવાના કોઈ પણ ખયાલનો વાસ્તવિક પરિસ્થિતિ નિષેધ કરે છે. જે કોઈ માણસ સંઘર્ષની એ રીતોને ક્રાંતિ સમક્ષ ઉપસ્થિત સંઘટનાત્મક કર્ત્તવ્યોને લાગુ કરવાનો પ્રયત્ન કરે તે રાજકારણી તરીકેની, સમાજવાદી તરીકેની, સમાજવાદી ક્રાંતિના સક્રિય કાર્યકર તરીકેની પોતાની નાદારી જ માત્ર પુરવાર કરશે.

ક્રાંતિની સમક્ષ જ્યારે બીજી પ્રચંડ મુશ્કેલી — આંતરરાષ્ટ્રીય સવાલની — ઊભી થઈ ત્યારે પ્રારંભિક વિજયકૂચથી અંજાઈ ગયેલા આપણા કેટલાક યુવાન સાથીઓ માટે એવી જ વલે વાટ જોઈને ઊભી હતી. કેરેન્સ્કીની ટોળકીઓની ઉપર આપણે આટલો સરળ વિજય હાંસલ કર્યો તેનું કારણ, આપણે આટલી સહેલાઈથી આપણી સરકારની સ્થાપના કરી અને જરા પણ મુશ્કેલી વગર જમીનના સમાજીકરણ વિશે તથા કામદારોના નિયંત્રણ વિશે ડિક્રીઓ પાસ કરી તેનું કારણ, આપણે એ બધું આટલી સહેલાઈથી સિદ્ધ કરી લીધું તેનું કારણ હતું સંજોગોનો એવો સદ્ભાગી સુમેળ કે જેણે ટૂંકા ગાળા માટે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદથી આપણું રક્ષણ કર્યું. આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ તેની મૂડીની સમગ્ર તાકાત સાથે, આંતરરાષ્ટ્રીય મૂડીના ખરા બળ અને ખરા દુર્ગ જેવા તેના ખૂબ જ સુસંગઠિત યુદ્ધ તંત્ર સાથે બન્ને કારણોસર — તેની વાસ્તવિક સ્થિતિને કારણે તેમ જ તેનામાં એકસૂત્ર થયેલાં મૂડીદાર વર્ગનાં આર્થિક હિતોને કારણે, વેપારી જોડાણોને કારણે, આંતરરાષ્ટ્રીય નાણાકીય સંબંધોને કારણે — કોઈ પણ સંજોગોમાં, કોઈ પણ હાલતમાં, સોવિયેત પ્રજાસત્તાકની જોડાજોડ હયાત ન જ રહી શકે. એ ક્ષેત્રમાં ટક્કર અનિવાર્ય છે. રશિયન ક્રાંતિની મોટામાં મોટી મુશ્કેલી, તેની મોટામાં મોટી ઐતિહાસિક સમસ્યા આ છે — આંતરરાષ્ટ્રીય સમસ્યાઓનો ઉકેલ આણવાની જરૂરત, વિશ્વક્રાંતિ જગાવવાની જરૂરત, આપણી તદ્દન રાષ્ટ્રીય ક્રાંતિમાંથી વિશ્વક્રાંતિમાં સંક્રમણ કરવાની જરૂરત. એ સમસ્યા તેની સમગ્ર અકલ્પનીય મુશ્કેલી સમેત આપણી સમક્ષ ખડી છે. હું ફરી વાર કહું છું કે પોતાને ઉદ્દામ ગણતા આપણા ઘણા બધા યુવાન મિત્રો સૌથી વધારે મહત્ત્વની વાતને ભૂલી જવા લાગ્યા છે: ઑક્ટોબર પછીની પ્રચંડ વિજય-યાત્રાનાં અઠવાડિયાં તથા મહિનાઓ દરમિયાન આપણે આટલી સહેલાઈથી એક પછી એક વિજય કેવી રીતે હાંસલ કરી શક્યા. એમ બન્યું તે કેવળ આંતરરાષ્ટ્રીય સંજોગોના એવા ખાસ સુમેળને લીધે કે જેણે આપણને થોડા વખત

માટે સામ્રાજ્યવાદથી બચાવી રાખ્યા. સામ્રાજ્યવાદને આપણા ઉપરાંત બીજી પરેશાનીઓ ઉપર ધ્યાન આપવાનું હતું. અને આપણને લાગ્યું કે આપણે પણ સામ્રાજ્યવાદ ઉપરાંત બીજી પરેશાનીઓ ઉપર ધ્યાન આપવાનું છે. અલગ અલગ સામ્રાજ્યવાદીઓને આપણે વિશે ફિકર કરવાનો વખત જ નહોતો અને તે માત્ર એક જ કારણસર કે આધુનિક વિશ્વ-સામ્રાજ્યવાદની સમગ્ર પ્રચંડ સામાજિક, રાજકીય અને લશ્કરી તાકાત અરસપરસના સંહારક યુદ્ધને લીધે બે જૂથોમાં વહેંચાઈ ગઈ હતી. એ સંઘર્ષમાં સંડોવાયેલા સામ્રાજ્યવાદી ધાડપાડુઓ એટલી અકલ્પનીય હદે પહોંચી ગયા હતા, પ્રાણઘાતક સંગ્રામમાં એટલી હદ સુધી ફસાયેલા હતા કે બેમાંથી એકેય જૂથ રશિયન ક્રાંતિની વિરુદ્ધ કોઈ પણ જાતનાં અસરકારક બળોની જમાવટ કરવા શક્તિમાન નહોતું. ઑક્ટોબરમાં આપણી આસપાસ એવા સંજોગો હતા. વિરોધાભાસી પણ સાચી વાત છે કે આપણી ક્રાંતિ એવી સદ્ભાગી ઘડીએ ફાટી નીકળી જ્યારે મોટા ભાગના સામ્રાજ્યવાદી દેશોની ઉપર લાખો માનવીઓના સંહારને સંડોવતી અપૂર્વ આફતો આવી પડી હતી, યુદ્ધના સંગાથમાં આવતાં અપૂર્વ સંકટોએ રાષ્ટ્રોનું હીર ચૂસી લીધું હતું, યુદ્ધકારી દેશો યુદ્ધના ચોથા વર્ષમાં મડાગાંઠની હાલતમાં, અલગ અલગ માર્ગ લેવાની અણીએ, પહોંચી ગયા હતા, જ્યારે વાસ્તવિક રૂપમાં સવાલ ઊભો થયો હતો કે આવી હાલતમાં આવી ગયેલાં રાષ્ટ્રો લડવાનું જારી રાખી શકે ખરાં? કારણ એ જ હતું કે આપણી ક્રાંતિ આવી સદ્ભાગી ઘડીએ ફાટી નીકળી જ્યારે ધાડપાડુઓનાં બન્ને મહાકાય જૂથોમાંથી એક પણ જૂથ તત્કાળ બીજાની ઉપર તૂટી પડવાની કે આપણી વિરુદ્ધ બીજાની જોડે એક થઈ જવાની હાલતમાં નહોતું. આપણી ક્રાંતિ યુરોપિયન રશિયામાં તેજસ્વી વિજયકૂચ સિદ્ધ કરવા માટે, ફિન્લૅન્ડમાં ફેલાઈ જવા માટે, અને કૉકેસસ તથા રુમાનિયાને જીતી લેવા માટે આંતરરાષ્ટ્રીય રાજકીય અને આર્થિક સંબંધોની ફક્ત આવી પરિસ્થિતિનો જ લાભ લઈ શકે એમ હતી (અને લીધો પણ ખરો). ફક્ત આ એક જ બાબત એ હકીકતનો ખુલાસો પેશ કરે છે કે પાર્ટીનાં અગ્રિમ વર્તુળોમાં એવા પાર્ટી-કાર્યકરો, બુદ્ધિજીવી અતિમાનવો, દેખાયા જેમણે પોતાને આ વિજયકૂચથી અંજાઈ જવા દીધા અને કહ્યું કે આપણે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદને હંફાવી શકીશું, ત્યાં પણ વિજયકૂચ થશે, ત્યાં ખરી મુશ્કેલીઓ મુદ્દલ ઊભી નહિ થાય. આ રશિયન ક્રાંતિની વાસ્તવિક સ્થિતિથી વિપરીત હતું, રશિયન ક્રાંતિએ તો કેવળ આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદની પ્રતિકૂળ દશાનો જ લાભ ઉઠાવ્યો હતો. ઠેલા ઉપર ધસી જઈને તેના ભુક્કા ઉડાવી દેનારી રેલવે

ટ્રેનનું જોર ધરાવતું જે ઍંજિન આપણી ઉપર ધસી આવવાનું હતું તે થોડા વખત માટે બંધ પડી ગયું—અને ઍંજિન બંધ એ કારણસર પડી ગયું કે ધાડપાડુઓનાં બે જૂથો અરસપરસ અથડાઈ પડયાં હતાં. ક્યાંક ક્યાંક ક્રાંતિકારી આંદોલન વિકસી રહ્યું હતું પરંતુ એક પણ અપવાદ વગર બધા જ સામ્રાજ્યવાદી દેશોમાં તે હજુ પણ મુખ્યત્વે પ્રારંભિક કક્ષામાં જ હતું. તેના વિકાસની ગતિ આપણા કરતાં તદ્દન જુદી હતી. યુરોપમાં સમાજવાદી ક્રાંતિની આર્થિક પૂર્વશરતો બાબત જે કોઈએ કાળજીભર્યો વિચાર કર્યો હોય તેને એ મુદ્દો સ્પષ્ટ હોવો જ જોઈએ કે યુરોપમાં ક્રાંતિ શરૂ કરવાનું બેહદ અધિક મુશ્કેલ બનશે, જ્યારે આપણે માટે તેને શરૂ કરવાનું બેહદ અધિક સહેલું હતું. પરંતુ તેને ચાલુ રાખવાનું આપણે માટે ત્યાંના કરતાં બેહદ અધિક મુશ્કેલ બનશે. આ વાસ્તવિક પરિસ્થિતિએ આપણને ઇતિહાસના એક અસાધારણ રૂપે તીવ્ર અને મુશ્કેલ વળાંકનો અનુભવ કરાવ્યો. ઑક્ટોબર, નવેંબર અને ડિસેંબર દરમિયાન આપણા આંતરિક મોરચા ઉપર, આપણા પ્રતિક્રાંતિકારીઓની વિરુદ્ધ, સોવિયેત સત્તાના દુશ્મનોની વિરુદ્ધ અણથંભ વિજયકૂચમાંથી આપણે આપણી વિરુદ્ધ ખરી દુશ્મનાવટ ધરાવતા વાસ્તવિક આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ સાથે અથડામણમાં ઊતરવું પડયું. વિજયકૂચના સમયમાંથી આપણે એવા સમયમાં આવી પડયા કે જેમાં આપણે અસાધારણ અને પીડાયુક્ત પરિસ્થિતિમાં હતા, શબ્દો વડે અને ઝળકતાં સૂત્રો વડે દૂર હઠાવી દઈ શકાય નહિ—એમ કરવાનું ગમે તેટલું સુખકર લાગ્યું હોત તોપણ—એવી પરિસ્થિતિમાં હતા કેમ કે આપણા અસ્તવ્યસ્ત દેશમાં આપણને અકલ્પનીય પ્રમાણમાં થાકીને લોથ થઈ ગયેલા લોકસમુદાયોની જોડે કામ પડતું હતું જે લડવાનું કોઈ રીતે ચાલુ રાખી શકે નહિ એવી હાલતમાં પહોંચી ગયા હતા, વેદનાયુક્ત યુદ્ધનાં ત્રણ વર્ષોએ જેમનો એટલો બધો કચ્ચરઘાણ કાઢી નાખ્યો હતો કે લશ્કરી દૃષ્ટિએ તેઓ તદ્દન નિરુપયોગી બની ગયા હતા. ઑક્ટોબર ક્રાંતિ પહેલાં પણ આપણે સૈનિકોના સમુદાયોના એવા પ્રતિનિધિઓ જોયેલા કે જે બોલ્શેવિક પાર્ટીના સભ્યો નહોતા અને મૂડીવાદી વર્ગને સાચી વાત કહેતાં મુદ્દલ અચકાયા નહોતા કે રશિયન લશ્કર લડશે નહિ. લશ્કરની આવી હાલતે જબરજસ્ત કટોકટી ઊભી કરી છે. યુદ્ધથી અસ્તવ્યસ્ત થઈ ગયેલો અને અકલ્પનીય હાલતમાં આવી પડેલો એક લઘુ-કિસાન દેશ અત્યંત મુશ્કેલ પરિસ્થિતિમાં મુકાઈ ગયો છે. આપણી પાસે લશ્કર જ નથી પરંતુ આપણે એક એવા ધાડપાડુની જોડાજોડ રહેવું પડે છે જે નખશિખ હથિયારોથી લદાયેલો છે, જે હજુ પણ ધાડપાડુ છે અને ધાડપાડુ

જ રહેશે, અને જેની ઉપર ઈજાફતો તથા દંડ વગરની સુલેહની તરફેણના આંદોલનની મુદ્દલ અસર બેશક નથી થતી. એક રાંકડું પાળેલું જનાવર વાઘની જોડાજોડ પડયું છે અને ઈજાફતો તથા દંડ વગરની સુલેહ કરી લેવા વાઘને સમજાવવાની કોશિશ કરી રહ્યું છે, જોકે એવી સુલેહ તો ફક્ત વાઘની ઉપર હુમલો કરવાની એકમાત્ર રીતે જ મેળવી શકાય. આપણી પાર્ટીનો સૌથી ઉપલો સ્તર—બુદ્ધિજીવીઓ અને કામદારોનાં કેટલાંક સંગઠનો—આ સંભાવનાને વાતો વડે અને "એમ ન હોવું જોઈએ" એવાં બહાનાં વડે બાજુ પર કરી દેવાની મુખ્યત્વે કોશિશ કરી રહ્યો છે. આ સુલેહ તેમને માટે એમ માની લેવાની અતિ અકલ્પનીય સંભાવના હતી કે અત્યાર સુધી ખુલ્લી લડાઈમાં ફરફરતા ધ્વજો સાથે આગેકૂચ કરનારા અને દુશ્મનોની હરોળોની ઉપર "જયજયકાર"ના પોકારો સાથે ધસારા કરનારા અમે તાબે થઈ જઈએ અને આવી નામોશીભરી શરતો સ્વીકારી લઈએ. કદી નહિ! અમે અતિશય મગરૂર ક્રાંતિકારીઓ છીએ, અમે સૌપ્રથમ આવી જાહેરાત કરીએ છીએ: "જર્મનો હુમલો કરી શકે જ નહિ."

આ પહેલી દલીલ હતી જેમાંથી એ લોકોએ આશ્વાસન મેળવેલું. ઈતિહાસે હવે આપણને અસાધારણ રૂપે મુશ્કેલ પરિસ્થિતિમાં મૂકી દીધા છે. અજોડ મુશ્કેલીભર્યા સંઘટનાત્મક કાર્ય દરમિયાન આપણે કેટલાય પીડાયુક્ત પરાજયો સહેવા પડશે. ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી જોતાં, આપણી ક્રાંતિને જો એકલા જ રહી જવું પડે અને બીજા દેશોમાં ક્રાંતિકારી આંદોલનો ન હોય તો આપણી ક્રાંતિના અંતિમ વિજયની નિ:સંદેહ કોઈ આશા ન જ રહે. બોલ્શેવિક પાર્ટીએ જયારે એકલે હાથે કામ માથે લીધું ત્યારે તેને દૃઢ પ્રતીતિ હતી કે બધા દેશોમાં ક્રાંતિ વિકસિત થઈ રહી છે અને આપણે ભલે ગમે તેવી મુશ્કેલીઓ સહેવી પડે, ભાવિના ભંડારમાં આપણે માટે ભલે ગમે તેવા પરાજયો પડયા હોય, તોપણ અંતમાં—તદ્દન શરૂઆતમાં નહિ—વિશ્વ સમાજવાદી ક્રાંતિ તો આવશે જ કેમ કે તે આવી રહી છે; વિકસિત થશે જ કેમ કે તે વિકસિત થઈ રહી છે અને પૂર્ણ વિકસિત અવસ્થામાં પહોંચી જશે. હું ફરી વાર કહું છું કે આ બધી મુશ્કેલીઓમાંથી આપણો છુટકારો આખા યુરોપની ક્રાંતિમાં જ છે. આ સત્યને, આ તદ્દન અમૂર્ત સત્યને, આપણા આરંભબિંદુ તરીકે લઈને અને તેમાંથી માર્ગદર્શન મેળવતાં આપણે ધ્યાન રાખવું જ જોઈએ કે વખતના વીતવા સાથે તે ફક્ત કોરું સૂત્ર જ ન બની જાય કેમ કે પૃથક્કરણ વગર સ્વીકારી લેવામાં આવે તો પ્રત્યેક અમૂર્ત સત્ય ફક્ત કોરું સૂત્ર જ બની જાય છે. તમે

એમ કહેતા હો કે પ્રત્યેક હડતાલમાં ક્રાંતિનું બીજ સમાયેલું હોય છે અને એ વાત ન સમજી શકનારો કોઈ પણ માણસ સમાજવાદી નથી જ, તો તમારી વાત સાચી છે. હા, પ્રત્યેક હડતાલની પાછળ સમાજવાદી ક્રાંતિ તોળાઈ રહેલી હોય છે. પરંતુ તમે એમ કહો કે પ્રત્યેક અલગ હડતાલ સમાજવાદી ક્રાંતિની દિશામાં તાત્કાલિક કદમ છે તો તમારી વાત તદ્દન ઠાલાં સૂત્રો જ બની જશે. આ સૂત્રો આપણે "પ્રત્યેક શાપિત વેળાએ એક જ જગ્યાએ" સાંભળ્યાં છે અને તેનાથી આપણે તદ્દન કંટાળી તથા થાકી ગયા છીએ અને કામદારોએ આ અરાજકતાવાદી સૂત્રોને નકારી કાઢયાં છે કેમ કે પ્રત્યેક હડતાલમાં સમાજવાદી ક્રાંતિનું બીજ સમાયેલું હોય છે એ જેટલું સ્પષ્ટ છે એટલી જ સ્પષ્ટ એ નિ:સંદેહ રૂપે આ વાત પણ છે કે પ્રત્યેક હડતાલ ક્રાંતિમાં વિકસી શકે એવું કથન નર્યો બકવાદ છે. આપણી ક્રાંતિની બધી મુશ્કેલીઓનો ત્યારે જ અંત આવશે જ્યારે વિશ્વ સમાજવાદી ક્રાંતિ વિકસિત થઈ જશે — અને હવે એ દરેક ઠેકાણે વિકસિત થઈ રહી છે — એ કથન જેવી રીતે નિર્વિવાદ છે તેવી જ રીતે આવી જાહેરાત તદ્દન બેહૂદી છે કે આપણી ક્રાંતિની આજની પ્રત્યેક વાસ્તવિક મુશ્કેલીને આપણે છુપાવી દેવી જોઈએ અને કહેવું જોઈએ: "હું તો આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનની ઉપર આધાર રાખું છું — મને ગમે તેવું મૂર્ખાઈનું કોઈ પણ કામ હું કરી શકું છું." "લીબ્કનેખ્ત આપણને મદદ કરશે કેમ કે તે તો ગમે તેમ કરીને જીતવાનો જ છે." તે એવું ઉત્તામ સંગઠન ઊભું કરશે, તે બધી બાબતોની પહેલેથી જ એટલી સરસ યોજના ઘડી કાઢશે કે આપણે તૈયાર રૂપો એવી જ રીતે લઈ શકીશું જેવી રીતે આપણે પશ્ચિમ યુરોપ પાસેથી તૈયાર માર્ક્સવાદી સિદ્ધાંત લઈ લીધો હતો — અને કદાચ એ જ કારણે તે આપણા દેશમાં ફક્ત થોડા મહિનામાં જ વિજયી થઈ ગયો જ્યારે પશ્ચિમ યુરોપમાં વિજયી થવામાં તેને દસકાઓ લાગી રહ્યા છે. એટલે સંઘર્ષની સમસ્યાનો ઉકેલ વિજયકૂચ વડે આણવાની પુરાણી રીત શરૂ થઈ ચૂકેલા નવા ઐતિહાસિક યુગમાં લાગુ કરવી એ આંધળો જુગાર જ થયો હોત. આ નવા ઐતિહાસિક યુગમાં આપણી સામે દુર્બળ કેરેન્સ્કી અને કોર્નીલોવ નથી ખડા પણ આંતરરાષ્ટ્રીય ધાડપાડુ ખડો છે — જર્મન સામ્રાજ્યવાદ ખડો છે. જર્મનીમાં ક્રાંતિ વિકસિત જરૂર થઈ રહી છે પણ સાફ છે કે તે હજુ સુધી પૂર્ણ વિકસિત અવસ્થામાં પહોંચી નથી. દુશ્મન ક્રાંતિની ઉપર હુમલો કરવાની હિંમત જ નહિ કરે એવા કથનમાં આવો જુગાર હતો. બ્રેસ્ત વાટાઘાટોના સમયે પરિસ્થિતિ હજુ એવી નહોતી કે આપણને સુલેહની શરતો સ્વીકારવાની

ફરજ પડે. બળોનું વાસ્તવિક સંયોજન એવું હતું કે મળનારો અવકાશ પૂરતો ન થયો હોત. બ્રેસ્ત વાટાઘાટોએ એટલું સ્પષ્ટ કરવાની કામગીરી બજાવી કે જર્મનો આક્રમણ કરશે જ, અને જર્મન સમાજની અંદર ક્રાંતિ એટલી બધી વિકસિત નથી જ થઈ ગઈ કે ત્યાં તત્કાળ ક્રાંતિ થઈ જાય. અને આપણે જર્મન સામ્રાજ્યવાદીઓને એ બાબતનો દોષ ન જ દઈ શકીએ કે તેમણે પોતાના વર્તન વડે એવા વિદ્રોહના સંજોગો પેદા ન કર્યા અથવા, પોતાને ઉદ્દામ ગણતા આપણા યુવાન દોસ્તો કહે છે તેમ, જર્મનો હુમલો ન કરી શકે એવી પરિસ્થિતિ ઉત્પન્ન ન કરી. આપણે તેમને સમજાવીએ છીએ કે આપણી પાસે લશ્કર નથી, આપણને લશ્કર વિખેરી નાખવાની ફરજ પડી હતી—એમ કરવાની આપણને ફરજ પડી હતી જોકે આપણે કદી નહોતા ભૂલ્યા કે આપણા રાંકડા પાળેલા જનાવરની પડખે એક વાઘ પડયો છે—પણ તેઓ સમજવાનો ઈનકાર કરે છે. જોકે આપણને લશ્કર વિખેરી નાખવાની ફરજ પડેલી પરંતુ આપણે એક ક્ષણ પણ એ વાત નહોતા ભૂલ્યા કે બૅયોનેટોને ભોંયમાં ખૂંતાડી દેવાનો હુકમ જાહેર કરીને એકપક્ષીય રીતે યુદ્ધનો અંત આણવાનું અશક્ય છે.

સામાન્ય રૂપે જોતાં, આપણી પાર્ટીની અંદર એક પણ પ્રવાહે, એક પણ વૃત્તિએ, એક પણ સંગઠને, લશ્કરને વિખેરી નાખવાનો વિરોધ નહોતો કર્યો તેનું શું કારણ? આપણે શું પાગલ થઈ ગયેલા? મુદ્દલ નહિ. લશ્કર લડી શકે એમ નથી, લશ્કરને હવે થોડાં અઠવાડિયાં પૂરતું પણ મોરચે રોકી રાખી શકાય એમ નથી, એ વાત બોલ્શેવિકોએ નહિ પરંતુ ક્રાંતિ પહેલાં જ લશ્કરી અફસરોએ કહી હતી. હકીકતોને સ્વીકારી લેવા તૈયાર હોય, અણગમતી કટુ વાસ્તવિકતાને સામી નજરે જોવા તૈયાર હોય, અને છુપાઈ જવા કે પોતાની આંખ ઉપર પડદો ઢાંકવા અથવા ગર્વીલાં વાક્યો વડે છળ કરવા ન માગતા હોય એવા પ્રત્યેક માણસને ઑક્ટોબર પછી એ વાત તદ્દન સાફ સમજાઈ ગઈ. આપણી પાસે લશ્કર છે જ નહિ, લશ્કરને આપણે ટકાવી રાખી શકીએ એમ નથી. આપણે માટે ઉત્તમ રસ્તો એ જ છે કે લશ્કરને બને એટલું જલદી વિખેરી નાખવું. આ લશ્કર તંત્રનું એવું સડેલું અંગ છે જે અકલ્પનીય અત્યાચારોનો ભોગ બન્યું છે અને યુદ્ધની હાડમારીઓથી તારાજ થઈ ગયું છે. તે યુદ્ધમાં દાખલ થતી વેળા ટેકનિકલ દૃષ્ટિએ બિનતૈયારીની હાલતમાં હતું અને યુદ્ધમાંથી એવી હાલતમાં બહાર આવ્યું છે કે પ્રત્યેક હુમલાના પ્રસંગે દહેશતનો ભોગ બની જાય છે. અકલ્પનીય યાતનાઓનો ભોગ બનેલા એ ઈન્સાનોની ઉપર આપણે દોષ ન જ ઢોળી શકીએ. રશિયન ક્રાંતિના પ્રથમ

ગાળામાં પણ સૈનિકોએ સેંકડો ઠરાવોમાં તદ્દન નિખાલસતાથી કહ્યું છે: "અમે લોહીના સાગરમાં ડૂબી રહ્યા છીએ, અમે લડવાનું જારી રાખી શકીએ એમ નથી." યુદ્ધના અંતમાં કૃત્રિમ રીતે વિલંબ કરી શકાયો હોત, કેરેન્સ્કીએ કરેલું તેમ છળકપટ રમી શકાયાં હોત, અંતને થોડાંક અઠવાડિયાં મોકૂફ રાખી શકાયો હોત, પરંતુ વાસ્તવિક પરિસ્થિતિએ પોતાનો જ માર્ગ બનાવી લીધો. આ લશ્કર રશિયન રાજ્યતંત્રનો સડેલો ભાગ છે અને યુદ્ધના ભારને હવે જરાય વધારે સમય ઉઠાવી શકે એમ નથી. આપણે લશ્કરને જેટલી ઝડપથી વિખેરી નાખીશું એટલું જલદી તે બહુ ન સડેલા ભાગોમાં ભળી જશે અને આપણો દેશ એટલો જલદી નવી સખત કસોટીઓ માટે તૈયાર થઈ જશે. અમે લશ્કરને વિખેરી નાખવાનો નિર્ણય — જે વિદેશી ઘટનાઓની દૃષ્ટિએ બેવકૂફી ભરેલો હતો — સર્વાનુમતે અને મુદ્દલ વિરોધ વગર લીધો ત્યારે અમને એમ લાગ્યું હતું. એ વખતે એ કદમ જ યોગ્ય હતું. અમે કહેલું કે આપણે લશ્કરને ટકાવી રાખી શકીએ એવો ખયાલ એક આછકલી ભ્રાંતિ માત્ર જ છે. લશ્કરને આપણે જેટલું જલદી વિખેરી નાખીશું એટલી ઝડપથી સમગ્ર સમાજતંત્ર સ્વાસ્થ્ય પ્રાપ્ત કરશે. એટલે જ, "આપણે યુદ્ધની હાલતનો અંત ઘોષિત કરી શકીએ, ન તો યુદ્ધ કે ન સુલેહની ઉપર સહી." — એવું ઠાલું સૂત્ર જેમાંથી તારવવામાં આવ્યું છે એ ક્રાંતિકારી પ્રલાપ — "જર્મનો આક્રમણ કરી શકે જ નહિ" એમ જાહેર કરતો પ્રલાપ — ખૂબ ગંભીર ભૂલ હતી, ઘટનાઓનું ભારે વસમું અતિમૂલ્યાંકન હતું. ધારો કે જર્મનો આક્રમણ કરી દે તો? "ના, તેઓ આક્રમણ કરી શકે જ નહિ." પરંતુ વિશ્વક્રાંતિને જોખમમાં મૂકી દેવાનો તમને અધિકાર છે ખરો? એ ઘડી આવે ત્યારે તમે કદાચ જર્મન સામ્રાજ્યવાદના મળતિયાઓ સાબિત ન થઈ જાઓ — એ નક્કર સવાલનું શું? પરંતુ ૧૯૧૭ના ઑક્ટોબર પછી સંરક્ષણવાદીઓ બની ગયેલા અને પિતૃભૂમિના સંરક્ષણનો સિદ્ધાંત સ્વીકારી ચૂકેલા અમે સૌ જાણીએ છીએ કે સામ્રાજ્યવાદીઓ જોડેના સંબંધોને અમે ફક્ત શબ્દોમાં જ નહિ પરંતુ કાર્યોમાં તોડી નાખ્યા છે: અમે ગુપ્ત સંધિઓને[31] ખતમ કરી નાખી છે, અમારા પોતાના દેશમાં મૂડીવાદી વર્ગની ઉપર જીત હાંસલ કરી છે, અને ખુલ્લી તથા પ્રમાણિક સુલેહની દરખાસ્ત કરી છે જેથી બધાં રાષ્ટ્રો જોઈ શકે કે સાચેસાચ અમારા ઇરાદા કેવા છે. જે જુગારનાં પરિણામો ક્યારનાં આવી ચૂક્યાં છે તેને સોવિયેત પ્રજાસત્તાકના સંરક્ષણના ધોરણનું ગંભીર સમર્થન કરતા લોકો કેવી રીતે મંજૂર કરી શકે? અને આ હકીકત છે કેમ કે આપણી પાર્ટીની અંદર "ઉદ્દામ" વિરોધી દળની

રચનાને કારણે આપણી પાર્ટી હાલ જે સખત કટોકટીનો અનુભવ કરી રહી છે તે રશિયન ક્રાંતિએ અત્યાર સુધીમાં અનુભવેલી સૌથી ગંભીર કટોકટીઓમાંની એક છે.

આ કટોકટીમાંથી આપણે પાર ઊતરીશું જ. તેને આપણે કોઈ પણ સંજોગોમાં આપણી પાર્ટીની અથવા આપણી ક્રાંતિની ડોક મરડી નાખવા નહિ જ દઈએ, જોકે વર્તમાન ઘડીએ તે લગભગ એમ કરવાની અણિ ઉપર છે, એવી શક્યતા જરૂર ઊભી થઈ હતી. આ સવાલની બાબતમાં આપણે આપણી ડોક મરડાવી નહિ નાખીએ તેની બાંયધરી આ હકીકતમાં છે: જૂથીય મતભેદોને પતાવવાની પુરાણી રીત લાગુ કરવાને બદલે, સાહિત્યના બેહદ મોટા જથ્થા પ્રકાશિત કરવાની તથા અનેક ચર્ચાઓ અને પુષ્કળ ફાટફૂટોની રીતને બદલે, એ પુરાણી રીતને બદલે શીખવાની એક નવી રીત ઘટનાઓએ આપણા લોકોને પૂરી પાડી છે. એ નવી રીત છે દરેક બાબતને હકીકતોની, ઘટનાઓની અને વિશ્વ ઇતિહાસના પાઠોની કસોટીએ ચડાવી જોવાની. તમે કહ્યું કે જર્મનો આક્રમણ કરી શકે જ નહિ. તમારી કાર્યનીતિનો તાર્કિક સાર એ હતો કે આપણે યુદ્ધની હાલતનો અંત આવી ગયો હોવાની ઘોષણા કરી શકીએ. ઇતિહાસે તમને પાઠ ભણાવ્યો છે, તેણે તમારી એ ભ્રાંતિના ભુક્કા ઉડાવી દીધા છે. હા, જર્મન ક્રાંતિ વિકસિત થઈ રહી છે એ ખરું, પરંતુ જે રીતે આપણે ઇચ્છીએ એ રીતે નહિ, રશિયન બુદ્ધિજીવીઓને જોઈએ છે એટલી ઝડપે નહિ, ઑક્ટોબરમાં આપણો ઇતિહાસ જે ગતિએ વિકાસ પામ્યો હતો—જ્યારે આપણે મન ફાવે તે શહેરમાં દાખલ થઈ જતા, સોવિયેત સત્તાની ઘોષણા કરી દેતા, અને થોડાક જ દિવસોમાં નેવું ટકા કામદારો આપણે પક્ષે આવી જતા—એટલા વેગે નહિ. જર્મન ક્રાંતિ એટલી ઝડપે આગળ ન ધપવાનું દુર્ભાગ્ય ધરાવે છે. તમે શું ધારો છો? આપણે ક્રાંતિની ફિકર કરવાની હોય કે ક્રાંતિએ આપણી ફિકર કરવાની હોય? તમે ઇચ્છતા હતા કે ક્રાંતિ તમારી ફિકર કરે. પરંતુ ઇતિહાસે તમને પાઠ ભણાવી દીધો છે. એ પાઠ જ છે તેનું કારણ આ નિર્વિવાદ સત્ય છે કે જર્મન ક્રાંતિ વગર આપણો વિનાશ નિશ્ચિત છે—કદાચ પેત્રોગ્રાદમાં કે મોસ્કોમાં નહિ પણ વ્લાદિવોસ્તોકમાં, આપણે કદાચ સ્થાન તજીને જ્યાં ચાલ્યા જવું પડે અને જ્યાં સુધીનું અંતર પેત્રોગ્રાદથી મોસ્કો સુધીના અંતરથી કદાચ વધારે હોય એવી અધિક સુદૂર જગ્યાઓમાં. જર્મનીમાં જો ક્રાંતિ ન થાય તો ગમે તેવા પ્રસંગોમાં અને કલ્પી શકાય એવા બધા જ સંજોગોમાં આપણો વિનાશ નિશ્ચિત છે. અને છતાં, એથી અમારી

એવી પ્રતીતિ જરા પણ ડગતી નથી કે અત્યંત મુશ્કેલ હાલતને બૂમબરાડા પાડયા વગર સહી લેવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ.

આપણે અપેક્ષા રાખી હતી એટલી ઝડપથી ક્રાંતિ નહિ થાય. ઈતિહાસે એ વાત સાબિત કરી દીધી છે અને તેને હકીકત તરીકે સ્વીકારી લેવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ. એ હકીકતને માની લેવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ કે રશિયામાં—નિકોલાઇ અને રાસપૂતિનની[32] ભૂમિમાં, જ્યાં વસતિનો વિશાળ ભાગ દૂરના પ્રદેશોની પ્રજાઓ અને ઘટનાઓ વિશે તદ્દન ઉદાસીન હતો એવી ભૂમિમાં—ક્રાંતિ જે રીતે શરૂ થઈ એટલી સહેલાઈથી વિશ્વ સમાજવાદી ક્રાંતિ ઉન્નત દેશોમાં ન જ થઈ શકે. આ દેશમાં ક્રાંતિ શરૂ કરી દેવાનું સાવ સહેલું હતું, સળી ઉઠાવવા જેટલું સહેલું હતું.

પરંતુ જે દેશમાં મૂડીવાદ વિકસિત દશામાં હોય અને તેણે આખરી ઈન્સાન સમેત દરેકને લોકશાહીવાદી સંસ્કૃતિ તથા વ્યવસ્થા પ્રદાન કર્યાં હોય એવા દેશમાં તૈયારી કર્યા વગર ક્રાંતિ શરૂ કરી દેવી—એમ કરવું એ ખોટું અને બેવકૂફીભર્યું ગણાય. ત્યાં તો આપણે હજુ સમાજવાદી ક્રાંતિઓની શરૂઆતના પીડાયુક્ત યુગની નિકટ જ પહોંચી રહ્યાં છીએ. આ એક હકીકત છે. આપણે નથી જાણતા, કોઈ નથી જાણતું, કે કદાચ તે થોડાંક અઠવાડિયાંમાં કે થોડાક દિવસોમાં જ વિજયી થઈ જાય—એમ થાય એ તદ્દન શક્ય છે—પરંતુ આપણે બધી વસ્તુઓની બાજી તેની ઉપર ન જ લગાવી દઈ શકીએ. આપણે અસાધારણ મુશ્કેલીઓ માટે અને અસાધારણ રૂપે સખત પરાજયો માટે તૈયાર રહેવું જ જોઈએ. એવી મુશ્કેલીઓ અને એવા પરાજયો અનિવાર્ય છે કેમ કે યુરોપમાં ક્રાંતિ હજુ શરૂ નથી થઈ, જોકે તે આવતીકાલે પણ શરૂ થઈ શકે છે. અને એક વાર તે શરૂ થઈ જાય ત્યાર પછી તો બેશક શંકાઓ આપણને નહિ જ સંતાપે, ક્રાંતિકારી યુદ્ધનો સવાલ જ નહિ રહે, બસ માત્ર અણથંભ વિજયકૂચ જ ચાલશે. એમ થવાનું છે, એમ અનિવાર્ય રીતે થશે જ, પરંતુ હજુ સુધી એમ થયું નથી. આ એક સાદું સત્ય છે જે આપણને ઈતિહાસે શીખવ્યું છે, ઈતિહાસે જેના વડે આપણને ખૂબ પીડાજનક ફટકો લગાવ્યો છે—અને કહેવાય છે કે જેણે મેથીપાક ખાધો હોય એવો એક માણસ જેણે મેથીપાક ન ખાધો હોય એવા બે માણસની બરાબર ગણાય. એટલે જ હું એમ માનું છું કે જર્મનો આક્રમણ કરી શકે નહિ એવી અને "જયજયકાર"ની ગર્જના કરીને આપણે બધું જ મેળવી શકીશું એવી આશા ધરાવવા માટે ઈતિહાસે હવે આપણને ખૂબ જ પીડાજનક મેથીપાક આપ્યો છે. આપણાં સોવિયેત સંગઠનોની સહાય

વડે આ પાઠ સમગ્ર સોવિયેત રશિયામાં લોકસમુદાયોને ખૂબ ઝડપથી સમજાવી દેવામાં આવશે. એ બધા ખળભળી ઊઠયા છે, ભેગા થાય છે, કોંગ્રેસની તૈયારી કરી રહ્યા છે, ઠરાવો પસાર કરી રહ્યા છે, અને બની ગયેલી ઘટનાઓ વિશે વિચાર કરી રહ્યા છે. હાલ જે બની રહ્યું છે તે પુરાણા ક્રાંતિપૂર્વેના વાદવિવાદો જોડે મુદ્દલ સામ્ય ધરાવતું નથી. એ વાદવિવાદો તો સંકુચિત પાર્ટી-વર્તુળોમાં જ રહ્યા હતા. હવે તો બધા નિર્ણયોને ચર્ચાવિચારણા માટે લોકસમુદાયો સમક્ષ પેશ કરવામાં આવે છે અને લોકસમુદાયો માગણી કરે છે કે એ નિર્ણયોને અનુભવો તથા કાર્યોની કસોટીએ ચડાવીને ચકાસી જોવામાં આવે. વળી લોકસમુદાયો આછકલાં ભાષણોથી પોતાને કદી અંજાઈ જવા દેતા નથી કે ઘટનાઓની વાસ્તવિક પ્રગતિએ સૂચવેલા માર્ગથી પોતાને અવળે રસ્તે દોરવાઈ જવા દેતા નથી. બેશક, કોઈ બુદ્ધિજીવી કે કોઈ ઉદ્દામ બોલ્શેવિક વાતો કરીને મુશ્કેલીમાંથી છટકી જવાની કોશિશ કરી શકે. લશ્કરનો અભાવ અને જર્મનીમાં ક્રાંતિ શરૂ ન થઈ એ હકીકતોથી તે વાતો વડે છટકી જવાની કોશિશ કરી શકે. કરોડોની સંખ્યા ધરાવતા લોકસમુદાયો—અને જ્યાં કરોડો સ્ત્રીપુરુષો હોય ત્યાં જ રાજકારણની શરૂઆત થાય છે, જ્યાં હજારો નહિ પણ કરોડો માણસો હોય ત્યાં જ ગંભીર રાજકારણની શરૂઆત થાય છે—એ લોકસમુદાયો જાણે છે કે લશ્કરની કેવી હાલત છે, મોરચેથી પાછા ફરતા સૈનિકોને તેમણે જોયા છે. લોકસમુદાયો જાણે છે—એટલે કે તમે જો અલગ અલગ વ્યક્તિઓને નહિ પણ ખરા લોકસમુદાયોની વાત કરો તો—તેઓ જાણે છે કે આપણે લડી શકીએ એમ નથી, મોરચા ઉપર ગયેલો પ્રત્યેક માણસ કલ્પી શકાય એટલી બધી હાડમારીઓ વેઠી ચૂક્યો છે. લોકસમુદાયો એ સત્યને સમજી ગયા છે કે જો આપણી પાસે લશ્કર જ ન હોય અને આપણી નજીક ધાડપાડુ ધામા નાખીને પડયો હોય તો આપણે અત્યંત આકરી અને નામોશીભરી સુલેહ ઉપર સહી કરવી જ પડે. ક્રાંતિનો જન્મ થાય નહિ ત્યાં સુધી, લશ્કરનું રોગનિવારણ કરો નહિ ત્યાં સુધી, અને સૈનિકોને ઘેર પછા ફરવા દો નહિ ત્યાં સુધી તે અનિવાર્ય જ છે. ત્યાં સુધી રોગી સાજો નહિ થાય. અને "જયજયકાર"ની ગર્જના કરીને આપણે જર્મન ધાડપાડુનો સફળ મુકાબલો નહિ કરી શકીએ. જેટલી સહેલાઈથી આપણે કેરેન્સ્કી અને કોર્નીલોવને ફગાવી દીધા હતા એટલી સહેલાઈથી આપણે તેને ફગાવી નહિ દઈ શકીએ. કારમી વાસ્તવિકતાની સામે પોતાની આંખો બંધ રાખવાની ઇચ્છા ધરાવતા લોકોમાંના અમુક માણસોએ જે બહાનાં લોકસમુદાયોની સમક્ષ પેશ કરવાની કોશિશ કરી છે એ બહાનાં વગર જ લોકસમુદાયોએ આ પાઠ શીખી લીધો છે.

પહેલાં ઑક્ટોબર અને નવેંબરમાં અણથંભ વિજયકૂચ — અને પછી થોડાંક અઠવાડિયાંઓના ગાળામાં જ રશિયન ક્રાંતિ જર્મન ધાડપાડુના હાથે પરાજિત થાય છે, રશિયન ક્રાંતિ લૂંટારી સુલેહની શરતો સ્વીકારી લેવા તૈયાર થઈ જાય છે. હા, ઇતિહાસના વળાંકો ખૂબ પીડાજનક હોય છે. એવા બધા વળાંકો આપણી ઉપર પીડાકારી પ્રભાવ પાડે છે. ૧૯૦૭માં જ્યારે આપણે સ્તોલીપિન જોડે અકલ્પનીય નામોશીભરી આંતરિક સુલેહ કરેલી, જ્યારે આપણને સ્તોલીપિન દૂમાના ગંદવાડમાંથી પસાર થવાની ફરજ પડેલી અને આપણે રાજશાહીવાદી કાગળોના[33] કકડાઓ ઉપર સહી કરીને જવાબદારીઓ માથે લીધેલી, ત્યારે પણ આપણે અત્યારે જે અનુભવીએ છીએ એ જ અનુભવી રહ્યા હતા. ફેર ફક્ત એટલો જ હતો કે એ અનુભવ અત્યારના કરતાં નાના પાયા ઉપર હતો. એ વખતે ક્રાંતિની મોખરાની હરોળના ઉત્તમ લોકોમાં સ્થાન ધરાવતા માણસોએ (અને એ લોકોને પણ પોતે સાચા છે એ વાતમાં જરાય શંકા નહોતી) કહેલું: "અમે મગરૂર ક્રાંતિકારીઓ છીએ, અમે રશિયન ક્રાંતિમાં માનીએ છીએ, કાનૂની સ્તોલીપિન સંસ્થાઓમાં અમે કદી દાખલ નહિ જ થઈએ." હા, તમે દાખલ થશો જ — અમે કહેલું. આમજનતાની જિંદગી અને ઇતિહાસ તમારા વાંધા કરતાં વધારે તાકાત ધરાવે છે. અમે કહેલું કે તમે એ સંસ્થાઓમાં નહિ જાઓ તો ઇતિહાસ તમને જવાની ફરજ પાડશે. એ લોકો ખૂબ ઉદ્દામ લોકો હતા અને ઇતિહાસમાં પહેલો જ વળાંક આવ્યો ત્યાર પછી એક જૂથ તરીકે તેમનું ધુમાડા સિવાય બીજું કશું જ બાકી રહ્યું નહિ. એ વખતે અમે જે રીતે સાબિત કર્યું હતું કે અમે ક્રાંતિકારીઓ તરીકે કાયમ રહી શકીએ છીએ અને ભયંકર સંજોગોમાં કામ કરવા તેમ જ એવા સંજોગોમાંથી સફળતાપૂર્વક બહાર નીકળી આવવા શક્તિમાન છીએ, એ જ રીતે આજના કપરા સંજોગોમાંથી પણ અમે સફળતાપૂર્વક બહાર નીકળી આવીશું જ કેમ કે એ કંઈ અમારા મગજનો તુક્કો નથી પણ એક તદ્દન પાયમાલ થઈ ગયેલા દેશમાં ઉદ્‌ભવેલી વસ્તુગત અનિવાર્યતા છે, કેમ કે આપણી ઇચ્છાઓ છતાં યુરોપિયન ક્રાંતિએ મોડા પડવાની ધૃષ્ટતા કરી છે અને આપણી ઇચ્છાઓ છતાં જર્મન સામ્રાજ્યવાદે આક્રમણ કરવાની હિંમત કરી છે.

આવા સંજોગોમાં પીછેહઠ કેવી રીતે કરવી તેની જાણ આપણને હોવી જ જોઈએ. અકલ્પનીય કારમી અને નિંદ્ય વાસ્તવિકતાને આપણે ઠાલાં વાક્યો વડે આપણી નજરથી છુપાવી શકીએ નહિ. આપણે કહેવું જ પડે: ઈશ્વર કૃપા કરે અને આપણે અધકચરી વ્યવસ્થિત રીતે પણ પીછેહઠ કરી લઈએ! સુવ્યવસ્થિત

રીતે પીછેહઠ કરવાનું તો આપણે માટે શક્ય નથી જ, પણ ઈશ્વર કૃપા કરે કે આપણી પીછેહઠ અધકચરી વ્યવસ્થિત હોય, આપણને થોડોક વખત મળે જે દરમિયાન આપણા તંત્રના રોગિષ્ઠ હિસ્સાને કાંઈ નહિ તો અમુક અંશે રોગમુક્ત એકરૂપ કરી દઈ શકાય. સમગ્ર રૂપે જોતાં તંત્ર સંગીન છે અને તે રોગમુક્ત થઈ જશે. પરંતુ તે એકદમ અને એક ક્ષણમાં જ રોગમુક્ત થઈ જાય એવી અપેક્ષા ન રાખી શકાય. નાસી જતા લશ્કરને એકદમ રોકી ન શકાય. જેણે ઉદ્દામવાદીઓનું સમર્થન કર્યું હતું એવા આપણા એક યુવાન સાથીને મેં કહ્યું કે "કોમરેડ, મોરચે જાઓ અને જુઓ કે લશ્કરમાં શું થઈ રહ્યું છે." એ સાથીને મારા સૂચનથી માઠું લાગ્યું. તેણે કહ્યું: "આમાં તો અમને અહીંથી હાંકી કાઢવાનો ઈરાદો દેખાય છે જેથી ક્રાંતિકારી યુદ્ધના મહાન સિદ્ધાંતો બાબત આંદોલન કરતાં અમને રોકી શકાય." એ સૂચન કરતી વેળા મારા મનમાં જૂથીય દુશ્મનોને દૂર હાંકી કાઢવાનો ઈરાદો સાચેસાચ નહોતો જ. મેં તો ફક્ત એટલું જ સૂચન કરેલું કે લશ્કરે કેવી અપૂર્વ રીતે નાસી જવાનું શરૂ કરી દીધું છે એ તેઓ પોતે જ જઈને જુએ. એ બાબત અમે તો અત્યાર પહેલાં પણ જાણતા હતા, અત્યાર પહેલાં પણ અમે અમારી આંખો એ હકીકત પ્રત્યે બંધ રાખી શકીએ એમ નહોતા કે આપણા લશ્કરનું વિઘટન એટલી ભયંકર હદ સુધી પહોંચી ગયું હતું કે આપણી તોપો પાણીના ભાવે જર્મનોને વેચી દેવામાં આવતી હતી. લશ્કરને પોતાને સ્થાને ટકાવી રાખી શકાય એમ નથી એ વાત અમે જેવી રીતે જાણતા હતા તેવી જ રીતે અમે આ બાબત પણ જાણતા હતા અને જર્મનો આક્રમણ નહિ કરે એવી દલીલ દેખીતો જુગાર જ હતો. યુરોપિયન ક્રાંતિ થવામાં મોડું થાય તો આપણે અત્યંત ગંભીર પરાજયો ભોગવવા જ પડે કેમ કે આપણી પાસે લશ્કર છે જ નહિ, આપણી પાસે સંઘટનનો અભાવ છે, અને આ ઘડીએ આ બે સમસ્યાઓને આપણે ઉકેલી શકીએ એમ નથી. જેનામાં સંજોગોને અનુકૂળ થઈ જવાની શક્તિ ન હોય, જે કાદવમાં પેટના જોરે ઘસડાતા ચાલવા તૈયાર ન હોય, એવા લોકો ક્રાંતિકારીઓ નહિ પણ ફક્ત વાતશૂરા જ ગણાય. અને હું આવું સૂચન કરું છું તે એટલા માટે નહિ કે મને એ ગમે છે, પણ એટલા માટે કે આપણી પાસે બીજો કોઈ રસ્તો જ નથી, એટલા માટે કે ક્રાંતિને દરેક ઠેકાણે એકીસાથે વિકસિત અવસ્થામાં પહોંચાડી દેવાની ભલમનસાઈ ઈતિહાસે દાખવી નથી.

પરિસ્થિતિ એવી રીતે આકાર લઈ રહી છે કે આંતરવિગ્રહ સામ્રાજ્યવાદ સાથેની ઝપાઝપીના પ્રયાસ રૂપે શરૂ થઈ રહ્યો છે, અને એથી સાબિત થઈ

ગયું છે કે સામ્રાજ્યવાદ સાંગોપાંગ સડેલો છે તથા પ્રત્યેક લશ્કરમાં સર્વહારા વર્ગીય તત્ત્વો ઊઠીને ઊભાં થવા લાગ્યાં છે. હા, વિશ્વક્રાંતિ આપણે જરૂર જોઈશું, પરંતુ હાલ પૂરતી તો તે એક સરસ પરીકથા છે, એક ખૂબ સુંદર પરીકથા છે—બાળકોને પરીકથા ગમે એ વાત તો મારી સમજમાં બરાબર બેસે છે. પણ હું પૂછું છું કે પરીકથામાં શ્રદ્ધા રાખવી એ કોઈ ગંભીર ક્રાંતિકારી માટે ઉચિત છે ખરું? પ્રત્યેક પરીકથામાં વાસ્તવિકતાનો અંશ હોય છે. કૂકડો અને બિલાડી માણસોની ભાષામાં વાતચીત ન કરતાં હોય એવી પરીકથાઓ તમે બાળકોને સંભળાવશો તો એમને તેમાં રસ નહિ પડે. એ જ રીતે તમે લોકોને કહેશો કે જર્મનીમાં આંતરવિગ્રહ ફાટી નીકળશે, અને લોકોને એવી ખાતરી પણ આપશો કે સામ્રાજ્યવાદ સાથેની ઝપાઝપીને બદલે આપણને વિશ્વ-વ્યાપી પાયા ઉપર ક્રાંતિનો જયજયકાર જોવા મળશે તો લોકો કહેશે કે તમે તેમની જોડે છળકપટ કરી રહ્યા છો. ઇતિહાસે આપણી સમક્ષ ઊભી કરેલી મુશ્કેલીઓનું નિવારણ તમે એ રીતે તો ફક્ત તમારા મનપ્રદેશોમાં જ અને ફક્ત તમારી ઇચ્છાઓ વડે જ કરશો. જર્મન સર્વહારા વર્ગ કદમ ઉઠાવી શકે તો એ ખૂબ સરસ વાત થાય. પરંતુ જર્મન ક્રાંતિ ફલાણા દિવસે ફાટી નીકળશે જ એ શું તમે માપી જોયું છે, એ વાત બતાવી શકે એવું કોઈ સાધન શું તમે શોધી કાઢ્યું છે? ના, એ વાત નથી તમે જાણતા કે નથી અમે જાણતા. તમે એ એક પત્તા ઉપર તમારી આખી બાજી લગાવી રહ્યા છો. ક્રાંતિ ફાટી નીકળે તો બધું બચી જાય. બેશક! પરંતુ પરિસ્થિતિ આપણી ઇચ્છા અનુસાર આકાર ન લે, ક્રાંતિ આવતીકાલે જ વિજય હાંસલ ન કરે—તો? તો પછી લોકસમુદાયો તમને કહેશે કે તમે જુગારી જેવું વર્તન કર્યું છે—તમે તમારી આખી બાજી ઘટનાઓના એવા સુભાગી પલટા ઉપર લગાવી દીધી જે આવ્યો નહિ, અનિવાર્ય રીતે આવનારી પરંતુ હજુ વિકસિત અવસ્થામાં ન પહોંચેલી વિશ્વક્રાંતિને બદલે ઊભી થયેલી વાસ્તવિક પરિસ્થિતિ માટે તમે બિનલાયક સાબિત થયા છો.

જે દેશે પોતાનું લશ્કર વિખેરી નાખ્યું છે, જેને પોતાનું લશ્કર વિખેરી નાખવું પડ્યું છે, એવા દેશની ઉપર નખશિખ હથિયારો સજેલા સામ્રાજ્યવાદ તરફથી લદાતા સખત પરાજયોનો યુગ શરૂ થઈ ગયો છે. મેં જેની આગાહી કરી હતી એ પરિસ્થિતિએ વાસ્તવિક રૂપ અખત્યાર કરી લીધું છે. બ્રેસ્ત સુલેહને બદલે આપણે એથી ઘણી વધારે નામોશીભરી સુલેહ સ્વીકારવી પડી છે, અને તેનો દોષ જે લોકોએ પહેલી સુલેહ સ્વીકારવાનો ઇનકાર કર્યો હતો તેમને માથે જ છે. અમે જાણતા હતા કે લશ્કરના વાંકે અમારે સામ્રાજ્યવાદ

જોડે સુલેહ કરવી પડે છે. અમે એક જ ટેબલ ઉપર લીબ્કનેખ્તની જોડે નહિ પણ હોફમનની[34] જોડે બેઠા — અને એમ કરીને અમે જર્મન ક્રાંતિને સહાય કરી. પરંતુ તમે તો હવે જર્મન સામ્રાજ્યવાદને સહાય કરી રહ્યા છો કેમ કે તોપો અને ગોળાઓના રૂપમાં લાખો-કરોડોનાં મૂલ્યની મિલકત તમે દુશ્મનને હવાલે કરી દીધી છે. લશ્કરની હાલત — અકલ્પનીય હાલત — નજરે જોનાર કોઈ પણ માણસ આ વાતની આગાહી કરી શક્યો હોત. મોરચેથી આવનારા દરેક ઈમાનદાર માણસે કહેલું કે જર્મનોએ જરાક જેટલું પણ આક્રમણ કર્યું હોત તો આપણે અનિવાર્ય રીતે અને તદ્દન નષ્ટ થઈ ગયા હોત. થોડાક દિવસોમાં જ આપણે દુશ્મનના હાથનો શિકાર બની ગયા હોત.

આવો પાઠ શીખવા મળ્યો હોઈને આપણી ફૂટને, આપણી કટોકટીને, ગમે તેવા સખત રોગને, આપણે નિવારી લઈશું કેમ કે અનહદ અધિક વિશ્વાસપાત્ર સાથી — વિશ્વક્રાંતિ — આપણી સહાયે આવશે. આ તિલસિતની સુલેહને[35], આ અકલ્પનીય સુલેહને, બ્રેસ્ત સુલેહ કરતાં વધારે નામોશીભરી અને લૂંટારી આ સુલેહને બહાલી આપવાની વાત થઈ રહી છે ત્યારે હું કહું છું: ચોક્કસ, હા. આપણે એમ કરવું જ જોઈએ કેમ કે પરિસ્થિતિને જોવાનું આપણું દૃષ્ટિબિંદુ આમ લોકસમુદાયોનું દૃષ્ટિબિંદુ છે. એક દેશમાં ઑક્ટોબર અને નવેંબર દરમિયાન — ક્રાંતિના વિજયી સમય દરમિયાન — અમલમાં મૂકવામાં આવેલી કાર્યનીતિ વિશ્વક્રાંતિની ઘટનાઓની આગેકૂચને લાગુ કરવાનો, તેને આપણી કલ્પનાની સહાય વડે લાગુ કરવાનો, કોઈ પણ પ્રયાસ ચોક્કસ નિષ્ફળ જ જવાનો. અવકાશની વાતને તરંગ ગણાવવામાં આવે છે અને 'કોમ્મુનીસ્ત' નામ ધરાવતું અખબાર — હું ધારું છું કે "કોમ્યુન" શબ્દ ઉપરથી એ નામ લીધું હશે — અવકાશના સિદ્ધાંતનું ખંડન કરવા માટે કટારો ઉપર કટારો ભર્યે રાખે છે ત્યારે હું તો એટલું જ કહું છું કે મારી જિંદગીમાં જૂથીય સંઘર્ષણોને અને ફાટફૂટોને મેં સારા પ્રમાણમાં જોયાં છે અને એટલે હું સારી પેઠે અનુભવ ધરાવું છું. હું જરૂર એમ કહીશ કે પાર્ટીની જૂથીય ફાટફૂટોની પુરાણી રીતથી આ રોગ નહિ મટે કેમ કે બનતી જતી ઘટનાઓ તેને ઘણો વધારે જલદી મટાડી દેશે એ વાત મારા મનમાં તદ્દન સાફ છે. જિંદગી ખૂબ ઝડપથી આગળ ધપતી જાય છે. આ બાબતમાં એ ભવ્ય છે. ઈતિહાસ પોતાનું ઍંજિન એટલી ઝડપથી ચલાવી રહ્યો છે કે 'કોમ્મુનીસ્ત'ના તંત્રીઓ પોતાનો આગલો અંક બહાર પાડે તે પહેલાં જ પેત્રોગ્રાદના મોટા ભાગના કામદારો તેના વિચારોમાં નિરાશા અનુભવવા લાગી ગયા હશે કારણ કે અવકાશ એક હકીકત છે એ

વાતને ઘટનાઓ સાબિત કરી રહી છે. અત્યારે આપણે સુલેહ ઉપર સહી કરી રહ્યા છીએ, આપણને અવકાશ મળ્યો છે, આપણી પિતૃભૂમિનું વધારે સારી રીતે સંરક્ષણ કરવા માટે આપણે એ અવકાશનો લાભ ઉઠાવી રહ્યા છીએ— કેમ કે આપણે જો લડાઈમાં રોકાયેલા હોત તો દહેશત ખાઈને નાસતા ભાગતા લશ્કરની સમસ્યા આપણા માથા ઉપર લદાયેલી હોત, એવા લશ્કરને આપણે મોરચે રોકી રાખવું પડયું હોત. આપણા સાથીઓ તેને મોરચે રોકી રાખી શકે નહિ અને શક્યા નહિ કેમ કે યુદ્ધ સંભાષણો કરતાં વધારે પ્રબળ હોય છે, દસ હજાર દલીલો કરતાં વધારે પ્રબળ હોય છે. તેઓ વાસ્તવિક પરિસ્થિતિને સમજ્યા નહિ એટલે તેઓ લશ્કરને નાસી જતું અટકાવી શક્યા નહિ અને અટકાવી શકે એમ પણ નથી. આ રોગિષ્ઠ લશ્કરે આખા તંત્રને ચેપ લગાડયો અને આપણી ઉપર એક બીજો અજોડ પરાજય લદાઈ ગયો. જર્મન સામ્રાજ્યવાદે ક્રાંતિની ઉપર એક બીજો ફટકો, વધારે સખત ફટકો, લગાવ્યો કેમ કે આપણે હાથમાં મશીનગન લીધા વગર જ સામ્રાજ્યવાદના ફટકા ખાવા ખડા થઈ ગયા. હવે આપણને શ્વાસ ખાવાની જે વેળા મળી છે તેનો લાભ આપણે જનતાને એકતા સાધવાનું અને લડવાનું સમજાવવા માટે લઈશું, રશિયન કામદારો અને કિસાનોને આમ કહેવા માટે લઈશું: "આત્મશિસ્ત કાયમ કરો, કડક શિસ્ત કાયમ કરો, નહિતર તમે અત્યારે જેવી રીતે પાશવી જર્મન લશ્કરી શાસન તળે કચડાઈ રહ્યા છો એવી રીતે કચડાતા જ રહેવું પડશે, જનતા લડવાનું શીખી લે અને નાસી જવાની આવડત નહિ પરંતુ અપાર હાડમારીઓ સહન કરવાની શક્તિ ધરાવતા લશ્કરનું સર્જન કરવાનું શીખી લે ત્યાં સુધી તમારે અનિવાર્ય રીતે એમ જ કચડાતા રહેવું પડશે." એ અનિવાર્ય છે કેમ કે જર્મન ક્રાંતિ હજુ શરૂ નથી થઈ અને એ ક્રાંતિ આવતીકાલે થશે જ એવી કોઈ ખાતરી આપણે આપી શકીએ એમ નથી.

એટલે જ, 'કોમ્મુનીસ્ત'માં છપાતા લેખોના ગંજમાં તદ્દન નકારી કાઢવામાં આવતો અવકાશનો સિદ્ધાંત વાસ્તવિકતાએ આગળ ધરેલો છે. દરેક માણસ જોઈ શકે છે કે અવકાશ એક હકીકત છે અને પ્રત્યેક વ્યક્તિ તેનો લાભ, ઉઠાવી રહી છે. જ્યારે આગળ ધસતાં જર્મન સૈન્યો ફક્ત થોડાક જ દિવસોની મજલ જેટલાં દૂર હતાં, અને આપણા ઉત્તમ નૌસૈનિકો તથા પુતીલોવ કામદારો ભારે ઉત્સાહ છતાં એકલા પડી ગયા હતા, અચાનક અકલ્પનીય અંધાધૂંધી અને દહેશત ફેલાઈ ગઈ હતી તથા તેને કારણે આપણાં સૈન્યોને ઠેઠ ગાત્ચિના સુધી નાસી જવું પડયું હતું, અને આપણે કદી ન હારેલી જગ્યાઓ

ઉપર ફરીથી કબજો કરી લેવાના કિસ્સા — ટેલિગ્રાફ ઓપરેટર સ્ટેશને પહોંચીને પોતાની જગ્યાએ બેસે અને તારથી સંદેશો મોકલી આપે કે "જર્મનો નજરે પડયા નથી. અમે સ્ટેશન ઉપર કબજો કરી લીધો છે" — બની રહ્યા હતા ત્યારે આપણે માનેલું કે પેત્રોગ્રાદ તો થોડા દિવસોમાં જ આપણા હાથમાંથી જતું રહેશે. થોડાક જ કલાક પછી મને સરકારના રેલવે ખાતા તરફથી એવો ટેલિફોન સંદેશો મળેલો કે "અમે આગળનું સ્ટેશન કબજે કરી લીધું છે. અમે યામબુર્ગની નજીક પહોંચી રહ્યા છીએ. જર્મનો ક્યાંય નજરે પડયા નથી. ટેલિગ્રાફ ઓપરેટર પોતાની જગ્યા પર કામ કરે છે." હાલત એવી હતી. આ છે અગિયાર દિવસના યુદ્ધનો[36] સાચો ઇતિહાસ. આવી હાલત અમારી સમક્ષ નૌસૈનિકો અને પુતીલોવ કામદારોએ વર્ણવી બતાવી હતી. તેમને સોવિયેતોની કોંગ્રેસમાં લઈ આવવા જોઈએ. એ લોકો આવીને સાચી વાત ભલે કહી સંભળાવે. એ સત્ય અત્યંત કારમું, ગ્લાનિજનક, પીડાકારી અને નામોશીભર્યું છે પણ સો ગણું વધારે ઉપયોગી છે. રશિયન જનતા તેને સમજી શકશે.

કોઈ ઇચ્છે તો વિશ્વ-વ્યાપી પાયા ઉપર ક્રાંતિના જયજયકારનું સ્વપ્નું સેવી શકે છે કેમ કે એવી ક્રાંતિ આવવાની જ છે. દરેક ઘટના પોતપોતાનો વખત આવતાં બનશે. પરંતુ હાલ પૂરતું તો આત્મશિસ્તને અમલી બનાવવાના તથા આજ્ઞાપાલનને બીજા કશા કરતાં અગ્રસ્થાને કાયમ કરવાના કામમાં લાગી જવું જોઈએ જેથી આપણે ઉદાહરણીય વ્યવસ્થા સ્થાપી શકીએ અને કામદારો ચોવીસ કલાકમાંથી એક કલાક તો લડવાની તાલીમમાં ગાળે જ. સુંદર પરીકથાઓ કહી સંભળાવવા કરતાં આ કામ જરાક વધારે મુશ્કેલ છે. આજે આપણે એટલું કરી શકીએ એમ છીએ, એ રીતે આપણે જર્મન ક્રાંતિને અને વિશ્વક્રાંતિને સહાય કરીશું. આપણને મળેલો અવકાશ કેટલા દિવસ ચાલશે એ આપણે નથી જાણતા, પણ આપણે અવકાશ મેળવી લીધો છે. આપણે લશ્કરને બને એટલું ઝડપથી વિખેરી નાખવું જ જોઈએ કેમ કે એ રોગિષ્ઠ અંગ છે. દરમિયાનમાં આપણે ફિન્લૅન્ડની ક્રાંતિને સહાયક થઈશું.

હા, આપણે સુલેહની શરતોનો બેશક ભંગ કરી રહ્યા છીએ. આપણે તેનો ત્રીસ કે ચાળીસ વાર ભંગ કર્યો છે. ફક્ત બાળકો જ ન સમજી શકે કે જે યુગમાં મુક્તિના લાંબા અને પીડાયુક્ત ગાળાની શરૂઆત થઈ રહી છે અને જે યુગ હજુ હમણાં જ સોવિયેત સત્તાનું સર્જન કરીને તેને વિકાસની ત્રણ ત્રણ કક્ષાઓ સુધી આગળ લઈ ગયો છે એવા વર્તમાન યુગમાં — ફક્ત બાળકો જ ન સમજી શકે કે એવા યુગમાં — સંઘર્ષ લાંબો અને સાવધાનીભર્યો જ હોય. નામોશીભરી

સુલેહ રોષ ઉપજાવી રહી છે પરંતુ 'કોમ્મુનીસ્ત'ના સાથીઓ જ્યારે યુદ્ધની વાત કરે છે ત્યારે તેઓ લાગણીઓ જગાવી રહ્યા છે અને ભૂલી જાય છે કે લોકો ક્રોધાવેશમાં મુઠ્ઠીઓ ભીડી રહ્યા છે, ગુસ્સાથી રાતાપીળા બની રહ્યા છે. એ સાથીઓ શું કહે છે? "વર્ગજાગ્રત ક્રાંતિકારી જીવતેજીવત આવી હાલતને કદી બરદાસ્ત નહિ જ કરે, આવી નામોશીને વશ કદી નહિ જ થાય." તેમનું અખબાર 'કોમ્મુનીસ્ત' નામ ધરાવે છે પણ તેનું નામ તો શ્લ્યાખતિચ* હોવું જોઈએ કેમ કે તે પરિસ્થિતિને એવા ઉમરાવજાદાની દૃષ્ટિએ જુએ છે જેણે હાથમાં તલવાર અને કાયાની સુંદર મુદ્રામાં મોતને ભેટતાં કહેલું: "સુલેહમાં નામોશી છે, જંગમાં ઈજ્જત છે." એ સાથીઓ આવા ઉમરાવજાદાની દૃષ્ટિએ દલીલ કરે છે, હું કિસાનની દૃષ્ટિએ દલીલ કરું છું.

લશ્કર નાસભાગની હાલતમાં હોય અને હજારો સૈનિકોને કુરબાન ન કરી દેવા હોય તો, લશ્કરને નાસભાગ કરવી જ પડે એમ હોય તો, હાલતને બદતર બનતી અટકાવવા માટે હું સુલેહ સ્વીકારી લઉં. સુલેહની શરતો શું સાચેસાચ શરમજનક છે? અરે, ઠરેલ બુદ્ધિ ધરાવતો પ્રત્યેક કિસાન અને કામદાર કહેશે જ કે મારી વાત સાચી છે કારણ કે એ લોકો સમજે છે કે સુલેહ તો બળોને એકત્રિત કરવાનું સાધન છે. તિલસિતની સુલેહ પછી નેપોલિયનના સકંજામાંથી જર્મનોની મુક્તિની વાત ઈતિહાસમાં સુપરિચિત છે — મેં એ વાતનો ઉલ્લેખ એક વાર નહિ અનેક વાર કર્યો છે. આ સુલેહને મેં જાણી જોઈને તિલસિતની સુલેહ કહી છે, જોકે એ સુલેહમાં મુકરર થયેલું એવું બધું કરવાનું આપણે માથે લીધું નથી. વિજેતાને બીજાં રાષ્ટ્રો સર કરવા માટે સૈન્યો પૂરાં પાડવાનું આપણે માથે લીધું નથી. એવા બનાવો ઈતિહાસમાં બનતા આવ્યા છે અને આપણે જો ક્રાંતિના વિશ્વ-વ્યાપી જયજયકારમાં આપણી આશાઓને કેંદ્રિત કરવાનું ચાલુ રાખીશું તો આપણી બાબતમાં પણ એમ જ બનશે. ઈતિહાસ તમારી ઉપર એવા રૂપની લશ્કરી ગુલામી પણ લાદી ન દે તેનું ધ્યાન રાખજો. અને સમાજવાદી ક્રાંતિ બધા દેશોમાં વિજયી થાય તે પહેલાં સોવિયેત પ્રજાસત્તાક કદાચ ગુલામીમાં સપડાઈ પણ જાય. તિલસિત મુકામે નેપોલિયને જર્મનોને સુલેહની અકલ્પનીય નામોશીભરી શરતો સ્વીકારવાની ફરજ પાડી. એવી સુલેહ ઉપર તેમને કેટલીય વાર સહી કરવી પડી હતી. એ દિવસોના હોફમને —

* શ્લ્યાખતિચ — પોલિશ ભાષામાં ઉમરાવ વર્ગના માણસ માટે વપરાતો શબ્દ — સં.

નેપોલિયને — જર્મનોને સુલેહનો વારંવાર ભંગ કરતા પકડી પાડયા હતા, અને આજનો હોફમન આપણને પણ એમ કરતાં પકડી પાડશે. પણ આપણે કાળજી રાખીશું કે તે આપણને બહુ જલદી પકડી ન પાડે.

આખરી યુદ્ધ રશિયન જનતા માટે કારમા અને પીડાયુક્ત પણ ગંભીર પાઠ સમાન હતું. એ યુદ્ધે રશિયન જનતાને સંગઠન સાધવાનું, શિસ્તબદ્ધ બનવાનું, આજ્ઞાપાલન કરવાનું, અને ઉદાહરણીય શિસ્ત સ્થાપવાનું શીખવ્યું છે. જર્મનો પાસેથી શિસ્તનો પાઠ શીખો કારણ કે આપણે એમ નહી કરીએ તો એક પ્રજા તરીકે આપણે ચોક્કસ નષ્ટ થઈ જઈશું અને આપણે શાશ્વત ગુલામીમાં સબડતા રહીશું.

બીજી કોઈ નહિ પણ એ જ રીત ઈતિહાસની રીત રહી છે. ઈતિહાસ આપણને કહે છે કે સુલેહ એ તો યુદ્ધપૂર્વેનો અવકાશ છે, અને યુદ્ધ અમુક અંશે બહેતર કે અમુક અંશે બદતર સુલેહ મેળવવાનું સાધન માત્ર છે. બ્રેસ્ત મુકામે બળોનું સંયોજન પરાજિત થઈ જનારની ઉપર લાદવામાં આવતી સુલેહ જોડે મેળ ખાતું હતું, પરંતુ તે શરમજનક સુલેહ નહોતી. પ્સ્કોવ મુકામે બળોનું સંયોજન શરમજનક અને વધારે નામોશીભરી સુલેહ જોડે મેળ ખાતું હતું. હવે પછીના તબક્કે, પેત્રોગ્રાદ અને મોસ્કોમાં, ચાર ગણી વધારે નામોશીભરી સુલેહ આપણી ઉપર ઠોકી બેસાડવામાં આવશે. મોસ્કોના આપણા યુવાન દોસ્તોએ કહ્યું છે તેમ અમે નથી કહેતા કે સોવિયેત સત્તા તો માત્ર એક રૂપ છે, અમે નથી કહેતા કે આ અથવા તે ક્રાંતિકારી સિદ્ધાંતની વેદી ઉપર અંતસ્તત્ત્વનું બલિદાન આપી શકાય. અમે એમ જરૂર કહીશું કે પોતાને શિસ્તબદ્ધ અને સુસંગઠિત થવાનું જ છે એ વાત રશિયન જનતા સમજી લે એટલે પછી તે બધી જ તિલસિત સુલેહો સહી લેવા શક્તિમાન બની જશે. મુક્તિયુદ્ધોનો આખો ઈતિહાસ બતાવે છે કે એ યુદ્ધોમાં જયારે જયારે વ્યાપક લોકસમુદાયો સંડોવાયેલા રહ્યા છે ત્યારે ત્યારે મુક્તિ ઝડપથી હાંસલ થઈ છે. અમે કહીએ છીએ કે ઈતિહાસ એ રીતે આગળ ધપે છે એટલે આપણે શાંતિ તજીને યુદ્ધ અપનાવવું પડશે, અને એમ કદાચ આગામી થોડા દિવસોમાં જ બને. દરેકે તૈયાર રહેવું જ જોઈએ. મારા મનમાં શંકાની છાયા સરખી નથી કે બધાં અખબારો લખે છે તેમ જર્મનોએ નાર્વા કબજે કરી લીધું હોવાની વાત સાચી ન હોય તો તેઓ નાર્વાની નજીક તૈયારી કરી રહ્યા છે. આગામી છલંગમાં પેત્રોગ્રાદનો કબજો કરી લેવા માટે જર્મનો નાર્વામાં નહિ તો નાર્વાની નજીક, પ્સ્કોવમાં નહિ તો પ્સ્કોવની નજીક, પોતાનું રીતસરનું લશ્કર એકત્રિત કરી

રહ્યા છે અને રેલવે લાઇનો તૈયાર કરી રહ્યા છે. અને એ જનાવર છલાંગ સરસ મારી જાણે છે. તેણે એ સાબિત કરી દીધું છે. તે ફરી વાર છલાંગ મારશે જ. એ બાબતમાં મુદ્દલ શંકા નથી. એટલે આપણે તૈયાર રહેવું જ જોઈએ. આપણે બડાઈ ન જ હાંકવી જોઈએ પણ એક જ દિવસનોયે અવકાશ મળતો હોય તો તેનો લાભ ઉઠાવવા શક્તિમાન બનવું જોઈએ કેમ કે એક જ દિવસનાયે અવકાશનો લાભ આપણે પેત્રોગ્રાદ ખાલી કરવા માટે ઉઠાવી શકીએ. પેત્રોગ્રાદ દુશ્મનોના કબજામાં જાય તો તેના પરિણામે આપણા લાખો સર્વહારાઓને અપૂર્વ યાતનાઓના ભોગ બની જવું પડશે. હું ફરી વાર કહું છું કે પેત્રોગ્રાદને ખાલી કરવા પૂરતા થોડાક જ દિવસોનો વખત મેળવવા ખાતર વીસ ગણી કે સો ગણી વધારે નામોશીભરી સુલેહ ઉપર સહી કરવા હું તૈયાર છું અને સહી કરવી એ હું મારી ફરજ સમજું છું કેમ કે એથી કામદારોની યાતનાઓને હું હળવી કરી શકીશ, નહિતર એ કામદારો કદાચ જર્મનોની ધૂંસરી તળે દબાઈ જાય. એમ કરીને હું આપણે માટે જરૂરી એવી બધી સાધનસામગ્રી, દારૂગોળો, વગેરેને પેત્રોગ્રાદમાંથી દૂર ખસેડી દેવાનું સરળ બનાવી શકીશ કેમ કે હું સંરક્ષણવાદી છું અને આપણું હાલ વિખેરી નાખવામાં આવેલું રોગિષ્ઠ લશ્કર જ્યાં જખમો રુઝાવી રહ્યું છે એવા અત્યંત સુદૂરના પૃષ્ઠપ્રદેશમાં પણ લશ્કર તૈયાર કરવાનું ધોરણ ધરાવું છું.

આપણને મળેલો અવકાશ કેટલો વખત ચાલશે એ અમે નથી જાણતા— અમે પરિસ્થિતિનો પૂરો લાભ ઉઠાવવાની કોશિશ કરીશું. કદાચ એ અવકાશ લાંબો ચાલશે, કદાચ ફક્ત થોડા દહાડા જ ચાલશે. ગમે તે બની શકે. કોઈ નથી જાણતું અને જાણી શકે એમ પણ નથી કેમ કે બધી મોટી સત્તાઓ કેટલાય મોરચાઓ ઉપર એકીસાથે લડવા બંધાયેલી, સંડોવાયેલી, અને લાચાર છે. હોફમનનું વર્તન નિર્ધારિત કરતી પ્રથમ બાબત છે સોવિયેત પ્રજાસત્તાકને છિન્નભિન્ન કરી નાખવાની જરૂરિયાત, બીજી એ હકીકત કે તેને ઘણા મોરચાઓ ઉપર એકીસાથે જંગ ખેલવાનો છે, અને ત્રીજી એ હકીકત કે જર્મનીમાં ક્રાંતિ વિકસી રહી છે તથા વૃદ્ધિ પામી રહી છે અને હોફમન એ જાણે છે. કેટલાક લોકો ભારપૂર્વક કહે છે તેમ હોફમન આ ઘડીએ જ પેત્રોગ્રાદ અને મોસ્કોને સર કરી શકે એમ નથી. પરંતુ તે આવતીકાલે એમ કરે ખરો, એ સાવ શક્ય છે. હું ફરી વાર કહું છું કે જ્યારે આપણું લશ્કર દેખીતી રીતે રોગિષ્ઠ છે, જ્યારે આપણે કાંઈ નહિ તો એક જ દિવસનોયે અવકાશ ગમે તે ભોગે મેળવવાની પ્રત્યેક તકનો લાભ ઉઠાવી રહ્યા છીએ, એવે ટાણે અમારું કહેવું

છે કે લોકસમુદાયો જોડે સંકળાયેલા અને યુદ્ધ શું છે તેનું ભાન ધરાવતા પ્રત્યેક ગંભીર ક્રાંતિકારીએ લોકસમુદાયોને શિસ્તબદ્ધ કરવા જ જોઈએ, તેમના જખમો રુઝાવવા જ જોઈએ, તેમને નવા જંગ માટે જગાવવાની કોશિશ કરવી જ જોઈએ — એવો પ્રત્યેક ક્રાંતિકારી કબૂલ કરશે કે અમારી વાત સાચી છે, કબૂલ કરશે કે ગમે તેવી નામોશીભરી સુલેહ પણ ઉચિત છે, કેમ કે તે સર્વહારા વર્ગીય ક્રાંતિના અને રશિયાના નવજીવનના હિતમાં છે, કેમ કે રોગિષ્ઠ અંગથી છુટકારો મેળવવામાં એથી મદદ મળશે. પ્રત્યેક સમજદાર માણસ સમજે છે તેમ આ સુલેહ ઉપર સહી કરવાથી આપણે આપણી કામદારોની ક્રાંતિનો અંત નથી આણી દેતા, દરેક માણસ સમજે છે કે જર્મનોની સાથે સુલેહ કરીને આપણે લશ્કરી મદદ આપવાનું બંધ નથી કરી દેતા. આપણે ફિન્લેન્ડવાસીઓને હથિયારો મોકલી રહ્યા છીએ. પણ આપણે તેમને લશ્કરી ટુકડીઓ નથી મોકલતા કેમ કે લશ્કરી ટુકડીઓ લડવા બિનલાયક બની ગઈ છે.

કદાચ આપણે યુદ્ધનો પડકાર ઝીલી લઈશું. કદાચ આપણે આવતીકાલે મોસ્કો પણ દુશ્મનોને હવાલે કરી દઈશું અને પછી આક્રમક ધસારો કરીશું. જનતાના મિજાજમાં જરૂરી પલટો આવશે તો આપણે આપણા લશ્કરને દુશ્મનના લશ્કરની સામે લઈ જઈશું. એવો પલટો વિકસી રહ્યો છે અને તેમાં કદાચ ઘણો વખત લાગશે. પરંતુ એવો પલટો જરૂર આવશે જ અને વિશાળ લોકસમુદાય આજે જે વાત કહી રહ્યો છે તે એ વખતે નહિ કરે. સુલેહની આકરામાં આકરી શરતો સ્વીકારી લેવાની મને ફરજ પડી છે કેમ કે વર્તમાન સમયે હું મારા મનને મનાવી શકું એમ નથી કે એવો વખત આવી ગયો છે. નવજીવનની ઘડી આવી પહોંચશે ત્યારે દરેક માણસ એ સમજી જશે. દરેક માણસ જોઈ શકશે કે રશિયન માનવી મૂરખ નથી, તે બધું જુએ છે અને સમજી જશે કે હાલ પૂરતો આપણે સંયમ જાળવવાનો જ છે અને આ સૂત્રને સફળતાપૂર્વક અમલી બનાવવાનું જ છે — અને આપણી પાર્ટીની કોંગ્રેસનું તથા સોવિયેતોની કોંગ્રેસનું મુખ્ય કર્ત્તવ્ય એ જ છે.

આપણે નવી રીતે કામ કરતાં શીખી લેવું જ જોઈએ. એ બેહદ વધારે મુશ્કેલ છે પણ નિરાશાજનક તો નથી જ. તદ્દન બેસમજ જુગાર વડે આપણે પોતે જ સોવિયેત સત્તાને તોડી નહિ નાખીએ તો આ કારણે સોવિયેત સત્તા તૂટી જવાની નથી. એક વખત એવો જરૂર આવશે જ્યારે જનતા એમ કહેશે કે આ રીતે અત્યાચારનો ભોગ હવે જરાય વધારે વખત થવા અમે તૈયાર નથી. પરંતુ આપણે આવો જુગાર મંજૂર ન કરીએ અને કપરા સંજોગોમાં તેમ જ

આપણે હમણાં જ સ્વીકારી લીધેલી અપૂર્વ નામોશીભરી સુલેહ અનુસાર કાર્ય કરવા શક્તિમાન સાબિત થઈએ તો જ એમ બનશે કેમ કે એક યુદ્ધ અથવા એક સુલેહ આવી ઐતિહાસિક કટોકટીનો ઉકેલ ન જ આણી શકે. કેટલીય નામોશીભરી સુલેહોને અવકાશોમાં પલટાવી દીધા બાદ ફરી વાર નવી નામોશીઓ તથા નવાં ઉલ્લંઘનોનો ભોગ બન્યા પછી જર્મન પ્રજાએ જ્યારે તિલસિતની સુલેહ ઉપર સહી કરી ત્યારે ૧૮૦૭માં તે પોતાની રાજશાહીવાદી સમાજ-વ્યવસ્થાને કારણે બેડીઓમાં જકડાઈ ગઈ. અહીં જનતાનું સોવિયેત સંગઠન આપણા કાર્યને તેના કરતાં સહેલું બનાવી દે છે.

આપણે ફક્ત એક જ સૂત્ર રાખવું જોઈએ — યુદ્ધની કલાને સરખી રીતે શીખી લેવી અને રેલવે લાઈનોને સુવ્યવસ્થિત કરી દેવી. રેલવે વગર સમાજવાદી ક્રાંતિકારી જંગ ખેલવો એ તો નરી દગાખોરી જ ગણાશે. આપણે વ્યવસ્થા સ્થાપવી જ જોઈએ અને સમગ્ર સ્ફૂર્તિ તથા સમગ્ર તાકાત ઉત્પન્ન કરવી જોઈએ જે ક્રાંતિની અંદર જે કંઈ ઉત્તમ છે તેને આગળ આણશે.

સુદૂર પૃષ્ઠપ્રદેશોની જોડે સંપર્ક જાળવવા કાજે અને ત્યાં નવાં સૈન્યોનું સર્જન કરવા અર્થે જો એક કલાકનો પણ અવકાશ મળતો હોય તો તેને તરત જ ઝડપી લો. જે ભ્રાંતિઓ બદલ વાસ્તવિક ઘટનાઓએ તમને સજા કરી છે અને ભવિષ્યમાં વધારે સખત સજા કરશે જ એ ભ્રાંતિઓને તજી દો. અત્યંત ઈજાકારક પરાજયોનો યુગ આપણા ભાવીમાં ખડો છે, આપણને આંબી ગયો છે, એ હકીકત સ્વીકારી લેવાની શક્તિ આપણે ધરાવવી જ જોઈએ. ગેરકાનૂની સંજોગોમાં, જર્મનોની નરી ગુલામીના સંજોગોમાં, અવિરત કામ કરવા આપણે તૈયાર રહેવું જ જોઈએ. સુલેહને રૂપાળા રંગો વડે રંગવાનો કશો જ અર્થ નથી, તે ખરેખર તિલસિતની સુલેહ જ છે. આપણે આ રીતે કદમ ઉઠાવી શકીએ તો પરાજયો છતાં પૂરી ખાતરીથી કહી શકીશું કે વિજય આપણો જ થશે. **(તાળીઓ).**

'પ્રાવદા'ના ૪૫મા અંકમાં પ્રકાશિત
સંક્ષિપ્ત અખબારી અહેવાલ,
૯ માર્ચ (૨૪ ફેબ્રુઆરી), ૧૯૧૮
સંપૂર્ણ અહેવાલ ૧૯૨૮માં પ્રકાશિત

## સેંટ્રલ કમિટીના રાજકીય અહેવાલ સંબંધી ચર્ચાનો જવાબ
## ૮ માર્ચ

સાથીઓ, હું શરૂઆત પ્રમાણમાં ઓછું મહત્ત્વ ધરાવતી કેટલીક વાતોથી કરીશ, અંતથી શરૂઆત કરીશ. કોમરેડ બુખારિન તેના પ્રવચનના અંતમાં આપણને પેત્લ્યૂરા[37] જોડે સરખાવવાની હદ સુધી ગયેલા. જો તે માનતો હોય કે વાત એમ જ છે તો પછી આપણી જોડે એક જ પાર્ટીમાં તે કેવી રીતે રહી શકે? એ શું ઠાલી વાતો નથી? હાલત જો સાચેસાચ તેણે કહ્યું છે એવી જ હોય તો આપણે સૌ એક જ પાર્ટીના સભ્યો બેશક ન જ હોઈ શકીએ. આપણે ભેગા છીએ એ હકીકત બતાવે છે કે આપણે બુખારિનની જોડે નેવું ટકા સહમત છીએ. એ વાત સાચી કે ઉક્રાઈનાનો દ્રોહ કરવાના આપણા ઈરાદા વિશે થોડોક ક્રાંતિકારી પ્રલાપ પણ તેણે ઉમેરેલો. મને ખાતરી છે કે એવો દેખીતો બકવાદ ઉલ્લેખને પણ પાત્ર નથી. હું પાછો કોમરેડ ર્યાઝાનોવની વાત લઈશ અને એ બાબત હું કહેવા માગું છું કે દસ વર્ષમાં એક વાર બનતો અપવાદ જેમ નિયમને સાબિત કરે છે એ જ રીતે કોમરેડ ર્યાઝાનોવથી અણધારી ગંભીર વાત કહેવાઈ ગઈ છે. **(તાળીઓ.)** તેણે કહ્યું કે સમય મેળવવા ખાતર કોમરેડ લેનિન ભૂમિ દુશ્મનોને હવાલે કરી રહ્યા છે. આ તો લગભગ તત્ત્વજ્ઞાનીય તર્ક છે. આ વખતે એવું બન્યું છે કે આપણે કોમરેડ ર્યાઝાનોવ પાસેથી એક ગંભીર વાક્ય સાંભળ્યું છે—સાચું કે ફક્ત એક જ વાક્ય —જે હાલતને પૂરેપૂરી વ્યક્ત કરે છે. સમય મેળવવા ખાતર હું વાસ્તવિક વિજેતાને ભૂમિ હવાલે કરી દેવા માગું છું. એ અને ફક્ત એ જ બાબત આખા વિવાદના મૂળમાં છે. બાકી બીજું બધું કેવળ વાતો જ છે—ક્રાંતિકારી યુદ્ધની આવશ્યકતા, કિસાનપ્રજાને જગાવવી, વગેરે. કોમરેડ બુખારિન જ્યારે હાલતનું એવું ચિત્રણ કરે છે કે યુદ્ધ શક્ય છે કે નહિ એ બાબત વિશે જાણે બે અભિપ્રાયો હોઈ શકે જ નહિ, અને પછી કહે છે — "કોઈ પણ સૈનિકને

પૂછી જુઓ" (મેં તેના ચોક્કસ શબ્દો નોંધી લીધા છે) — તેણે આ રીતે સવાલ મૂક્યો છે અને કોઈ પણ સૈનિકને પૂછવા માગે છે એટલે હું તેને જવાબ આપીશ. "કોઈ પણ સૈનિક" એક ફ્રેંચ અફસર નીકળ્યો જેની સાથે મેં વાત કરી[38]. એ ફ્રેંચ અફસરે બેશક આંખોમાં રોપ ભરીને — મેં શું રશિયા જર્મનોને વેચી નહોતું દીધું? — મારી સામે જોયું અને કહ્યું: "હું રાજાપક્ષી છું, હું ફ્રાંસમાં રાજશાહીનો અને જર્મનીના પરાજયનો સમર્થક પણ છું, એટલે માનશો નહિ કે હું સોવિયેત સત્તાને ટેકો આપું છું — એ રાજાપક્ષી હોય તો કોણ એમ માને? — પણ તમે બ્રેસ્તની સુલેહ ઉપર સહી કરો તેની હું તરફેણ કરું છું કેમ કે એ જરૂરી છે." તો આ લો, "કોઈ પણ સૈનિકને પૂછી લીધું". કોઈ પણ સૈનિક એમ જ કહેશે જે મેં કહ્યું છે — આપણે માટે બ્રેસ્તની સુલેહ ઉપર સહી કર્યા વગર છૂટકો જ નહોતો. બુખારિનના પ્રવચનમાંથી હવે જો એવો સાર નીકળતો હોય કે અમારા મતભેદો મહદંશે ઓછા થઈ ગયા છે તો તેનું કારણ ફક્ત એટલું જ છે કે અમારા મતભેદોના મુખ્ય મુદ્દાઓને તેના સમર્થકોએ છુપાવી રાખ્યા છે.

હવે બુખારિન લોકસમુદાયોને નિરુત્સાહ કરી દેવા બદલ અમારી વિરુદ્ધ ગર્જના કરી રહ્યો છે ત્યારે તે તદ્દન સાચી જ વાત કહી રહ્યો છે, ફેર ફક્ત એટલો જ છે કે તે અમારી ઉપર નહિ પણ પોતાની જ ઉપર પ્રહારો કરી રહ્યો છે. સેંટ્રલ કમિટીમાં આવો ગોટાળો કોણે ઊભો કર્યો હતો? તમે જ, કોમરેડ બુખારિન. (હસાહસ.) તમે ભલેને ગમે તેટલા બરાડા પાડો કે "ના, ના" પણ સત્ય તો બહાર આવી જવાનું જ. અહીં આપણે આપણા પોતાના સાથીભાવી પરિવારમાં બેઠા છીએ, આપણે આપણી પોતાની કોંગ્રેસમાં હાજરી આપી રહ્યા છીએ, આપણી પાસે છુપાવવાનું કશું જ નથી, અહીં તો સાચી વાત કહેવી જ પડે. અને સાચી વાત એ છે કે સેંટ્રલ કમિટીમાં ત્રણ પ્રવાહો હતા. ૧૭મી ફેબ્રુઆરીએ લોમોવ અને બુખારિને મત નહોતા આપ્યા. મેં સૂચના આપી છે કે મતદાનની નોંધોની નકલો કરવામાં આવે જેથી લોકોએ કેવી રીતે મત આપેલા એ જાણવા ઈચ્છનાર પ્રત્યેક પાર્ટીસભ્ય સચિવાલયમાં જઈને એ નોંધો જોઈ શકે, ૨૧મી જાન્યુઆરીના ઐતિહાસિક મતદાનની ચોકસાઈ કરી શકે જે બતાવી આપે છે કે એ લોકો ઢચુપચુ થઈ ગયા હતા અને અમે નહોતા થયા, જરા પણ ઢચુપચુ થયા વગર અમે કહેલું: "ક્રાંતિકારી યુદ્ધની તૈયારી કરવા ખાતર આપણે બ્રેસ્તની સુલેહને સ્વીકારી લઈએ — એથી બહેતર શરતો આપણને મુદ્દલ મળવાની નથી જ." હવે

આપણને પાંચ દિવસ મળ્યા છે જેમાં પેત્રોગ્રાદને ખાલી કરી શકાશે. ક્રિલેંકો અને પોદ્વોઈસ્કીની[39] સહીઓ ધરાવતું જાહેરનામું હવે પ્રકાશિત થઈ ગયું છે. એ લોકો ઉદ્દામો નહોતા, અને બુખારિને એમ કહીને તેમનું અપમાન કર્યું કે ક્રિલેંકોને "અંદર ઘસડી" લેવામાં આવ્યો છે, જાણે કેમ ક્રિલેંકોએ આપેલી બાતમીને અમે ઉપજાવી કાઢી હોય. તેમણે જે કહ્યું તેની સાથે અમે પૂરેપૂરા સહમત છીએ. અત્યારે પરિસ્થિતિ એવી છે કેમ કે મેં જે કહેલું તેની સાબિતી એ લશ્કરી માણસોએ પૂરી પાડી, અને તમે એમ કહીને વાત ઉડાવી દો છો કે જર્મનો આક્રમણ નહિ કરે. જ્યારે સરંજામનો સવાલ જ ઊભો નહોતો થયો એવી ઑક્ટોબરની પરિસ્થિતિ જોડે આ પરિસ્થિતિને કેવી રીતે સરખાવી શકાય? તમારે હકીકતોને ધ્યાનમાં લેવી હોય તો આ હકીકતને ધ્યાનમાં લો—મતભેદ એવા નિવેદન પરત્વે ઊભો થયેલો કે દેખીતી રીતે ગેરલાભમાં હોય એવું યુદ્ધ આપણે શરૂ ન કરી શકીએ. કોમરેડ બુખારિને પોતાનું આખરી પ્રવચન જ્યારે એવા ગરજતા સવાલ સાથે શરૂ કર્યું કે "નજીકના ભવિષ્યમાં યુદ્ધ શક્ય છે ખરું?" ત્યારે તેણે મને ઊંડા આશ્ચર્યમાં ગરકાવ કરી દીધો. હું આનાકાની વગર જવાબ આપું છું—હા, એ શક્ય છે, પરંતુ આજે આપણે સુલેહ સ્વીકારી લેવી જ જોઈએ. એમાં આંતરવિરોધ મુદ્દલ નથી જ.

સંક્ષેપમાં આટલા ઉલ્લેખો પછી હવે હું ત્યાર પહેલાંના વક્તાઓને વિગતવાર જવાબ આપીશ. રાદેકની બાબતમાં મારે અપવાદ કરવો જ પડશે. પણ એક બીજું પ્રવચન હતું, કોમરેડ ઉરીત્સ્કીનું. એ પ્રવચનમાં કાનોસ્સા[40], "દગાબાજી", "પીછેહઠ કરી", "પરિસ્થિતિને અનુકૂળ થઈ ગયા", એ સિવાય બીજું શું હતું? એ બધું છે શાને વિશે? તમારી ટીકાને તમે શું કોઈ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી અખબારમાંથી તફડાવી નથી લીધી? સેંટ્રલ કમિટીના જે સભ્યો પોતાને ખૂબ ઉદ્દામવાદી ગણે છે અને જેમણે આખી દુનિયાની નજર સામે પ્રદર્શનનું એક સચોટ ઉદાહરણ—"સેંટ્રલ કમિટીનું વર્તન આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ ઉપર ફટકો લગાવે છે"—આપણને આપ્યું છે તેમણે સેંટ્રલ કમિટીને પેશ કરેલું એક નિવેદન કોમરેડ બૂબનોવે આપણી સમક્ષ વાંચી સંભળાવ્યું છે. "આખી દુનિયાની નજર સામે નબળાઈનું પ્રદર્શન!"—આ શું ઠાલા પ્રલાપ સિવાય બીજું કશું છે ખરું? આપણે કેવી રીતે એ પ્રદર્શન કરી રહ્યા છીએ? સુલેહની દરખાસ્ત કરીને? આપણું લશ્કર ભાગી ગયું છે એટલે? અમે એ વાત શું સાબિત નથી કરી દીધી કે આ ઘડીએ જર્મની સામે યુદ્ધ શરૂ કરવાનો અને બ્રેસ્તની સુલેહ ન

સ્વીકારવાનો અર્થ દુનિયાને એ બતાવવાનો જ થશે કે આપણું લશ્કર રોગિષ્ઠ છે અને લડાઈમાં ઊતરવા તૈયાર નથી? બૂબનોવે જ્યારે ભારપૂર્વક એમ કહ્યું કે ઢચુપચુપણું ફક્ત આપણે જ પેદા કરેલું ત્યારે તેનું નિવેદન સાવ ઠાલુંઠમ હતું—એ તો આપણું લશ્કર રોગિષ્ઠ હોવાને કારણે પેદા થયું હતું. પહેલાં કે પછી આપણે અવકાશ તો મેળવવાનો જ હતો. આપણી યુદ્ધનીતિ સાચી રહી હોત તો આપણને એક મહિના જેટલો શ્વાસ ખાવાનો વખત મળ્યો હોત, પણ તમારી યુદ્ધનીતિ ખોટી હતી એટલે આપણને ફક્ત પાંચ જ દિવસ મળ્યા—એ પણ સારી વાત જ છે. યુદ્ધનો ઇતિહાસ બતાવે છે કે દહેશતનો ભોગ થઈ ગયેલા લશ્કરને થંભાવવા માટે ક્યારેક દિવસો પણ પૂરતા થઈ પડે છે. જે કોઈ માણસ આ શયતાની સુલેહનો અત્યારે જ સ્વીકાર ન કરી લે, અત્યારે જ આ સુલેહ ન કરી લે, એ માણસ યુદ્ધનીતિનો ઉસ્તાદ નહિ પણ ઠાલા પ્રલાપનો સરદાર જ છે. હાલતનું દયાજનક સ્વરૂપ એ જ છે. સેંટ્રલ કમિટીના સભ્યો જ્યારે મને "નબળાઈનાં પ્રદર્શનો", "દગાબાજી" વગેરે વિશે લખીને મોકલે છે ત્યારે તેઓ અધિકતમ હાનિકારક ઠાલો અને બાલિશ પ્રલાપ જ લખી રહ્યા હોય છે. આપણે નબળાઈનું પ્રદર્શન તો ત્યારે કર્યું જ્યારે લડવાનો પ્રયાસ કરીને ન કરવાની વેળાએ પ્રદર્શન કર્યું, જ્યારે આપણી વિરુદ્ધ આક્રમણ અનિવાર્ય હતું. પ્સ્કોવના કિસાનોની બાબતમાં એટલું કે આપણે તેમને સોવિયેતોની કોંગ્રેસમાં લઈ આવીશું જેથી લોકો જોડે જર્મનોના વર્તનનું વર્ણન કરીને, તેઓ ભયભીત દશામાં નાસી જતા સૈનિકની મનોવૃત્તિમાં પરિવર્તન આણી શકે અને સૈનિક દહેશતમાંથી મુક્ત થવાનું શરૂ કરીને આમ કહે: "બોલ્શેવિકોએ જે યુદ્ધનો અંત આણવાનું વચન આપેલું એ તો આ યુદ્ધ ચોક્કસ નથી જ, આ તો જર્મનોએ સોવિયેત સત્તાની વિરુદ્ધ શરૂ કરેલું નવું યુદ્ધ છે." ત્યારે દુરસ્તી પાછી આવશે. પણ તમે તો એવો સવાલ ઉઠાવો છો જેનો જવાબ જ ન આપી શકાય. અવકાશ કેટલો વખત ચાલશે તે કોઈ નથી જાણતું.

હવે મારે કોમરેડ ત્રોત્સ્કીના ધોરણ બાબત કંઈક કહેવું જ જોઈએ. તેની પ્રવૃત્તિઓનાં બે પાસાં છે. તેણે જ્યારે બ્રેસ્ત મુકામે વાટાઘાટો શરૂ કરી અને તેનો આંદોલન માટે તેજસ્વી ઉપયોગ કર્યો ત્યારે આપણે બધા કોમરેડ ત્રોત્સ્કી જોડે સહમત હતા. તેણે મારી સાથેની વાતચીતનો એક ભાગ ટાંક્યો છે પણ મારે એટલું ઉમેરવું જ જોઈએ કે જર્મનો અલ્ટીમેટમ આપે નહિ ત્યાં સુધી આપણે ટકી રહેવું અને પછી નમતું જોખવું એ બાબત અમારી વચ્ચે એકમત હતો. જર્મનો આપણી જોડે છળકપટ રમ્યા—તેમણે આપણી

પાસેથી સાતમાંથી પાંચ દિવસ ચોરી લીધા[41]. ત્રોત્સ્કીની કાર્યનીતિનું લક્ષ્ય જ્યાં સુધી વાતમાં વિલંબ કરવાનું રહ્યું ત્યાં સુધી તેની કાર્યનીતિ સાચી હતી. પરંતુ જ્યારે એમ જાહેર કરવામાં આવ્યું કે યુદ્ધની સ્થિતિનો અંત આણવામાં આવ્યો છે પરંતુ સુલેહ કરવામાં આવી નથી ત્યારે તેની કાર્યનીતિ ખોટી બની ગઈ. મેં તદ્દન ચોક્કસ રૂપે દરખાસ્ત કરેલી કે સુલેહ કરી લેવામાં આવે. બ્રેસ્તની શરતો કરતાં વધારે સારી કોઈ શરતો આપણને મળી શકે એમ નહોતી જ. આજે દરેકના મનમાં એ વાત સાફ થઈ ગઈ છે કે આપણને એક મહિનાનો અવકાશ મળી શક્યો હોત અને આપણે કશું જ ગુમાવ્યું ન હોત. ઈતિહાસે એ વાતને સાફ કરીને દૂર ફેંકી દીધી છે એટલે હવે તેને યાદ કરવાથી કશો ફાયદો નથી, પરંતુ બુખારિનને એમ કહેતો સાંભળતાં રમૂજ ઊપજે છે કે "ઘટનાઓ બતાવી આપશે કે અમે સાચા હતા." મારી વાત સાચી હતી કેમ કે મેં છેક ૧૯૧૫માં લખેલું — "આપણે જંગ લડવાની તૈયારી કરવી જ જોઈએ, જંગ અનિવાર્ય છે, જંગ આવી રહ્યો છે, જંગ આવશે જ." પરંતુ આપણે સુલેહ સ્વીકારી લેવી પડે એમ હતી અને વ્યર્થ બૂમબરાડાની કોશિશ જરૂરી નહોતી. અને યુદ્ધ આવી રહ્યું છે એટલે સુલેહને સ્વીકારી લેવાનું વધારે જરૂરી હતું, અને હવે આપણે કંઈ નહિ તો પેત્રોગ્રાદને ખાલી કરવાનું વધારે સહેલું બનાવી રહ્યા છીએ — આપણે એ વધારે સહેલું બનાવી લીધું છે. આ એક હકીકત છે. અને કોમરેડ ત્રોત્સ્કી નવી માગણીઓ કરે છે કે "વિન્નિચેન્કો[42] જોડે સુલેહ ન કરવાનું વચન આપો" ત્યારે હું કહું છું કે એવું બંધન હું કોઈ પણ સંજોગોમાં માથે નહિ જ લઉં. કૉંગ્રેસ એવું બંધન સ્વીકારી લેશે તો એ બાબતની જવાબદારી ન તો હું સ્વીકારીશ કે ન મારી જોડે સહમત થતા સાથીઓ સ્વીકારશે. તેનો અર્થ તો દાવપેચની — શક્ય હોય ત્યારે પીછેહઠ અને ક્યારેક ક્યારેક હુમલા — સ્પષ્ટ નીતિને બદલે અમારા હાથ વિધિસરના નિર્ણય વડે ફરી વાર બાંધી લેવા જેવો જ થાય. યુદ્ધ દરમિયાન પોતાના હાથ વિધિસરના નિર્ણય વડે કદી ન જ બાંધી લેવાય. યુદ્ધના ઈતિહાસનું જ્ઞાન ન ધરાવવું, સુલેહ તો તાકાત એકત્રિત કરવાનું સાધન છે એટલીય જાણકારી ન ધરાવવી — હું પ્રશિયન ઈતિહાસનો ઉલ્લેખ કરી ચૂક્યો છું — એ હાસ્યાસ્પદ બિના છે. કેટલાક લોકો સાવ છોકરાં જેવા છે, તેઓ એમ માની લે છે કે સુલેહ ઉપર સહી કરી દીધી એટલે આપણે શયતાનના હાથમાં વેચાઈ ગયા છીએ અને દોજખમાં પહોંચી ગયા છીએ. યુદ્ધના ઈતિહાસમાંથી જ્યારે સાફ જણાય છે કે પરાજય પછી સુલેહ કરી લેવાનું પગલું તો તાકાત એકત્રિત કરવાનું સાધન છે, ત્યારે

એમ માની લેવું સાવ હાસ્યાસ્પદ છે. એક યુદ્ધ પછી તરત જ તેને અનુસરતા બીજા યુદ્ધના દાખલા ઈતિહાસમાં પડયા છે, આપણે બધા એ વાતને ભૂલી ગયા છીએ, આપણે જોઈએ છીએ કે પુરાણું યુદ્ધ ...* માં પરિવર્તિત થઈ રહ્યું છે. તમે ઈચ્છતા હો તો તમતમારે તમારી જાતને વિધિસરના નિર્ણયો વડે હંમેશને માટે બાંધી લઈ શકો છો અને પછી બધાં જવાબદાર પદો ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓને સોંપી દઈ શકો છો. એની જવાબદારી અમે નહિ સ્વીકારીએ. ફૂટ પાડવાની અમારી મુદ્દલ ઈચ્છા નથી. મને ખાતરી છે કે ભાવિ ઘટનાઓ તમને પાઠ શીખવશે — ૧૨મી માર્ચ કંઈ દૂર નથી, અને તમે પુષ્કળ પ્રમાણમાં સામગ્રી[43] મેળવશો.

કોમરેડ ત્રોત્સ્કીનું કહેવું છે કે એ તો શબ્દના પૂરા અર્થમાં દગાબાજી જ ગણાશે. મારું મંતવ્ય છે કે એ તદ્દન ખોટું દૃષ્ટિબિંદુ છે.** આ વાતને નક્કર રૂપે બતાવવા માટે હું તમને એક ઉદાહરણ આપીશ: બે માણસો ભેગા ચાલતા જાય છે અને તેમની ઉપર દસ માણસો હુમલો કરે છે. એક માણસ હુમલાના જવાબમાં લડે છે જ્યારે બીજો માણસ ભાગી જાય છે. આ થઈ દગાબાજી. પણ ધારો કે આપણી પાસે એક એક લાખની સંખ્યાનાં બે લશ્કર છે અને તેની સામે એવડાં જ પાંચ લશ્કરો છે. એક લશ્કર બે લાખ સૈનિકોથી ઘેરાઈ ગયું છે અને બીજા લશ્કરે તેની મદદે જવાનું છે. દુશ્મનના ત્રણ લાખ સૈનિકો પોતાની ઉપર તૂટી પડવા માટે છુપાઈને બેઠા છે એ વાત જાણતું હોવા છતાં બીજા લશ્કરે પહેલા લશ્કરની મદદે દોડી જવું જોઈએ ખરું? ન જવું જોઈએ. એમાં દગાબાજી નથી, એમાં કાયરતા નથી. સંખ્યાઓમાં સીધીસાદી વૃદ્ધિએ બધા ખયાલોને ફેરવી નાખ્યા છે. કોઈ પણ સૈનિક આ વાત જાણે છે, એ વ્યક્તિગત ખયાલ રહ્યો નથી. એ પ્રમાણે વર્તીને હું મારા લશ્કરને બચાવી લઉં છું. બીજું લશ્કર ભલે પકડાઈ જાય, હું મારા લશ્કરનું નવેસરથી નિર્માણ કરી શકીશ, મારે સાથીદારો છે, એ સાથીદારો આવી પહોંચે ત્યાં સુધી હું રાહ જોઈશ. એવી એક જ રીતે દલીલ થઈ શકે એમ છે. જ્યારે બીજી દલીલોની

---

* શબ્દશ: અહેવાલમાં કેટલાક શબ્દો ખૂટે છે. — સં.

** "...તાકાત એકત્રિત કરવાનું સાધન છે..." એ શબ્દોથી શરૂ થતો ફકરો સેક્રેટરીની નોંધોમાં નીચે મુજબ છે: "...તાકાત એકત્રિત કરવા માટે છે. ઈતિહાસે ભાતભાતની સેંકડો સુલેહોનું સર્જન કર્યું છે. તો પછી સત્તાવાર પદો ત્રોત્સ્કી તથા બીજાઓને આપો..." — સં.

જોડે લશ્કરી દલીલોને ભેળવી દેવામાં આવે ત્યારે તેમાંથી ઠાલા પ્રલાપ સિવાય બીજું કશું જ ન મળે. રાજકારણ ચલાવવાની એ રીત નથી.

થઈ શકે એટલું બધું જ અમે કર્યું છે. સુલેહ ઉપર સહી કરીને અમે પેત્રોગ્રાદને બચાવી લીધું છે, પછી ભલે એ ફક્ત થોડાક દિવસો પૂરતું જ હોય. (સેક્રેટરીઓ અને સ્ટેનોગ્રાફરો આ વાતની નોંધ ટપકાવી લેવાનો વિચાર ન કરે.) સુલેહ જરૂરી બનાવે છે કે આપણે ફિન્લૅન્ડમાંથી આપણાં સૈન્યો, દેખીતાં સાવ નકામાં સૈન્યો, પાછાં ખેંચી લેવાં. પણ ફિન્લૅન્ડમાં હથિયાર લઈ જવાની આપણને મનાઈ નથી. પેત્રોગ્રાદનું થોડા દિવસો પહેલાં જ પતન થઈ ગયું હોત તો આખા શહેરમાં દહેશત ફેલાઈ ગઈ હોત અને આપણે શહેરમાંથી કશું જ લઈ જઈ શક્યા ન હોત. પરંતુ એ પાંચ દિવસોમાં આપણે ફિન્લૅન્ડના આપણા સાથીઓને મદદ કરી છે — કેટલી મદદ કરી છે એ હું નહિ કહું, તેઓ પોતે એ વાત જાણે છે.

આપણે ફિન્લૅન્ડને દગો દીધો છે એવું નિવેદન ફક્ત બાલિશ પ્રલાપ જ છે. જર્મનોની આગળ વખતસર પીછેહઠ કરીને જ આપણે ફિન્લૅન્ડવાસીઓને ચોક્કસ રીતે મદદ કરી છે. ફક્ત પેત્રોગ્રાદના પતનને કારણે જ રશિયા કદી નષ્ટ નહિ થઈ જાય. એ સંબંધમાં કોમરેડ બુખારિનની વાત એક વાર નહિ પણ હજાર વાર સાચી છે. પરંતુ આપણે જો બુખારિનની રીતે દાવપેચ લડીશું તો એક સરસ મજાની ક્રાંતિ ઉપર પાણી ફેરવી દઈશું. (**હસાહસ.**)

આપણે નથી ફિન્લૅન્ડને દગો દીધો કે નથી ઉક્રાઈનાને દગો દીધો. કોઈ પણ વર્ગજાગ્રત કામદાર આપણી ઉપર એવો આરોપ નહિ લગાવે. આપણાથી બને તેટલી બધી જ મદદ આપણે કરી રહ્યા છીએ. આપણા લશ્કરમાંથી આપણે એક પણ સારા સૈનિકને હઠાવી દીધો નથી અને એમ કરીશું પણ નહિ. અગર તમે કહો કે હોફમન આપણને પકડી પાડશે તો તમારી વાત સાચી પણ ઠરે. બેશક તે આપણને કદાચ પકડી પાડે. એ બાબતમાં હું શંકા નથી ઉઠાવતો. પણ એમ કરતાં તેને કેટલા દિવસ લાગશે એની તેને પણ ખબર નથી કે કોઈનેય ખબર નથી. એ ઉપરાંત, તે આપણને પકડી પાડે એ સંબંધી તમારી દલીલો બળોના રાજકીય સંયોજનને લગતી છે. તેને વિશે હું આગળ ઉપર બોલીશ.

ત્રોત્સ્કીની દરખાસ્તને સ્વીકારવા હું તદ્દન અશક્ત શા માટે છું એ હવે મેં સમજાવી દીધું છે — તમે રાજકારણ એ રીતે ન જ ચલાવી શકો — એટલે મારે કહેવું જ જોઈએ કે ઉરીત્સ્કી હજુ જેને વળગી રહ્યો છે એવા ઠાલા પ્રલાપથી આપણી કોંગ્રેસમાં હાજર રહેલા સાથીઓ કેટલે સુધી અળગા થઈ ગયા છે તેનું

ઉદાહરણ આપણને રાદેકે પૂરું પાડ્યું છે. પોતાના પ્રવચનમાં તેણે ઠાલો પ્રલાપ જ કર્યો છે એવો આરોપ હું તેની ઉપર બેશક ન જ મૂકી શકું. તેણે કહ્યું છે: "એમાં દગાબાજીની છાયા સરખી નથી, નામોશીની છાયા સરખી નથી. કારણ સ્પષ્ટ છે કે તમે પીછેહઠ અતિપ્રબળ લશ્કરી તાકાતની આગળ કરી છે." આ મૂલ્યાંકન ત્રોત્સ્કીના ધોરણને નષ્ટ કરી નાખે છે. રાદેકની વાત સાચી છે કે "આપણે દાંત ભીડીને આપણી તાકાત તૈયાર કરવામાં લાગી જવું જ જોઈએ." હું તેની સાથે પૂરેપૂરો સહમત છું—બૂમબરાડા ન પાડો, દાંત ભીડીને તૈયારીઓ કરવામાં લાગી જાઓ.

દાંત ભીડી દો, બૂમબરાડા પાડો નહિ, અને તમારાં બળો એકત્રિત કરો. ક્રાંતિકારી યુદ્ધનો વખત આવશે જ, એ બાબતમાં આપણી અંદર કોઈ જાતનો મતભેદ છે જ નહિ. મતભેદ તો તિલસિતની સુલેહ બાબત છે—એવી સુલેહ કરવી કે નહિ? બદતરીન વાત તો એ છે કે આપણું લશ્કર રોગિષ્ઠ લશ્કર છે અને એટલે સેંટ્રલ કમિટીએ મક્કમ નીતિ અખત્યાર કરવી જોઈએ, તેની અંદર મતભેદો ન હોવા જોઈએ અથવા જેનું કોમરેડ બુખારિને પણ સમર્થન કર્યું છે એવી વચલી નીતિ ન અપનાવવી જોઈએ. હું અવકાશને રૂપાળા રંગો વડે રંગી નથી રહ્યો. કોઈ નથી જાણતું કે એ કેટલો વખત ચાલશે અને હું પણ નથી જાણતો. અવકાશ કેટલો વખત ચાલશે એ કહેવાની મારી ઉપર ફરજ પાડવાના જે પ્રયાસો થઈ રહ્યા છે એ હાસ્યાસ્પદ છે. જ્યાં સુધી મુખ્ય રેલમાર્ગો આપણા કબજામાં છે ત્યાં સુધી આપણે ફિન્લૅન્ડ અને ઉક્રાઈનાને મદદ કરી રહ્યા છીએ. આપણે અવકાશનો લાભ ઉઠાવી રહ્યા છીએ, દાવપેચ લડી રહ્યા છીએ અને પીછેહઠ કરી રહ્યા છીએ.

જર્મન કામદારને હવે કહી શકાય એમ નથી કે રશિયનો પ્રતિકૂળ વર્તન કરી રહ્યા છે, કારણ કે હવે તો સ્પષ્ટ થઈ ગયું છે કે જર્મન અને જાપાની સામ્રાજ્યવાદ આક્રમણ કરી રહ્યો છે—દરેકની અને સૌની નજરમાં એ સ્પષ્ટ થઈ જશે. બોલ્શેવિકોને ગૂંગળાવી નાખવાની તમન્ના ઉપરાંત જર્મનો ગૂંગળાવવાનું અમુક કામ પશ્ચિમમાં પણ કરવા માગે છે. બધી બાબતોનો ખીચડો બની ગયો છે. આ નવા યુદ્ધમાં આપણે દાવપેચ લડવા જ પડશે અને એમ કરવાની શક્તિ આપણામાં હોવી જ જોઈએ.

કોમરેડ બુખારિનના પ્રવચનની બાબતમાં મારે કહેવું જ પડે એમ છે કે તેને જ્યારે દલીલોની તાણ પડે છે ત્યારે તે ઉરીત્સ્કીની રીતે કશુંક આગળ ધરે છે અને કહે છે: "આ સુલેહ આપણી ઉપર નામોશી લાદે છે." આ સંબંધમાં

કશી દલીલોની જરૂર નથી. અમે નામોશીને લાયક ઠર્યા હોઈએ તો અમારે કાગળો ભેગા કરીને ચાલતી પકડવી જોઈએ. પણ અમારી ઉપર "નામોશી લાગી હોવા" છતાં મને નથી લાગતું કે અમારા ધોરણને કોઈ જરા પણ આંચ પહોંચાડી શક્યું હોય. કોમરેડ બુખારિને અમારા ધોરણના વર્ગીય આધારનું પૃથક્કરણ કરવાનો પ્રયત્ન કર્યો પણ હકીકતમાં એમ કરવાને બદલે તેણે આપણને મોસ્કોના એક મરહૂમ અર્થશાસ્ત્રી વીશેનો ટુચકો કહી સંભળાવ્યો. તમે જ્યારે અમારી કાર્યનીતિ અને ખોરાકની સટ્ટાખોરી વચ્ચે કોઈ કડી શોધી કાઢી—એ ખરેખર હાસ્યાસ્પદ વાત હતી—ત્યારે તમે ભૂલી ગયા કે ખોરાકના સટ્ટાખોરોનું નહિ પણ એક આખા વર્ગનું, એક ખાસ વર્ગનું વલણ બતાવે છે કે રશિયન મૂડીવાદી વર્ગ અને તેના ખાંધિયાઓ—'દેલો નારોદા' અને 'નોવાયા ઝીઝ્ન'ના લેખકો—પોતાના સમગ્ર પ્રયાસો અમને યુદ્ધ માટે ઉશ્કેરવામાં લગાવી રહ્યા છે. તમે એ વર્ગ તથ્ય ઉપર ભાર મૂકતા નથી. આ ઘડીએ જર્મનીની વિરુદ્ધ યુદ્ધ જાહેર કરવું એટલે રશિયન મૂડીવાદી વર્ગની ઉશ્કેરણીના ભોગ બની જવું. આ કંઈ નવી વાત નથી કેમ કે આજના સમયમાં આપણને ખતમ કરી નાખવાનો એ સૌથી પાકો—હું નથી કહેતો કે તદ્દન પાકો છે કેમ કે તદ્દન પાકું તો કશું જ નથી—ઉપાય છે. કોમરેડ બુખારિને જ્યારે એમ કહ્યું કે ઘટનાઓ તેમને પક્ષે છે અને આખરે અમે પણ ક્રાંતિકારી યુદ્ધની વાતનો સ્વીકાર કરીશું જ, ત્યારે તે સસ્તો વિજય ઊજવી રહ્યો હતો કેમ કે ક્રાંતિકારી યુદ્ધની અનિવાર્યતાની આગાહી તો અમે ૧૯૧૫માં જ કરી હતી. અમારા મતભેદો નીચેની બાબતો પરત્વે હતા—જર્મનો હુમલો કરશે કે નહિ, અમારે યુદ્ધની સ્થિતિના અંતની ઘોષણા કરવી જોઈતી હતી, ક્રાંતિકારી યુદ્ધના હિતમાં વખત મેળવવા માટે અમુક પ્રદેશ દુશ્મનોને હવાલે કરી દઈને આપણે પીછેહઠ કરવી પડે. યુદ્ધનીતિ અને રાજકારણ કલ્પી શકાય એટલી તીવ્ર ઘૃણાજનક સુલેહ સૂચિત કરે છે. આ કાર્યનીતિને આપણે એક વાર સમજી લઈએ એટલે આપણા બધા જ મતભેદો અદૃશ્ય થઈ જશે.

સંક્ષિપ્ત અહેવાલ
૧૯૧૮ના માર્ચની ૧૯(૬) તારીખે પ્રકાશિત
સંપૂર્ણ અહેવાલ ૧૯૨૮માં પ્રકાશિત

## સેંટ્રલ કમિટીના સભ્યો બનવાના "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના ઈનકાર સંબંધી ઠરાવ

કોંગ્રેસનો અભિપ્રાય છે કે પાર્ટીની અંદર વર્તમાન સમયે પ્રવર્તિત પરિસ્થિતિમાં સેંટ્રલ કમિટીમાં દાખલ થવાનો ઈનકાર કરવો એ વિશેષ રૂપે અનિચ્છનીય છે કેમ કે સામાન્ય રૂપે એવો ઈનકાર પાર્ટીની એકતા ઈચ્છનારાઓની બાબતમાં સૈદ્ધાંતિક દૃષ્ટિએ વર્જ્ય છે અને આજની પરિસ્થિતિમાં તે એકતાની ઉપર બમણા ભય સમાન છે.

કોંગ્રેસ ઘોષણા કરે છે કે સેંટ્રલ કમિટીના કોઈ પણ કદમ જોડે સહમત ન થનાર વ્યક્તિ એવા કદમ બાબતની પોતાની જવાબદારીનો અસ્વીકાર સેંટ્રલ કમિટીને તજી દઈને નહિ પણ પોતાની અસંમતિની જાહેરાત દ્વારા કરી શકે છે અને કરવો જોઈએ.

કોંગ્રેસ દૃઢ આશા સેવે છે કે આમજનતાનાં સંગઠનો જોડે મસલત કર્યા પછી સાથીઓ પોતાનાં રાજીનામાં પાછાં ખેંચી લેશે, અને એટલે કોંગ્રેસ રાજીનામાનું નિવેદન લક્ષમાં લીધા વગર જ ચૂંટણીઓ પૂરી કરશે.

લિખિત — ૮ માર્ચ, ૧૯૧૮
પ્રથમ વાર ૧૯૨૮માં પ્રકાશિત

## "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના વર્તન સંબંધી વિવેચના

પોતાને "ઉદ્દામ કોમ્યુનિસ્ટો" કહેવડાવતા કેટલાક સાથીઓએ બ્રેસ્તની સુલેહ થયા પછી પાર્ટીની અંદર "વિરોધી દળ"ની સ્થાપના કરી છે અને તેના પરિણામે તેમની પ્રવૃત્તિ વધારે ને વધારે પ્રમાણમાં પાર્ટીની શિસ્તના તદ્દન બેવફાઈભર્યા અને વર્જ્ય ભંગ તરફ સરકતી જઈ રહી છે.

પાર્ટી કોંગ્રેસે કરેલી નિમણૂક અનુસાર સેંટ્રલ કમિટીનું સભ્યપદ સ્વીકારવાનો કોમરેડ બુખારિને ઇનકાર કર્યો છે.

કોમરેડ સ્મીર્નોવ, ઓબોલેન્સ્કી અને યાકોવલેવાએ લોક-કમિસારો તરીકેનાં અને સર્વોચ્ચ આર્થિક સમિતિના કારોબાર પ્રબંધક તરીકેનાં પદોનાં રાજીનામાં આપી દીધાં છે.

આ બધાં કૃત્યો પાર્ટીની શિસ્તનો ભંગ કરતાં તદ્દન બેવફાઈભર્યાં તેમ જ પાર્ટીના કોમરેડોને અણછાજતાં કૃત્યો છે. એવું વર્તન ઉપરોક્ત સાથીઓએ ઉઠાવેલું ફૂટની દિશાનું કદમ હતું અને છે...*

૮ અને ૧૮ માર્ચ, ૧૯૧૮
દરમિયાન લિખિત
પહેલી વાર ૧૯૨૯માં પ્રકાશિત

---

*હસ્તપ્રત અહીં અટકી જાય છે.—સં.

## આપણા સમયનું મુખ્ય કર્ત્તવ્ય

માતા રશિયા!
તું કંગાલ પણ છે,
અને સમૃદ્ધ પણ છે,
તું સમર્થ પણ છે,
અને નિર્બળ પણ છે![44]

આ દિવસોમાં માનવ ઇતિહાસ અત્યંત મહત્ત્વનો અને અત્યંત મુશ્કેલ વળાંક લઈ રહ્યો છે— મુદ્દલ અતિશયોક્તિ વગર એમ કહી શકાય કે એ વળાંક દુનિયાની મુક્તિ માટે અનહદ અગત્ય ધરાવતો વળાંક છે. એ વળાંક છે યુદ્ધમાંથી શાંતિ તરફનો વળાંક; લૂંટારાઓમાંના સૌથી અધિક બળવાન લૂંટારાએ લૂંટેલી લૂંટના ભાગલા પાડવાની નવી પ્રથાની સ્થાપના કરવા કરોડો મહેનતકશો તથા શોષિતોને કતલખાને મોકલનારા ધાડપાડુઓ વચ્ચેના યુદ્ધમાંથી, મૂડીની ધૂંસરીમાંથી, મુક્તિ મેળવવા કાજે શોષિતોના શોષકો વિરુદ્ધના જંગ તરફનો વળાંક; યાતના, તીવ્ર વેદના, ભૂખમરો અને નામોશીની ઊંડી ખીણમાંથી સામ્યવાદી સમાજના ઝળકતા ભાવિ તરફનો તેમ જ સાર્વજનીન સમૃદ્ધિ અને દીર્ઘાયુ શાંતિ તરફનો વળાંક. એમાં કશું આશ્ચર્ય નથી કે જ્યારે ચોતરફ બધે જૂની વ્યવસ્થા ભયંકર ગર્જના અને કડકડાટ સાથે તૂટીને જમીનદોસ્ત થઈ રહી છે અને તેની સાથે સાથે જ અવર્ણનીય યાતનાઓ વચ્ચે નવી વ્યવસ્થા જન્મ લઈ રહી છે ત્યારે એ તીવ્ર વળાંકનાં તીવ્રતમ બિંદુઓ પર કેટલાક લોકોને માથામાં ચક્કર આવે છે, કેટલાક લોકો હતાશામાં ડૂબી જાય છે, અને ક્યારેક અતિ કટુ બની જતી વાસ્તવિકતામાંથી કેટલાક લોકો મધુર અને લલચામણા વાગાડંબરમાં છુટકારો શોધવા લાગે છે.

ઇતિહાસ જ્યારે સામ્રાજ્યવાદમાંથી સામ્યવાદી ક્રાંતિ તરફ પલટો લઈ રહ્યો છે ત્યારે તેના તીવ્ર વળમાંથી તીવ્રતમ વળોને તદ્દન સ્પષ્ટ રીતે નીરખવાનું અને અત્યંત સજાગ તથા દર્દમય રીતે અનુભવવાનું રશિયાના ભાગ્યમાં આવ્યું છે. થોડાક જ દિવસોના ગાળામાં આપણે રાજાશાહીઓમાંથી જૂનામાં જૂની, અત્યંત સામર્થ્ય ધરાવતી, બર્બર અને પાશવી રાજાશાહીનો વિનાશ કરી નાખ્યો. જેને વટાવતાં બીજા દેશોને દાયકાઓના સમયની જરૂર પડેલી એવી મૂડીવાદીઓ

સાથેના સમાધાનની સંખ્યાબંધ કક્ષાઓને અને નિમ્ન-મૂડીવાદી ભ્રમોને ખંખેરી નાખવાની કક્ષાઓને આપણે થોડાક જ મહિનાઓના ગાળામાં વટાવી દીધી. મૂડીવાદીઓને ઉથલાવી પાડયા પછી આંતરવિગ્રહમાં તેના ખુલ્લા પ્રતીકારને આપણે થોડાક જ સપ્તાહના ગાળામાં કચડી નાખ્યો. બોલ્શેવિઝમની વિજયી કૂચમાં આપણે વિશાળ દેશના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળ્યા. ઝારશાહી અને મૂડીવાદીઓથી પીડિત મહેનતકશ જનસમુદાયોના નિમ્નતમ સ્તરોને આપણે આઝાદી તથા સ્વતંત્ર જીવનની કક્ષા સુધી ઉન્નત કર્યા. મૂડીવાદી-પાર્લમેન્ટરી પ્રજાસત્તાકોમાંના ઉત્તમ પ્રજાસત્તાક કરતાં પણ જે અનંત રીતે ઉચ્ચતર કોટિનું અને અધિક લોકશાહીવાદી છે એવા નવા પ્રકારના રાજય સોવિયેત પ્રજાસત્તાકની આપણે સ્થાપના કરી અને તેને દૃઢીભૂત કર્યું. આપણે સૌથી ગરીબ કિસાનોનું સમર્થન ધરાવતી સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપી અને સમાજવાદી સુધારાઓની વિસ્તૃત રૂપે સંકલ્પિત પ્રથાનો પ્રારંભ કર્યો. કામદારોના પોતાની તાકાતમાંના વિશ્વાસને આપણે જાગ્રત કર્યો અને બધા દેશોના કરોડો કામદારોમાં ઉત્સાહના અગ્નિ પેટાવ્યા. દરેક ઠેકાણે આપણે વિશ્વ કામદાર ક્રાંતિનું આહ્વાન પોકાર્યું. બધા દેશોના સામ્રાજયવાદી ધાડપાડુઓની સામે આપણે પડકાર ફેંક્યો.

પછી થોડાક જ દિવસોમાં એક સામ્રાજયવાદી ધાડપાડુ શસ્ત્રહીનની ઉપર તૂટી પડયો અને તેણે આપણને ભોંય પર પછાડી નાખ્યા. સમયના ટૂંકામાં ટૂંકા ગાળા માટે પણ આપણે પોતાને સામ્રાજયવાદી યુદ્ધના લોખંડી પંજામાંથી જોર કરીને છોડાવી લેવાની હિંમત કરી તેની સજા રૂપે તેણે આપણને માન્યામાં ન આવે એવી જુલમી તથા નામોશીભરી સુલેહ ઉપર સહી કરવાની ફરજ પાડી. એ ધાડપાડુના પોતાના દેશમાં જેમ જેમ તેની સમક્ષ કામદારોની ક્રાંતિનો પડછાયો વધારે અનિષ્ટસૂચક રીતે પથરાતો જાય છે તેમ તેમ તે અધિક વિકરાળતાથી રશિયાને પગ તળે કચડતો જાય છે, ગૂંગળાવતો જાય છે, અને પીંખતો જાય છે.

આપણને "તિલસિત" સુલેહ ઉપર સહી કરવાની ફરજ પાડવામાં આવી હતી. પોતાની જાત સાથે છેતરપિંડી કરવાની આપણને જરાય જરૂર નથી. કડવા તથા અનાવૃત સત્ય ઉપર આપણે હિંમતપૂર્વક સીધી નજર નાખવી જ જોઈએ. પરાજય, ખંડન, ગુલામી અને નામોશીની જે ઊંડી ખીણમાં આપણને હવે ધકેલી દેવામાં આવ્યા છે તેનું છેક તળિયા સુધીનું પૂરેપૂરું માપ આપણે કાઢવું જ જોઈએ. જેટલી વધારે સ્પષ્ટતાથી આપણે એ સમજી લઈએ એટલા

પ્રમાણમાં વધારે દૃઢ, વધારે પોલાદી, અને વધારે જોમદાર થશે આપણો આઝાદી માટેનો નિર્ધાર, ગુલામીમાંથી ફરી વાર સ્વાધીનતા સુધી ઊઠવાની આપણી આકાંક્ષા, અને કોઈ પણ ભોગે એ લક્ષ્ય સિદ્ધ કરવાનો આપણો અડગ નિશ્ચય કે રશિયાની કંગાલ તથા નિર્બળ સ્થિતિનો અંત આવે અને રશિયા શબ્દોના પૂરા અર્થમાં સમર્થ તથા વિપુલ સમૃદ્ધિમાન બને.

અને સમર્થ તથા વિપુલ સમૃદ્ધિમાન તે બની શકે એમ છે કેમ કે આખર આપણી પાસે દરેકની અને બધાની જિંદગીની વિપુલ નહિ તો ઓછામાં ઓછું પૂરી જરૂરિયાતો સંતોષવા માટે પર્યાપ્ત પ્રમાણમાં જગ્યા અને કુદરતી સંપત્તિ હજુ પણ બચી છે. આપણી કુદરતી સંપત્તિમાં, આપણી માનવશક્તિના ભંડારોમાં, અને મહાન ક્રાંતિએ જનતાની સર્જનાત્મક શક્તિઓને જે ભવ્ય આવેગ આપ્યો છે તેમાં, સાચેસાચ સમર્થ અને વિપુલ સમૃદ્ધિમાન રશિયાના સર્જન માટેની સાધનસામગ્રી આપણી પાસે મોજૂદ છે.

જો રશિયા બધી ગમગીનીને અને બધા વાગ્વ્યાપારને દૂર ફગાવી દે, પોતાના દાંત પીસે, પોતાની સમગ્ર તાકાતો એકત્રિત કરે, પોતાનું સંપૂર્ણ જોમ અજમાવે, પોતાના પ્રત્યેક સ્નાયુને સખત બનાવે, અને એટલું સમજી લે કે આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિના જે માર્ગ ઉપર આપણે કદમ માંડયાં છે તે **એકમાત્ર** માર્ગ જ મુક્તિનો માર્ગ છે, તો રશિયા સમર્થ અને વિપુલ સમૃદ્ધિમાન બની જશે. પરાજયોથી નાહિંમત થયા વગર એ માર્ગ ઉપર આગેકૂચ કરીને, એક એક પથ્થર વડે સમાજવાદી સમાજનો દૃઢ પાયો નાખીને અને શિસ્ત તથા આત્મશિસ્ત સ્થાપવા માટે તથા દરેક ઠેકાણે સુસંઘટન, વ્યવસ્થા, કાર્યક્ષમતા, જનતાનાં બધાં પરિબળો વચ્ચે સુસંગત સહકાર, અને ઉત્પાદનના તેમ જ નીપજોની વહેંચણીના પૂરા હિસાબ તથા નિયંત્રણને મક્કમ બનાવવા માટે તનમનથી કામ કરીને—એ છે લશ્કરી તાકાત તથા સમાજવાદી સામર્થ્યને ઘડવાનો માર્ગ.

ગંભીર પરાજય મળતાં આવેશમાં આવી જવાનું કે નિરાશામાં ડૂબી જવાનું સાચા સમાજવાદી માટે અણઘટતું ગણાય. એ વાત સાચી નથી કે અત્યંત જુલમી સુલેહ જેનું પ્રતિનિધિત્વ કરે છે એવું "ગૌરવહીન" (પોલેંડના ઉમરાવોની દૃષ્ટિએ ગૌરવહીન) મૃત્યુ અને નાઉમેદ જંગમાં "બહાદુરીભર્યું" મૃત્યુ એ બેમાંથી એકની પસંદગી કરવાનું જ હવે આપણે માટે બાકી રહ્યું છે. એ સાચું નથી કે "તિલસિત" સુલેહ ઉપર સહી કરીને આપણે આપણા આદર્શો કે આપણા મિત્રો જોડે બેવફાઈ કરી છે. આપણે કશાની કે કોઈની સાથે બેવફાઈ

કરી નથી, આપણે કોઈ જૂઠાણાને નથી તો પવિત્ર ઠરાવ્યું કે નથી તેની ઉપર ઢાંકપછેડો કર્યો, દુર્ભાગ્યમાં આવી પડેલા એક પણ મિત્ર કે સાથીને આપણાથી શક્ય એવી દરેક રીતે અને આપણને ઉપલબ્ધ દરેક વસ્તુ વડે મદદ કરવાનો આપણે ઈનકાર નથી કર્યો. પોતાનું લશ્કર જ્યારે પરાજય પામ્યું હોય કે પછી ડરીને નાસભાગ કરવાની સ્થિતિમાં આવી પડ્યું હોય ત્યારે કોઈ જનરલ લશ્કરના બચેલા હિસ્સાઓને દેશના મધ્ય ભાગમાં પાછા ખેંચી લે કે પછી આખરી હદે એવી પીછેહઠનું અત્યંત જુલમી અને નામોશીભરી સુલેહ વડે રક્ષણ કરે તો એ જનરલ સૈન્યના જે હિસ્સાને મદદ કરવા પોતે તદ્દન અસમર્થ હોય અને જેને દુશ્મનોએ જુદો પાડી નાખ્યો હોય એ હિસ્સા પ્રત્યે દગાખોરીનો ગુનેગાર ન જ ગણાય. જે હજુ પણ બચાવી શકાય એમ હોય તેને બચાવી લેવાનો એકમાત્ર ઉપાય પસંદ કરીને, આંધળા જુગારમાં ફસાવાનો ઈનકાર કરીને, કડવા સત્યને જનતા સમક્ષ સુંદર શણગારમાં રજૂ ન કરીને, "સમય મેળવવા માટે ધરતી જતી કરીને", લશ્કર જો વિઘટન અને હતાશાનો ભોગ બની ગયું હોય તો પોતાનાં દળોને એકત્રિત કરવાનો અને પોતાના લશ્કરને પાછું સરખું થઈ જવાનો અવસર આપે એવી **કોઈ અને પ્રત્યેક** વિશ્રાંતિનો, ટૂંકામાં ટૂંકી વિશ્રાંતિનો પણ, લાભ ઉઠાવીને એવો જનરલ પોતાની ફરજ જ બજાવે છે.

આપણે "તિલસિત" સુલેહ ઉપર સહી કરી છે. ૧૮૦૭માં નેપોલિયન પહેલાએ જ્યારે પ્રશિયાને "તિલસિત" સુલેહ ઉપર સહી કરવાની ફરજ પાડી ત્યારે વિજેતાએ જર્મનોના આખા સૈન્યનો કચ્ચરઘાણ વાળી નાખ્યો, તેમની રાજધાની ઉપર અને બીજાં મોટાં શહેરો ઉપર કબજો કરી લીધો, તે પોતાનું જ પોલીસ દળ લઈ આવ્યો, વિજેતાને અર્થાત્ પોતાને લૂંટફાટનાં નવાં યુદ્ધો માટે સહાયક સૈન્યો પૂરાં પાડવાની પરાજિતને ફરજ પાડી, અને કેટલાંક જર્મન રાજ્યો સાથે બીજાં જર્મન રાજ્યો વિરુદ્ધ સંધિઓ કરીને જર્મનીનું વિભાજન કરી નાખ્યું. અને છતાં, જર્મન જનતા **આવી** સુલેહની સ્થિતિમાં પણ જીવંત રહી, પોતાનાં બળોને એકત્રિત કરવા, ઊઠીને ખડી થવા, અને આઝાદી તથા સ્વાધીનતા હાંસલ કરવા શક્તિમાન પુરવાર થઈ.

વિચાર કરવા શક્તિમાન હોય અને વિચાર કરવા તૈયાર હોય એવા સૌની સમક્ષ તિલસિત સુલેહ (જે એ સમયે જર્મનો ઉપર લાદવામાં આવેલી અનેક જુલમી અને અપમાનકારક સંધિઓમાંની ફક્ત એક હતી) એવા ખયાલમાં સમાયેલ બાલિશતા અને ભોળપણને સ્પષ્ટ રૂપે જાહેર કરી દે છે કે ગમે તેવા સંજોગોમાં જુલમી સુલેહનો અર્થ વિનાશની અતલ ખીણ છે અને યુદ્ધ શૌર્ય

તથા મુક્તિનો પંથ છે. યુદ્ધના યુગો આપણને શીખવે છે કે સુલેહે દળોને નવી લડાઈઓ માટે એકત્રિત કરવાના સાધન અને વિશ્રાંતિ તરીકેની કામગીરી ઈતિહાસમાં અનેક વાર બજાવી છે. તિલસિત સુલેહ જર્મની માટે મોટામાં મોટી નામોશીની ઘટના હતી પરંતુ તેની સાથે સાથે જ તેણે પરમ રાષ્ટ્રીય ઉત્કર્ષ તરફનો વળાંક અંકિત કર્યો. એ વખતે હયાત ઐતિહાસિક પરિસ્થિતિ એ ઉત્કર્ષને **મૂડીવાદી** રાજ્યની દિશા સિવાય બીજો કશો માર્ગ પૂરો પાડી શકે એમ નહોતી. એ વખતે, એકસો કરતાં અધિક વર્ષો પહેલાં, ઈતિહાસનું સર્જન મૂઠીભર ઉમરાવો અને ગણ્યાગાંઠયા મૂડીવાદી મનીષીઓ દ્વારા થતું, જ્યારે કામદાર અને કિસાન લોકસમુદાયો નિદ્રાળુ અને સુષુપ્ત હતા. પરિણામે, એ સમયે ઈતિહાસ અત્યંત ધીરી ગતિએ આગળ ચાલી શકતો હતો.

પરંતુ હવે મૂડીવાદે સંસ્કૃતિને સામાન્ય રૂપે, અને લોકસમુદાયોની સંસ્કૃતિને વિશેષ રૂપે, ખૂબ ઊંચી કક્ષાએ ઉન્નત કરી છે. યુદ્ધે લોકસમુદાયોને હલબલાવી નાખ્યા છે, અકથિત ભયાનકતાઓ અને યાતનાઓ દ્વારા તેમને જાગ્રત કરી દીધા છે. યુદ્ધે ઈતિહાસને આંચકો માર્યો છે અને હવે તે એંજિનની ગતિએ આગળ ધસી રહ્યો છે. ઈતિહાસનું સર્જન હવે લાખો અને કરોડો લોકો દ્વારા સ્વતંત્ર રીતે થઈ રહ્યું છે. મૂડીવાદ હવે સમાજવાદ માટે પરિપક્વ થઈ ગયો છે.

પરિણામસ્વરૂપ, રશિયા હવે જો "તિલસિત" સુલેહમાંથી રાષ્ટ્રીય ઉત્કર્ષમાં, મહાન દેશાભિમાની યુદ્ધમાં, જઈ રહ્યું હોય—અને તે નિર્વિવાદ રીતે એ દિશામાં જઈ રહ્યું છે — તો એ ઉત્કર્ષ માટેનો માર્ગ મૂડીવાદી રાજ્યની દિશામાં નથી પણ આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિની દિશામાં છે. ૧૯૧૭ના ઑક્ટોબર માસની ૨૫મી તારીખથી આપણે સંરક્ષણવાદીઓ છીએ. આપણે "પિતૃભૂમિના સંરક્ષણ"ની તરફેણમાં છીએ; પણ જે દેશાભિમાની યુદ્ધ તરફ આપણે જઈ રહ્યા છીએ એ યુદ્ધ સમાજવાદી પિતૃભૂમિ માટેનું, પિતૃભૂમિ તરીકેના સમાજવાદ માટેનું, સમાજવાદની વિશ્વ સેનાની **એક ટુકડીનું** સ્થાન ધરાવતા સોવિયેત પ્રજાસત્તાક માટેનું યુદ્ધ છે.

"જર્મનોની ઉપર ધિક્કાર વરસાવો, જર્મનોની હત્યા કરો"— એવું હતું અને છે સામાન્ય દેશભક્તિનું અર્થાત્ મૂડીવાદી દેશભક્તિનું સૂત્ર. પણ આપણે કહીએ છીએ: "સામ્રાજ્યવાદી ધાડપાડુઓ ઉપર ધિક્કાર વરસાવો, મૂડીવાદ ઉપર ધિક્કાર વરસાવો, મૂડીવાદનો નાશ કરો"; અને એ જ સમયે આપણે આમ પણ કહીએ છીએ: "જર્મનો પાસેથી શીખો! જર્મન કામદારો સાથેની બંધુભાવી મિત્રતાને વફાદાર રહો! આપણી સહાયે આવવામાં તેમને વાર લાગી

રહી છે. આપણે સમય મેળવી લઈશું, તેમને આવતા જોવા જીવતા રહીશું, અને તેઓ આપણી સહાયે જરૂર **આવશે જ.**"

હા, જર્મનો પાસેથી શીખો! ઈતિહાસ વાંકેચૂકે રસ્તે અને આડેઅવળે મારગે થઈને આગળ વધી રહ્યો છે. એવું બન્યું છે કે ચોક્કસ જર્મનો જ હવે પાશવી સામ્રાજ્યવાદ ઉપરાંત શિસ્ત, સંગઠન, આધુનિક યંત્ર ઉદ્યોગના આધાર ઉપર સુસંગત સહકાર, અને કડક હિસાબ તથા નિયંત્રણના સિદ્ધાંતને મૂર્તિમંત કરે છે.

અને આપણી પાસે બરાબર એનો જ અભાવ છે. બરાબર એ જ આપણે શીખવું જોઈએ. આપણી મહાન ક્રાંતિને વિજયી પ્રારંભ પછી ઉપરાઉપરી કઠોર કસોટીઓમાંથી પસાર થઈને વિજયી અંત સુધી પહોંચવા માટે બરાબર એની જ જરૂર છે. પોતાની કંગાલ અને નિર્બળ હાલતનો અંત આણવા માટે અને અફર રૂપે સમર્થ તથા સમૃદ્ધ બનવા માટે રશિયન સોવિયેત સમાજવાદી પ્રજાસત્તાકને બરાબર એની જ જરૂર છે.

૧૧મી માર્ચ, ૧૯૧૮

અખિલ રશિયન કેંદ્રીય
કાર્યવાહી સમિતિના અખબાર
'ઈઝવેસ્તિયા'નો અંક ૪૬,
૧૨મી માર્ચ, ૧૯૧૮
હસ્તાક્ષર: એન. લેનિન

## સોવિયેતોની અસાધારણ ચોથી અખિલ રશિયન કોંગ્રેસ

## ૧૪—૧૬ માર્ચ, ૧૯૧૮

### ૨

### સુલેહની બહાલી સંબંધી અહેવાલ

### ૧૪ માર્ચ

સાથીઓ, આજે આપણે એક એવા સવાલનું નિરાકરણ કરવાનું છે જે રશિયન ક્રાંતિના વિકાસમાં, અને ફક્ત રશિયન ક્રાંતિના જ નહિ પરંતુ આંતરરાષ્ટ્રીય ક્રાંતિના વિકાસમાં પણ માર્ગપલટો અંકિત કરે છે. સોવિયેત સત્તાના પ્રતિનિધિઓએ બ્રેસ્ત-લિતોવ્સ્ક ખાતે જે સુલેહ કરી છે અને જેને બહાલી આપવાની સોવિયેત સત્તા તમારી પાસે માગણી કરે છે એ ખૂબ આકરી સુલેહની બાબતમાં સાચો નિર્ણય લેવા માટે—આ સવાલનું સાચી રીતે નિરાકરણ કરવા માટે આજે હંમેશ કરતાં વધારે જરૂરી છે કે આપણે માર્ગપલટાના જે બિંદુ પર પહોંચ્યા છીએ તેના ઐતિહાસિક અર્થની સમજણ મેળવીએ, ક્રાંતિના અત્યાર સુધીના વિકાસના મુખ્ય લક્ષણની તેમ જ જે સખત પરાજયોમાંથી તથા આકરી કસોટીઓના ગાળામાંથી આપણે પસાર થયા છીએ તેના મુખ્ય કારણની સમજણ મેળવીએ.

મને લાગે છે તે મુજબ સોવિયેત પાર્ટીઓની[45] અંદર આ સવાલ પરત્વેના મતભેદનું ઉદ્ભવસ્થાન એ છે કે કેટલાક લોકો સામ્રાજ્યવાદને હાથે સોવિયેત પ્રજાસત્તાકના પરાજય વિશેની યોગ્ય અને ઉચિત લાગણીને વધારે પડતી સરળતાથી વશ બની જાય છે, ક્રાંતિની ઐતિહાસિક પરિસ્થિતિઓ વર્તમાન સુલેહના સમય સુધી જે રીતે વિકસિત થઈ છે અને સુલેહ પછી તે આપણને જેવી દેખાય છે તેને ધ્યાનમાં લેવાને બદલે તેઓ વધારે પડતી સહેલાઈથી હતાશાનો ભોગ બની જાય છે, એમ કરવાને બદલે તેઓ ક્રાંતિની કાર્યનીતિના સવાલોના જવાબ પોતાની તાત્કાલિક લાગણીઓના આધારે આપવાની કોશિશ કરે છે. પરંતુ ક્રાંતિઓનો સમગ્ર ઇતિહાસ આપણને શીખવે છે કે આપણે જયારે વર્તમાન સમયે ખાસ કરીને ન કેવળ એક જ આખા દેશમાં, અલબત્ત અતિ

વિશાળ દેશમાં, વિકસી રહેલા, પરંતુ સમગ્ર આંતરરાષ્ટ્રીય સંબંધોને સંડોવતા આંદોલન કે વર્ગસંઘર્ષની જોડે કામ લેવાનું હોય ત્યારે—એવા પ્રસંગમાં આપણે આપણી કાર્યનીતિને સૌપ્રથમ વસ્તુગત પરિસ્થિતિના મૂલ્યાંકન ઉપર આધારિત કરવી જ જોઈએ, અત્યારની ઘડી સુધીના ક્રાંતિના ક્રમની તેમ જ તેમાં આવેલા આટલા દહેશતભર્યા અને આટલા તીવ્ર તથા આપણે માટે આટલા બધા અહિતકારી પલટાના કારણની પૃથક્કરણાત્મક તપાસ કરવી જ જોઈએ.

આપણી ક્રાંતિના વિકાસને આપણે એ દૃષ્ટિબિંદુથી તપાસી જોઈએ તો આપણને સાફ દેખાય છે કે અત્યાર સુધી તે સાપેક્ષ અને મોટે ભાગે કલ્પનાત્મક આત્મનિર્ભરતાના તથા આંતરરાષ્ટ્રીય સંબંધોથી અસ્થાયી સ્વતંત્રતાના ગાળામાંથી પસાર થઈ છે. ૧૯૧૭ના ફેબ્રુઆરીના અંતથી ચાલુ વર્ષના ફેબ્રુઆરીની અગિયારમી તારીખે જર્મન આક્રમણ શરૂ થયું ત્યાં સુધીમાં આપણી ક્રાંતિએ કાપેલો પંથ મુખ્યત્વે સરળ અને ઝડપી સફળતાઓનો પંથ હતો. એ ક્રાંતિના આંતરરાષ્ટ્રીય પાયા પર વિકાસનો આપણે ફક્ત રશિયન ક્રાંતિના વિકાસના દૃષ્ટિબિંદુથી જ અભ્યાસ કરીએ તો આપણને જોવા મળશે કે ગત વર્ષ દરમિયાન આપણે ત્રણ ગાળામાંથી પસાર થયા છીએ. પ્રથમ ગાળા દરમિયાન, ફક્ત નિમ્ન-મૂડીવાદી વર્ગનું જ નહિ પણ મોટા મૂડીવાદી વર્ગનુંયે સમર્થન ધરાવતા રશિયન કામદાર વર્ગે બધા અગ્રગામી વર્ગજાગ્રત અને સક્રિય કિસાનો જોડે મળીને રાજશાહીને થોડા દિવસોમાં જ સાફ કરી નાખી. આ વિસ્મયકારક સફળતા એ હકીકતથી સમજી શકાય છે કે એક તરફ તો રશિયન પ્રજાએ ૧૯૦૫ના અનુભવમાંથી ક્રાંતિકારી લડાયક શક્તિઓનો મોટો સંચય કર્યો હતો અને બીજી તરફ અત્યંત પછાત એવા રશિયા દેશે યુદ્ધને કારણે બીજા કોઈ પણ દેશ કરતાં વધારે યાતનાઓ વેઠી હતી અને તે વિશેષ રૂપે વહેલા સમયે એવી કક્ષાએ પહોંચી ગયો હતો જ્યારે પુરાણા રાજ્યશાસન હેઠળ લડાઈ ચાલુ રાખવાનું તદ્દન અશક્ય બની ગયું હતું.

નવા સંગઠનનું—કામદારો, સૈનિકો અને કિસાનોના પ્રતિનિધિઓની સોવિયેતોનું—સર્જન થયું ત્યારે એ ટૂંકી ઝંઝાવાતી સફળતાઓની પાછળ પાછળ આપણી ક્રાંતિના સંક્રમણના ગાળાના લાંબા મહિના આવ્યા. સોવિયેતોએ તત્કાળ નબળી બનાવી દીધેલી મૂડીવાદી વર્ગની સરકારને એ ગાળા દરમિયાન તેનું સમર્થન કરતી મેન્શેવિકોની અને સમાજવાદી-ક્રાંતિકારીઓની બાંધછોડિયા નિમ્ન-મૂડીવાદી પાર્ટીઓએ ચાલુ રાખી અને મજબૂત બનાવી. એ સરકાર સામ્રાજ્યવાદી યુદ્ધનું અને સામ્રાજ્યવાદી ગુપ્ત સંધિઓનું સમર્થન કરતી હતી,

કામદાર વર્ગને ઠાલાં વચનો આપ્યે જતી હતી, શબ્દના સાચા અર્થમાં કશું જ કરતી નહોતી, અને આર્થિક પાયમાલીની દશાને ટકાવી રાખતી હતી. આપણે માટે, રશિયન ક્રાંતિ માટે એ લાંબા ગાળા દરમિયાન સોવિયેતોએ પોતાની શક્તિઓ એકત્રિત કરી. રશિયન ક્રાંતિ માટે એ ગાળો લાંબો હતો પરંતુ આંતરરાષ્ટ્રીય દૃષ્ટિબિંદુથી જોતાં તે ટૂંકો હતો કેમ કે મોટા ભાગના ઉન્નત દેશોમાં નિમ્ન-મૂડીવાદી ભ્રમણાઓથી મુક્ત થવાનો ગાળો, વિવિધ પાર્ટીઓ તથા જૂથો અને વહેણો દ્વારા બાંધછોડ કરી લેવાનો ગાળો, મહિનાઓનો નહિ પણ લાંબા લાંબા દાયકાઓનો રહ્યો હતો. ૨૦મી એપ્રિલથી લઈને કેરેન્સ્કીએ જૂનમાં સામ્રાજયવાદી યુદ્ધ ફરી શરૂ કર્યું (તેણે ગુપ્ત સામ્રાજયવાદી સંધિ ખીસામાં રાખી મૂકી હતી) ત્યાં સુધીનો સમય વિસ્તાર નિર્ણાયક હતો. આ બીજા ગાળામાં જુલાઈના પરાજયનો અને કોર્નીલોવના બંડનો સમાવેશ થયો હતો. ફક્ત આમસંઘર્ષના અનુભવ દ્વારા જ, કામદાર વર્ગ અને કિસાન સમુદાયો જયારે શિખામણોમાંથી નહિ પરંતુ ખુદ પોતાના અનુભવમાંથી સમજ્યા કે નિમ્ન-મૂડીવાદી બાંધછોડો વ્યર્થ છે ત્યારે જ, લાંબા રાજકીય વિકાસ પછી જ, લાંબી તૈયારીઓ બાદ અને પાર્ટીનાં જૂથોની વૃત્તિઓમાં તેમ જ તેમના વિચારોમાં પરિવર્તનો આવ્યાં ત્યાર પછી જ, ઑક્ટોબર ક્રાંતિની ભૂમિકા તૈયાર થઈ હતી. રશિયન ક્રાંતિ પોતાની પ્રાથમિક કક્ષાના, વિશ્વક્રાંતિથી એકલતા અથવા અસ્થાયી અલગતાની કક્ષાના, ત્રીજા ગાળામાં ત્યારે જ દાખલ થઈ.

આ ત્રીજો અથવા ઑક્ટોબરનો ગાળો, સંગઠનનો ગાળો, સૌથી વધારે મુશ્કેલ ગાળો હતો. પરંતુ સાથે સાથે જ તે મોટામાં મોટા અને અત્યંત ઝડપી વિજયોનો ગાળો પણ હતો. ઑક્ટોબર પછી આપણી ક્રાંતિ—સત્તાને ક્રાંતિકારી સર્વહારા વર્ગના હાથમાં મૂકનાર, સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપનાર, અને તેને માટે સર્વહારા વર્ગની તેમ જ ગરીબ કિસાનપ્રજાની વ્યાપક બહુસંખ્યાનો ટેકો મેળવનાર ક્રાંતિ—ઑક્ટોબર પછી આપણી એ ક્રાંતિ વિજયકૂચ કરતી આગળ ધપી. સમગ્ર રશિયામાં આંતરવિગ્રહ શરૂ થઈ ગયો. એ આંતરવિગ્રહે શોષકો, જમીનદારો, તથા મૂડીવાદી વર્ગના પ્રતીકારનું રૂપ ધારણ કર્યું. એ પ્રતીકારને સામ્રાજયવાદી મૂડીવાદી વર્ગના એક હિસ્સાનો ટેકો હતો.

આંતરવિગ્રહ ફાટી નીકળ્યો અને તેમાં સોવિયેત સત્તાના તેમ જ કામગાર અને શોષિત લોકસમુદાયોના દુશ્મનોનાં બળો નિર્માલ્ય સાબિત થઈ ગયાં. સોવિયેત સત્તા માટે આંતરવિગ્રહ અણથંભ વિજયયાત્રા બની ગયો કેમ કે સોવિયેત સત્તાના વિરોધીઓ— શોષકો, જમીનદારો અને મૂડીવાદી વર્ગ—કોઈ જાતનો

રાજકીય કે આર્થિક ટેકો નહોતા ધરાવતા. અને તેમના હુમલાઓ ફસકી પડયા. તેમની વિરુદ્ધના સંઘર્ષનું સ્વરૂપ જેટલું આંદોલનનું હતું એટલું લશ્કરી કદમનું નહોતું. કામગાર કઝ્ઝાકો સુદ્ધાં એક પછી એક વિભાગે અને એક પછી એક લોકસમુદાયે પોતાને સોવિયેત સત્તાથી દૂર ખેંચી જવાની કોશિશ કરતા શોષકોને તજી દીધા.

સર્વહારા વર્ગની સરમુખત્યારીની તથા સોવિયેત સત્તાની વિજયી ફતેહયાત્રાની આગેકૂચનો ગાળો કે જ્યારે રશિયાની કામગાર અને શોષિત જનતાના વિશાળ સમુદાયો ચોક્કસ અને અપરિવર્તનીય રૂપે સોવિયેત સત્તાને પક્ષે ખેંચાઈ ગયા હતા—એવો ગાળો રશિયન ક્રાંતિના વિકાસના આખરી તથા ઉચ્ચતમ બિંદુ સમાન બની રહ્યો. ક્રાંતિ એ પૂરા વખત દરમિયાન દેખીતી રીતે વિશ્વ-સામ્રાજ્યવાદથી સ્વતંત્ર રીતે પ્રગતિ સાધી રહી હતી. એ જ કારણે અત્યંત પછાત અને ૧૯૦૫ના અનુભવથી ક્રાંતિ માટે અત્યંત તૈયાર બનેલો દેશ એક પછી એક વર્ગને ઝડપથી, સહેલાઈથી અને પદ્ધતિસર સત્તાસ્થાને બેસાડવા શક્તિમાન થયો, વિવિધ રાજકીય સંયોજનોનો એક પછી એક અંત આણતો ગયો, અને આખરે એવી રાજકીય રચનાએ પહોંચ્યો કે જે ફક્ત રશિયન ક્રાંતિમાં જ નહિ પણ પશ્ચિમ યુરોપિયન કામદાર-ક્રાંતિઓમાં પણ આખરી શબ્દ સમાન છે, કેમ કે સોવિયેત સત્તાનું રશિયામાં દૃઢીકરણ થયું છે અને તે કામગાર તથા શોષિત જનતાની સંપૂર્ણ હમદર્દી જીતી શકી છે તે એ કારણસર કે તેણે ઉત્પીડનના સાધન સમા પુરાણા રાજ્યતંત્રનો નાશ કરી નાખ્યો છે અને નવા તેમ જ ઉચ્ચતર રૂપ ધરાવતા એવા રાજ્યના પાયા નાખ્યા છે જેનો પૂર્વાદર્શ પેરિસ કોમ્યુનમાં હતો. કોમ્યુને પુરાણા રાજ્યતંત્રનો નાશ કરી નાખ્યો હતો અને તેને સ્થાને લોકસમુદાયોનું પોતાનું સશસ્ત્ર દળ સ્થાપ્યું હતું, મૂડીવાદી સંસદીય લોકશાહીને સ્થાને કામગાર જનતાની એવી લોકશાહીની સ્થાપના કરી હતી જેમાંથી શોષકોને બકાત રાખવામાં આવ્યા હતા અને જેણે શોષકોના પ્રતીકારને પદ્ધતિસર દબાવી દીધો હતો.

આ ગાળા દરમિયાન રશિયન ક્રાંતિએ એમ જ કરેલું અને એટલે જ રશિયન ક્રાંતિની એક નાનકડી મોખરાની હરોળ એવી છાપ ધરાવે છે કે આ ઝડપી વિજયી આગેકૂચ અધિક વિજયો મેળવતી જારી રહેશે એવી અપેક્ષા રાખી શકાય. તેઓ બરાબર એ બાબતમાં જ ભૂલ કરે છે કેમ કે રશિયન ક્રાંતિ જ્યારે વિકાસ પામી રહી હતી અને રશિયામાં રાજ્યસત્તાને જ્યારે એક પછી બીજા વર્ગના હાથમાં સોંપતી હતી અને ફક્ત રશિયાની સીમાઓની અંદર જ

વર્ગીય બાંધછોડનો અંત આણતી હતી એ ગાળો ઐતિહાસિક રીતે માત્ર એ કારણે જ અસ્તિત્વમાં આવી શક્યો કે વિશ્વ-સામ્રાજયવાદના ધાડપાડુ રાક્ષસોના સોવિયેત સત્તા વિરુદ્ધના ધસારાને થોડા વખત પૂરતો અટકાવી દેવામાં આવ્યો હતો. જે ક્રાંતિએ રાજશાહીને થોડાક જ દિવસોમાં ઉથલાવી પાડી, મૂડીવાદી વર્ગ જોડે બાંધછોડની બધી શક્યતાઓને થોડાક જ મહિનાઓમાં ખતમ કરી નાખી, અને થોડાંક અઠવાડિયાંના આંતરવિગ્રહમાં મૂડીવાદી વર્ગના પ્રતીકારને શમાવી દીધો એ ક્રાંતિ, સમાજવાદી પ્રજાસત્તાકની ક્રાંતિ, સામ્રાજયવાદી સત્તાની જોડાજોડ, આંતરરાષ્ટ્રીય ધાડપાડુઓની વચમાં, આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદનાં જંગલી જનાવરોની વચમાં, ત્યાં સુધી જ સહીસલામત રહી શકી જ્યાં સુધી અરસપરસ જીવલેણ સંઘર્ષમાં જકડાઈ ગયેલો મૂડીવાદી વર્ગ રશિયા વિરુદ્ધના પોતાના સંઘર્ષમાં શિથિલ પડી ગયો હતો.

અને પછી એ ગાળો શરૂ થયો જેને આપણે આટલી ઉત્કટતાથી અનુભવીએ છીએ અને આપણી નજર સામે જ જોઈએ છીએ, રશિયન ક્રાંતિ માટે વિનાશકારી પરાજયો તથા સખત કસોટીઓનો ગાળો શરૂ થયો. આ ગાળામાં ક્રાંતિના દુશ્મનોની વિરુદ્ધનો ગતિશીલ, સીધો અને ખુલ્લો આક્રમક ધસારો પૂરો થઈ ગયો છે અને તેને બદલે આપણે વિનાશકારી પરાજયો અનુભવી રહ્યા છીએ અને આપણા કરતાં અપરિમિત રીતે વધારે મોટાં બળો આગળ આપણે પીછેહઠ કરવી પડે છે, આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદ અને ધિરાણ મૂડીની આગળ આપણે પીછેહઠ કરવી પડે છે, એવી લશ્કરી તાકાતની આગળ આપણે પીછેહઠ કરવી પડે છે જેને આધુનિક હથિયારો અને સંગઠન ધરાવતા મૂડીવાદી વર્ગે લૂંટફાટ, ઉત્પીડન તથા નાનાં રાષ્ટ્રોના શ્વાસ-રૂંધન અર્થે આપણી વિરુદ્ધ એકત્રિત કરી છે. આપણે આપણાં બળોને તેમનાં બળો સમાન કરવા બાબત વિચાર કરવો પડયો, આપણે અનહદ મુશ્કેલીભર્યું કર્ત્તવ્ય ઉઠાવી લેવું પડયું. જેના પ્રત્યે ગંભીર લક્ષ આપવાની જરૂર નહોતી પડી એવા રોમાનોવ અને કેરેન્સ્કી કરતાં જુદા જ પ્રકારના દુશ્મનો સાથે સીધી બાથ ભીડવાનું કર્ત્તવ્ય આપણે ઉઠાવી લેવું પડયું. આપણે આંતરરાષ્ટ્રીય મૂડીવાદી વર્ગનાં બળોનો મુકાબલો કરવો પડયો, તેની સમગ્ર સામ્રાજયવાદી લશ્કરી તાકાતનો મુકાબલો કરવો પડયો, આપણે વિશ્વ-વ્યાપી ધાડપાડુઓની સામે કમ્મર કસીને ખડા રહેવું પડયું. આંતરરાષ્ટ્રીય સમાજવાદી સર્વહારા વર્ગ તરફથી મળનારી મદદમાં થયેલા વિલંબને કારણે સ્વાભાવિક રીતે જ આપણને એકલાને એ બળો સાથે બાથ ભીડવી પડી અને આપણે વિનાશકારી પરાજયનો ભોગ બની ગયા.

અને આ યુગ વિનાશકારી પરાજયોનો યુગ છે, પીછેહઠનો યુગ છે, એવો યુગ છે જેમાં આપણે સામ્રાજયવાદની આગળ પીછેહઠ કરીને કાંઈ નહિ તો આપણી સ્થિતિના એક નાનકડા ભાગને તો બચાવી જ લેવો જોઈએ અને એવા વખતની વાટ જોવી જોઈએ જયારે સામાન્ય રૂપે દુનિયાની પરિસ્થિતિમાં પરિવર્તનો આવે, જયારે યુરોપિયન સર્વહારા વર્ગનાં એવાં બળો આવી પહોંચે કે જે અસ્તિત્વમાં જરૂર છે જ અને વિકસિત થઈ રહ્યાં છે પણ પોતાના દુશ્મનોને આપણા જેટલી સહેલાઈથી પતાવી નાખી શક્યા નથી. રશિયન ક્રાંતિ માટે શરૂઆત કરવાનું સહેલું હતું પણ આગળ કદમ ઉઠાવવાનું મુશ્કેલ હતું એ વાતનું વિસ્મરણ ભારે મોટી ભ્રાંતિ ગણાશે, ભારે મોટી ભૂલ ગણાશે. એ અનિવાર્ય હતું કેમ કે આપણે અત્યંત પછાત અને અત્યંત સડી ગયેલી રાજકીય પદ્ધતિથી શરૂઆત કરવાની હતી. યુરોપિયન ક્રાંતિને મૂડીવાદી વર્ગની વિરુદ્ધ શરૂઆત કરવી પડશે, ઘણા વધારે ગંભીર દુશ્મનની વિરુદ્ધ અને અનહદ અધિક મુશ્કેલ સંજોગોમાં શરૂઆત કરવી પડશે. યુરોપિયન ક્રાંતિની શરૂઆત ઘણી વધારે મુશ્કેલ બનશે. આપણે જોઈએ છીએ કે ક્રાંતિને અવરોધી રાખતી પદ્ધતિમાં પહેલું ગાબડું પાડવાનું અનહદ અધિક મુશ્કેલ છે. બીજી અને ત્રીજી કક્ષાએ આગળ વધવાનું યુરોપિયન ક્રાંતિ માટે ઘણું વધારે સહેલું બનશે. વર્તમાન સમયે દુનિયામાં ક્રાંતિકારી અને પ્રત્યાઘાતી વર્ગોનાં બળોની જે સ્થિતિ છે તેમાં એથી ભિન્ન કશું બની શકે જ નહિ. વર્તમાન પરિસ્થિતિને, ક્રાંતિની અત્યંત ગંભીર સ્થિતિને, ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી નહિ પણ પોતાની જ લાગણીઓ તથા પોતાની રીસના દૃષ્ટિબિંદુથી નિહાળતા લોકો ઘટનાઓમાં આવેલા આ મુખ્ય પલટા પ્રત્યે હંમેશાં નજરચૂક કરતા હોય છે. ઐતિહાસિક અનુભવ આપણને શીખવે છે કે હંમેશાં બધી ક્રાંતિઓમાં જયારે ક્રાંતિ ઝડપી વિજયમાંથી સખત પરાજયોમાં એકાએક પલટો લેતી હોય છે એવે વખતે એક એવા નકલી-ક્રાંતિકારી પ્રલાપનો ગાળો આવે જ છે જે ક્રાંતિના વિકાસને અચૂક અત્યંત ભારે હાનિ પહોંચાડે છે. અને એટલે, સાથીઓ, આપણી કાર્યનીતિનું સાચું મૂલ્યાંકન આપણે ત્યારે જ કરી શકીશું જયારે આપણે ઘટનાઓમાં આવેલા એ પલટા બાબત વિચાર કરવાનું શરૂ કરીશું જેણે આપણને ઝડપી, સરળ અને સંપૂર્ણ વિજયોમાંથી ગંભીર પરાજયોમાં પાછા ફગાવી દીધા છે. આ એક અત્યંત મુશ્કેલ અને અત્યંત ગંભીર સવાલ છે જે ક્રાંતિના વિકાસમાં વર્તમાન સમયે આવેલા વળાંકમાંથી ઉદ્ભવ્યો છે, અર્થાત્ દેશની અંદર સરળ વિજયોમાંથી દેશની બહાર અસાધારણ રૂપે સખત પરાજયોમાં લઈ જતા

વળાંકમાંથી ઉદ્‌ભવ્યો છે. આ વળાંક વિશ્વક્રાંતિમાં પણ વળાંક છે, અર્થાત્ રશિયન ક્રાંતિ દ્વારા પ્રચાર તથા આંદોલનના અને સામ્રાજ્યવાદ દ્વારા વખતની વાટ જોઈને બેસવાના ગાળામાંથી સામ્રાજ્યવાદ દ્વારા સોવિયેત સત્તાની ઉપર આક્રમક હુમલાના ગાળામાં લઈ જતો વળાંક છે. આ વળાંક સમગ્ર પશ્ચિમ યુરોપના આંતરરાષ્ટ્રીય આંદોલનની સમક્ષ એક ખાસ રૂપે મુશ્કેલ અને તીવ્ર સવાલ પેશ કરે છે. પરિસ્થિતિના આ ઐતિહાસિક પાસાની આપણે અવગણના ન કરવી હોય તો સમજવાની કોશિશ કરવી જ રહી કે હાલની અત્યંત આકરી, અથવા કહેવામાં આવે છે તેમ ભૂંડી, સુલેહના સવાલમાં રશિયાનાં પાયાનાં હિતો કેવી રીતે સાકાર થયાં.

એ સુલેહનો સ્વીકાર કરવાની જરૂરિયાત સમજવાનો ઇનકાર કરનારાઓની વિરુદ્ધ દલીલ કરતી વેળા મારે ઘણી વાર એવા નિવેદનનો સામનો કરવો પડયો છે કે સુલેહ કરવાનો ખયાલ તો ફક્ત થાકીને લોથ થઈ ગયેલા કિસાન સમુદાયો, વર્ગચ્યુત સૈનિકો, વગેરેનાં જ હિતોને વ્યક્ત કરે છે. જ્યારે હું એવાં નિવેદનો સાંભળું છું, જ્યારે હું એવી વાતોના ઉલ્લેખો સાંભળું છું, ત્યારે મને હંમેશાં હેરત ઊપજે છે કે સાથીઓ — માત્ર ખુલાસાઓ શોધવા પૂરતા જ પોતાને મર્યાદિત રાખતા લોકો — રાષ્ટ્રીય વિકાસના વર્ગીય પાસાને ભૂલી જાય છે. સત્તા હાથમાં લઈ લેતી વેળા સર્વહારા વર્ગની પાર્ટીએ સર્વહારા વર્ગ અને અર્ધ-સર્વહારા વર્ગ, અર્થાત્ ગરીબ કિસાનપ્રજા, અર્થાત્ રશિયાની કિસાનપ્રજાની બહુસંખ્યા, વચ્ચેની એકસંપીને જ જાણે કેમ ગણતરીમાં લીધી જ ન હોય, જાણે કેમ એ વાતની તેને ખબર જ ન રહી હોય કે ફક્ત એવી એકસંપી જ રશિયાના શાસનનું કાર્ય સોવિયેતોની ક્રાંતિકારી સત્તાને હવાલે કરી દઈ શકશે, બહુમતીની સત્તાને હવાલે કરી દઈ શકશે, જનતાની સાચી બહુમતીને હવાલે કરી દઈ શકશે, અને એવી એકસંપી વગર સત્તા સ્થાપવાનો કોઈ પણ પ્રયાસ, ખાસ કરીને ઇતિહાસના મુશ્કેલ વળાંકો પર, નિરર્થક જ ગણાશે. જાણે કેમ આપણે બધાએ સ્વીકારેલા આ સત્યને અમે હવે તજી દઈ શકીએ એમ હોઈએ અને આપણી જાતને કિસાનપ્રજાની થાકીને લોથપોથ થઈ ગયેલી હાલતના તથા વર્ગચ્યુત સૈનિકોના ધૃણાજનક ઉલ્લેખ પૂરતા મર્યાદિત રાખી શકીએ એમ હોઈએ. કિસાનપ્રજાની થાકીને લોથપોથ હાલતની બાબતમાં અને વર્ગચ્યુત સૈનિકોની બાબતમાં અમારે કહેવું જ જોઈએ કે દેશ પ્રતીકાર કરશે જ, અને ગરીબ કિસાનો એટલા પ્રમાણમાં જ પ્રતીકાર કરી શકશે જેટલા પ્રમાણમાં તેઓ પોતાનાં બળોને સંઘર્ષ પ્રત્યે સંચાલિત કરી શકશે.

ઑક્ટોબરમાં જ્યારે આપણે સત્તા હાથમાં લઈ લેવાની અણિ ઉપર હતા ત્યારે વાત સાફ હતી કે ઘટનાઓ અનિવાર્ય રૂપે એ દિશામાં લઈ જઈ રહી છે, સોવિયેતોમાં બોલ્શેવિઝમની તરફેણમાં આવેલો પલટો સમગ્ર દેશમાં આવેલા પલટાને નિર્દેશિત કરે છે, અને બોલ્શેવિકોએ અનિવાર્ય રૂપે સત્તા પોતાના હાથમાં લઈ લેવી જ જોઈએ. આ વાત સમજી લઈને અમે જ્યારે ઑક્ટોબરમાં સત્તા અમારા હાથમાં લઈ લીધી ત્યારે અમે અમને પોતાને તેમ જ બધા લોકોને સાફ સાફ અને અસંદિગ્ધ રીતે કહેલું કે આ તો સત્તાનો સર્વહારા વર્ગ તથા ગરીબ કિસાનપ્રજાના હાથમાં પલટો છે, કિસાનપ્રજા તેને ટેકો આપશે — તમે પોતે જ જાણો છો તેમ શાંતિ માટેના તેના સક્રિય સંઘર્ષમાં અને મોટી ધિરાણ મૂડીની વિરુદ્ધ લડત જારી રાખવાની તેની તત્પરતામાં તેને ટેકો આપશે — એ વાતની સર્વહારા વર્ગને ખબર હતી. આ બાબતમાં અમે મુદ્દલ ભૂલ કરતા નથી, અને વર્ગબળો તથા વર્ગસ્થિતિઓના ખયાલને વળગી રહેનાર કોઈ પણ માણસ એ નિર્વિવાદ સત્યથી છટકી શકે જ નહિ કે નાના કિસાનોના એક દેશને, યુરોપિયન અને વિશ્વક્રાંતિ માટે ઘણો ફાળો આપનારા દેશને, આપણે એવી મુશ્કેલ પરિસ્થિતિમાં, એવી અધિકતમ મુશ્કેલ પરિસ્થિતિમાં, સંઘર્ષ જારી રાખવાનું ન જ કહી શકીએ કે જ્યારે પશ્ચિમ યુરોપિયન સર્વહારા વર્ગની મદદ આવવામાં નિસ્સંદેહ વિલંબ થયો જ છે, જોકે હડતાલો વગેરે હકીકતો બતાવે છે તેમ એ મદદ આવી રહી છે એમાં જરા પણ શંકા નથી. એટલે જ હું કહું છું કે કિસાન સમુદાયોની લોથપોથ હાલત વગેરે વિશેના આવા ઉલ્લેખો એ લોકો જ કરે છે જેમની પાસે દલીલો મુદ્દલ હોતી જ નથી અને આવી દલીલોને શોધતી વેળા જેઓ તદ્દન લાચારીની હાલતમાં હોય છે તથા વર્ગસંબંધોને પૂરા સમગ્ર રૂપમાં સમજવા સાવ અશક્ત હોય છે, સર્વહારા વર્ગની ક્રાંતિ અને કિસાન સમુદાયો વચ્ચેના સંબંધોને સમજવા સાવ અશક્ત હોય છે. ઇતિહાસમાં આવતા પ્રત્યેક વળાંકની વેળાએ આપણે અલગ અલગ ઉદાહરણો અને અલગ અલગ બાબતોની પસંદગી કરવાને બદલે વર્ગસંબંધોનું સમગ્ર રૂપે મૂલ્યાંકન કરીએ, બધા વર્ગોના સંબંધોનું મૂલ્યાંકન કરીએ, ત્યારે જ આપણે આપણી જાતને વાસ્તવિક હકીકતોના પૃથક્કરણ દ્વારા દૃઢ રીતે સમર્થિત અનુભવ કરી શકીએ. હું પૂરી રીતે સમજું છું કે આજે જ્યારે ક્રાંતિકારી યુદ્ધ કરવાનું આપણે માટે તદ્દન અશક્ય છે ત્યારે રશિયન મૂડીવાદી વર્ગ આપણને ક્રાંતિકારી યુદ્ધની દિશામાં કદમ માંડવા ઉશ્કેરી રહ્યો છે. મૂડીવાદી વર્ગનાં વર્ગહિતો માટે એ આવશ્યક છે.

એ લોકો જયારે ભૂંડી સુલેહ વિશે ઘાંટા પાડતા હોય છે પણ લશ્કરને હાલની દશામાં કોણ લાવ્યું છે એ બાબત એક પણ શબ્દ બોલતા નથી ત્યારે હું પૂર્ણ રૂપે સમજું છું કે 'દેલો નારોદા'વાળા લોકો, ત્સેરેતેલી અને ચેર્નોવની છાપના મેન્શેવિકો તથા તેમના ખાંધિયાઓ **(તાળીઓ)** સાથે મળીને મૂડીવાદી વર્ગ જ—હું ખૂબ સારી રીતે સમજું છું કે મૂડીવાદી વર્ગ જ ક્રાંતિકારી યુદ્ધ વિશે દેકારા કરી રહ્યો છે. તેમનાં વર્ગહિતો એ બાબતની માગણી કરે છે, સોવિયેત સત્તા ખોટું કદમ ઉઠાવે એ જોવાની તેમની ઉત્સુકતા એ બાબતની માગણી કરે છે. એ વાતમાં આશ્ચર્ય જેવું કશું જ નથી કે આવો દેકારો એવા લોકો તરફથી કરવામાં આવે છે જે એક તરફ તો પોતાનાં અખબારોનાં પાનાં પ્રતિક્રાંતિકારી લખાણોથી ચીતરતા હોય છે... (**અવાજો:** "એ બધાંને દબાવી દેવામાં આવ્યાં છે!") દુર્ભાગ્યે હજુ બધાંને દબાવી દેવામાં નથી આવ્યાં, પણ અમે એ બધાંને બંધ કરી જ દઈશું. **(તાળીઓ.)** મારે એવા સર્વહારા વર્ગને જોવો છે જે મૂડીવાદી વર્ગના સમર્થક અને મળતિયા પ્રતિક્રાંતિકારીઓને સંપત્તિની ઈજારદારીનો ઉપયોગ પોતાના મૂડીવાદી અફીણ વડે જનતાને મદહોશ બનાવવા માટે કરવાનું ચાલુ રાખવા દે. એવો કોઈ સર્વહારા વર્ગ અસ્તિત્વમાં છે જ નહિ. **(તાળીઓ.)**

બેશક, હું સમજું છું કે એ પ્રકાશનોમાં ભૂંડી સુલેહ વિશે બરાડા, ધુરકિયાં અને ચીસો સિવાય બીજું કશું નથી આવતું, હું સંપૂર્ણ રીતે સમજું છું કે આ ક્રાંતિકારી યુદ્ધની તરફેણ કરનારા— કેડેટોથી[46] માંડીને મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓ સુધીના—એ જ લોકો છે જે ધસી આવતા જર્મનોને મળે છે અને ફતેહના જોશમાં કહે છે કે જુઓ જર્મનો આવી પહોંચ્યા છે, અને પછી જર્મન સામ્રાજયવાદી આક્રમકોએ કબજે કરી લીધેલી જગ્યાઓમાં પોતાના અફસરોને વળી પાછા લશ્કરી બિલ્લા પહેરીને અકડાઈથી આંટાફેરા કરવા દે છે. અરે ના, એ મૂડીવાદીઓને, દુશ્મનના મળતિયાઓને, ક્રાંતિકારી યુદ્ધનો ઉપદેશ આપતા જોઈને મને જરા સરખું પણ આશ્ચર્ય થતું નથી. એ લોકો ઈચ્છે છે કે સોવિયેત સત્તા જાળમાં સપડાઈ જાય. એ મૂડીવાદીઓ અને દુશ્મનના મળતિયાઓએ પોતાની બાજી છતી કરી દીધી છે. આપણે તેમને જોયા છે અને જીવતા નમૂનાઓને હજુ પણ જોઈ શકીએ છીએ, આપણે જાણીએ છીએ કે ઉક્રાઈનામાં ઉક્રાઈનિયન કેરેન્સ્કીઓ, ઉક્રાઈનિયન ચેર્નોવો અને ઉક્રાઈનિયન ત્સેરેતેલીઓ હયાત છે—એ રહ્યા, પેલા બધા વિન્નિચેન્કાઓ એવા જ છે. એ સજ્જનોએ, ઉક્રાઈનિયન કેરેન્સ્કીઓ તથા ચેર્નોવો અને ત્સેરેતેલીઓએ, જર્મન

સામ્રાજયવાદીઓની જોડે પોતે કરેલી સુલેહને જનતાથી છુપાવી હતી અને આજે તેઓ ઉક્રાઈનામાં સોવિયેત સત્તાને જર્મન બેયોનેટોની મદદ વડે ઉથલાવી પાડવાની કોશિશ કરી રહ્યા છે. એ મૂડીવાદીઓએ અને દુશ્મનના મળતિયાઓ તથા ગોઠિયાઓએ એમ જ કર્યું છે. **(તાળીઓ.)** એ ઉક્રાઈનિયન મૂડીવાદીઓ અને દુશ્મનના મળતિયાઓએ એમ જ કર્યું છે અને તેનો દાખલો તમારી નજર સામે છે. એ લોકોએ પોતાની ગુપ્ત સંધિઓને જનતાથી છુપાવી રાખી હતી અને હજુ છુપાવી રહ્યા છે, એ લોકો જર્મન બેયોનેટોની મદદ વડે સોવિયેત સત્તાની ઉપર હુમલો કરી રહ્યા છે. રશિયન મૂડીવાદી વર્ગ એમ જ ઇચ્છે છે, મૂડીવાદના ખાંધિયાઓ સોવિયેત સત્તાને જાણી જોઈને કે અજાણતાં એવી જ હાલતમાં ધકેલી દેવાની કોશિશ કરી રહ્યા છે. તેઓ જાણે છે કે વર્તમાન ઘડીએ સોવિયેત સત્તા સામ્રાજયવાદના સામર્થ્યની વિરુદ્ધ સામ્રાજ્યવાદી યુદ્ધ કોઈ પણ રીતે માથે લઈ શકે એમ નથી જ. એટલે જ, આવી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં જ, આવી સામાન્ય વર્ગીય પરિસ્થિતિમાં જ, આપણે એવા લોકોની ભૂલની પૂરી ગહનતા સમજી શકીએ કે જેમણે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીની જેમ પોતાને એવા સિદ્ધાંત વડે તણાઈ જવા દીધા છે જે મુશ્કેલીની ઘડીઓમાં બધી ક્રાંતિઓના ઈતિહાસમાં સામાન્ય રહ્યો છે, જે અરધો હતાશાનો અને અરધો ઠાલા પ્રલાપનો સિદ્ધાંત છે. એ સિદ્ધાંત અનુસાર, વાસ્તવિકતાને ઠરેલ બુદ્ધિએ નીરખવાને બદલે અને આંતરિક તથા બાહ્ય દુશ્મનની બાબતમાં ક્રાંતિનાં કર્ત્તવ્યોનું વર્ગ બળોના દૃષ્ટિબિંદુથી મૂલ્યાંકન કરવાને બદલે આપણને એક ગંભીર અને ખૂબ અગત્યની સમસ્યાનો ઉકેલ માત્ર લાગણીઓના પ્રભાવ તળે જ આણવાનું, ફક્ત લાગણીઓના દૃષ્ટિબિંદુથી જ આણવાનું, કહેવામાં આવે છે. સુલેહ માન્યામાં ન આવે એટલી આકરી અને શરમજનક છે. મારાં નિવેદનો અને પ્રવચનોમાં મને તેની સરખામણી તિલસિતની સુલેહ જોડે કરવાના પ્રસંગો સાંપડયા છે જેને વિજેતા નેપોલિયને પ્રશિયન અને જર્મન પ્રજાઓના ભારે પરાજયોની હારમાળા પછી એ પ્રજાઓ ઉપર લાદી હતી. હા, આ સુલેહ અત્યંત ગંભીર પરાજય છે અને સોવિયેત સત્તા માટે નામોશીભરી છે, પરંતુ તેના આધારે અને એટલા પૂરતા જ મર્યાદિત રહીને તમે એક મહાકાય ઐતિહાસિક સમસ્યાનો ઉકેલ આણવાના પ્રયાસમાં જો લાગણીઓ અને અસંતોષ જગાવવાની કોશિશ કરશો તો તમે એવી જ હાસ્યાસ્પદ અને દયાજનક હાલતમાં જઈ પડશો જેમાં એક વાર સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી જઈ પડી હતી **(તાળીઓ)**, ૧૯૦૭માં અમુક બાબતોમાં કેટલેક

અંશે અત્યારની હાલતને મળતી આવતી પરિસ્થિતિમાં એ પાર્ટીએ પણ ક્રાંતિકારીઓની લાગણીઓને અપીલ કરી હતી. એ વખતે, ૧૯૦૬ અને ૧૯૦૭માં, આપણી ક્રાંતિને મળેલા ભારે પરાજયો પછી સ્તોલીપિને આપણી સમક્ષ ત્રીજી દૂમાના નિયમો પેશ કર્યા હતા — એક અત્યંત સડેલી પ્રતિનિધિ સંસ્થામાં કામ કરવાની શરમજનક અને અત્યંત કઠિન શરતો પેશ કરી હતી — અને આપણી પાર્ટીએ આંતરિક દુવિધાના ટૂંકા ગાળા પછી (એ સવાલની બાબતમાં દુવિધા આજના કરતાં વધારે હતી) એ સવાલ વિશે આવો નિર્ણય લીધો હતો: લાગણીઓને વશ થઈ જવાનો આપણને મુદ્દલ અધિકાર નથી. શરમયુક્ત ત્રીજી દૂમા બાબતનો આપણો રોષ અને અસંતોષ ભલે ગમે તેટલો પ્રબળ હોય તોપણ આપણે એ વાતનો સ્વીકાર કરવો જ પડે એમ છે કે આ કોઈ અકસ્માત નહિ પણ એવા વિકસતા વર્ગસંઘર્ષની ઐતિહાસિક આવશ્યકતા છે કે જે જારી રહેવાનું કૌવત નથી ધરાવતો પરંતુ શરમજનક શરતો લાદવામાં આવી હોવા છતાં એવું કૌવત એકત્રિત કરશે. અમારું ધોરણ સાચું સાબિત થયું. જે લોકોએ ક્રાંતિકારી પ્રલાપ દ્વારા અને ઈન્સાફને અપીલો દ્વારા (કેમ કે તેઓ એવી લાગણીઓ વ્યક્ત કરતા હતા જે ત્રણ ગણી ઉચિત હતી) લોકોને આકર્ષવાની કોશિશ કરી તેમને એવો પાઠ ભણાવી દેવામાં આવ્યો કે વિચાર કરવાની શક્તિ અને વિચારો ધરાવતો કોઈ પણ ક્રાંતિકારી તેને કદી નહિ જ ભૂલે.

ક્રાંતિઓ એટલી સરળતાથી આગળ નથી વધતી કે ઝડપી અને સહેલી પ્રગતિ સુનિશ્ચિત બની જાય. એવી કોઈ મહાન ક્રાંતિ કદી થઈ જ નથી, રાષ્ટ્રીય પાયા ઉપર પણ નહિ, કે જેને પરાજયના આકરા સમયનો અનુભવ ન કરવો પડયો હોય. આમ આંદોલનોના તથા ક્રાંતિઓને વિકસાવવાના સવાલ પ્રત્યે ગંભીર ક્રાંતિકારીનું વલણ સુલેહને ભૂંડી અને નામોશીભરી જાહેર કરીને પછી એમ કહેવાનું ન જ હોવું જોઈએ કે પોતે તેને માન્ય કરી શકે એમ નથી. ચળવળિયાં સૂત્રો ટાંકવાનું અને સુલેહને કારણે અમારી ઉપર નિંદા વરસાવવાનું પૂરતું નથી — એ ક્રાંતિનો સુવિદિત કક્કો છે, બધી ક્રાંતિઓનો અનુભવ છે. ૧૯૦૫ના સમયથી આપણો અનુભવ — આપણે જો કોઈ બાબતમાં સમૃદ્ધ હોઈએ તો અનુભવમાં છીએ, રશિયન કામદાર વર્ગ અને કિસાનપ્રજાએ વિશ્વ સમાજવાદી ક્રાંતિ શરૂ કરવાનું અત્યંત મુશ્કેલ અને માનભર્યું કર્ત્તવ્ય પોતાને માથે લીધું છે તેનું કોઈ કારણ હોય તો એ જ કારણ છે કે વિશિષ્ટ ઐતિહાસિક સંજોગોને લીધે રશિયન પ્રજા વીશમી સદીની શરૂઆતમાં બબ્બે ક્રાંતિઓ કરી શકી છે. આપણે એ ક્રાંતિઓના અનુભવમાંથી શીખવાનું છે, આપણે સમજતાં

શીખવાનું છે કે એક દેશ અને બીજા દેશ વચ્ચેનાં વર્ગીય જોડાણોમાં થતાં પરિવર્તનોના અભ્યાસ વડે જ આપણે ચોક્કસ રૂપે સાબિત કરી શકીએ કે આપણે આ ઘડીએ લડાઈ સ્વીકારી લેવાની હાલતમાં નથી જ. આપણે આ બાબતને લક્ષમાં લઈને આપણને પોતાને કહેવાનું છે કે જે કંઈ અવકાશ આપણે મેળવીએ, પછી એ સુલેહ ભલે ગમે તેટલી અસ્થિર અને ગમે તેટલી ટૂંકી તથા આકરી અને નામોશીભરી હોય તોપણ, તે યુદ્ધ કરતાં બહેતર છે કેમ કે એવો અવકાશ લોકસમુદાયોને શ્વાસ ખાવાનો વખત આપશે અને મૂડીવાદી વર્ગે, જ્યાં જ્યાં ઘાંટા પાડવાની તક મળે ત્યાં ત્યાં ઘાંટા પાડી રહેલા તથા ખાસ કરીને દુશ્મનના કબજા હેઠળના પ્રદેશોમાં જર્મનોના રક્ષણ તળે ઘાંટા પાડી રહેલા મૂડીવાદી વર્ગે, કરેલી હાનિને સુધારી લેવાનો આપણને અવસર આપશે. **(તાળીઓ.)**

મૂડીવાદી વર્ગ બરાડા પાડી રહ્યો છે કે લશ્કરના વિઘટન માટે બોલ્શેવિકો જવાબદાર છે, લશ્કર હવે અસ્તિત્વમાં જ નથી અને તેનો દોષ બોલ્શેવિકોને માથે છે. પરંતુ સાથીઓ, આપણે ભૂતકાળ ઉપર એક નજર નાખીએ, આપણે સૌથી પહેલાં તો આપણી ક્રાંતિના વિકાસ ઉપર એક નજર ફેરવીએ. તમે શું નથી જાણતા કે આપણા લશ્કરમાંથી સૈનિકોની નાસભાગની અને આપણા લશ્કરના વિઘટનની શરૂઆત તો ક્રાંતિથી ઘણા વખત પહેલાં, ૧૯૧૬માં, થઈ ગઈ હતી અને જે કોઈએ લશ્કરને જોયું છે તેને એ વાત કબૂલ કરવી પડે એમ છે? અને એમ થતું અટકાવવા માટે આપણા મૂડીવાદી વર્ગે શું કર્યું હતું? શું એ વાત સાફ નથી કે એ વખતે સામ્રાજ્યવાદીઓથી મુક્તિ પામવાની એકમાત્ર તક તેમના હાથમાં હતી? એવી તક માર્ચ અને એપ્રિલ મહિનામાં ઉપસ્થિત થઈ હતી જ્યારે સોવિયેત સંગઠનો ફક્ત હાથ હલાવીને સત્તા મૂડીવાદી વર્ગના હાથમાંથી પોતાના હાથમાં લઈ શક્યાં હોત. એ વખતે જો સોવિયેતોએ સત્તા પોતાના હાથમાં લઈ દીધી હોત, અને મૂડીવાદી તથા નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીઓ તેમ જ સમાજવાદી-ક્રાંતિકારીઓ તથા મેન્શેવિકો કેરેન્સ્કીને જનતા જોડે છળકપટ કરવામાં તથા ગુપ્ત સંધિઓને છુપાવી રાખવામાં અને લશ્કર દ્વારા આક્રમક હુમલો કરાવવામાં મદદ કરવાને બદલે ત્યારે તેઓ લશ્કરની મદદે આવ્યા હોત, તેમણે લશ્કરને શસ્ત્રસરંજામ અને ખોરાક પૂરો પાડયો હોત તથા પિતૃભૂમિને મદદ કરવાની મૂડીવાદી વર્ગને ફરજ પાડી હોત — દગાબાજ ફેરિયાઓની પિતૃભૂમિ નહિ, આમજનતાને કતલ કરી નાખવામાં મદદ કરે એવી સંધિઓની પિતૃભૂમિ નહિ **(તાળીઓ)** — અને પોતે જ તેમાં ભાગ

લીધો હોત, કામદારોની અને સમગ્ર કામગાર જનતાની પિતૃભૂમિને મદદ કરવાની સોવિયેતોએ મૂડીવાદી વર્ગને ફરજ પાડી હોત અને ચીંથરેહાલ ઉઘાડાપગા ભૂખ્યા લશ્કરને મદદ કરી હોત તો કદાચ આપણને દસ મહિનાનો અવકાશ મળ્યો હોત, લશ્કરને આરામ આપવાનો અને તેને માટે સર્વસંમતિનું સમર્થન મેળવી લેવાનો અવકાશ મળ્યો હોત. પરિણામે, લશ્કર મોરચા ઉપરથી એક કદમ પણ ખસ્યા વગર સામાન્ય લોકશાહીવાદી સુલેહની દરખાસ્ત કરી શકાઈ હોત, ગુપ્ત સંધિઓને ફાડી નાખી શકાઈ હોત, અને એક કદમ પણ પીછેહઠ કર્યા વગર મોરચા ઉપર આપણી સ્થિતિ ટકાવી રાખી શકાઈ હોત. એમ થયું હોત તો આપણને એવી સુલેહ કરવાની તક સાંપડી હોત જેને કામદારોએ ખુશીથી ટેકો અને મંજૂરી આપ્યાં હોત. એ થઈ હોત પિતૃભૂમિના— રોમાનોવો અથવા કેરેન્સ્કીઓ કે ચેર્નોવોની પિતૃભૂમિ નહિ, ગુપ્ત સંધિઓની પિતૃભૂમિ નહિ, દગાખોર મૂડીવાદી વર્ગની પિતૃભૂમિ નહિ,—એવી પિતૃભૂમિ નહિ પણ કામગાર જનતાની પિતૃભૂમિના—સંરક્ષણની કાર્યનીતિ. યુદ્ધમાંથી ક્રાંતિમાં સંક્રમણને અને રશિયન ક્રાંતિમાંથી વિશ્વ સમાજવાદમાં સંક્રમણને સખત કસોટીઓનો સમય બનાવી દેવા માટે કોઈ જવાબદાર હોય તો એ લોકો જ છે. એટલે જ, જ્યારે આપણે જાણીએ છીએ કે આપણી પાસે લશ્કર નથી અને આપણે જાણીએ છીએ કે લશ્કરને ટકાવી રાખવાનું અશક્ય બની ગયું હોત ત્યારે ક્રાંતિકારી યુદ્ધ જેવી દરખાસ્તો ઠાલાઠમ પ્રલાપ જેવી જ લાગે છે, અને પરિસ્થિતિના જાણકાર લોકો એ બાબત ધ્યાનમાં લીધા વગર ન જ રહી શકે કે લશ્કરને વિખેરી નાખવા સંબંધી આપણી ડિક્રી કોઈ તરંગ નથી પણ સ્પષ્ટ જરૂરિયાતનું જ પરિણામ છે કેમ કે લશ્કરને ટકાવી રાખવાનું અશક્ય જ બની ગયું હોત. લશ્કરને ટકાવી ન જ રાખી શકાયું હોત. લશ્કર લડી શકે એમ નથી અને લડશે પણ નહિ એમ ઑક્ટોબર ક્રાંતિ પહેલાં જ કહેનારા અફસરની વાત સાચી હતી. એ અફસર બોલ્શેવિક નહોતો. મૂડીવાદી વર્ગ જોડે મહિનાઓ સુધી ચાલેલી સોદાબાજી અને યુદ્ધ ચાલુ રાખવા સંબંધી ભાષણોનું આવું પરિણામ આવ્યું છે. તેને પ્રેરિત કરનાર ઘણા ક્રાંતિકારીઓની અથવા થોડાક ક્રાંતિકારીઓની લાગણીઓ ભલે ગમે એટલી ઉમદા હોય પણ તે એવો ઠાલો ક્રાંતિકારી પ્રલાપ પુરવાર થઈ ગયો કે જે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદના હાથમાં રમકડું બની ગયો અને તેના પરિણામે સામ્રાજ્યવાદ આપણી કાર્યનીતિની અથવા મુત્સદ્દીગીરીની ભૂલ પછી, આપણે બ્રેસ્ત સુલેહ ઉપર સહી ન કરી ત્યાર પછી, ચોક્કસ રૂપે કરી રહ્યો છે તેમ ફરી વાર અગાઉ જેટલી જ અને વધારે લૂંટફાટ

ચલાવી શક્યો. સુલેહનો વિરોધ કરનારાઓને જ્યારે અમે એમ કહ્યું કે આપણને ભલે ગમે એટલા વખતનો અવકાશ મળે પણ એથી તેમને એ વાત સમજાઈ જશે કે લશ્કરને ફરી સરખું કરવું તે અને કામગાર જનતાનાં હિતો બીજી કોઈ પણ બાબત કરતાં અધિક મહત્ત્વ ધરાવે છે અને એ કારણસર સુલેહ કરી લેવી જોઈતી હતી, ત્યારે તેઓ એ વાતને વળગી રહ્યા કે અવકાશ શક્ય જ નહોતો.

પરંતુ આપણી ક્રાંતિએ લોકસમુદાયોમાં નિર્માણની અને સર્જનની ઝંખના જગાવી છે એ કારણસર તે પહેલાંની બધી ક્રાંતિઓથી જુદી પડે છે, અને અધિકતમ અળગાંઆઘેરાં ગામડાંની કામગાર જનતા પણ જાગ્રત થઈ ચૂકી છે, ઝારશાહો અને જમીનદારો તથા મૂડીવાદી વર્ગને હાથે હીણપત, દલિતાવસ્થા અને જુલમમાં જકડી રખાયેલી જનતા જાગ્રત થઈ ચૂકી છે. ગ્રામવિસ્તારોમાં ક્રાંતિનો આરંભ થઈ ગયો હોઈને આ સમય હજુ હવે જ સિદ્ધ થઈ રહેલી અને જીવનની નવી પદ્ધતિનું નિર્માણ કરી રહેલી ક્રાંતિનો સમય છે. અને આ અવકાશને ખાતર, પછી એ ભલે ગમે એટલો ટૂંકો અને નાનો હોય, સુલેહ ઉપર સહી કરવી એ અમારી ફરજ હતી કેમ કે તલવારો ખખડાવીને આપણને લડવાની હાકલ કરનારા મૂડીવાદી લડવૈયાઓનાં હિતો કરતાં કામગાર જનતાનાં હિતોને અમે ઉચ્ચતર સ્થાન આપીએ છીએ. ક્રાંતિ એમ જ શીખવે છે. ક્રાંતિ શીખવે છે કે આપણે જ્યારે મુત્સદ્દીગીરીની ભૂલો કરીએ, આપણે જ્યારે એમ ધારી લઈએ કે જર્મન કામદારો આવતીકાલે જ આપણી મદદે આવી પહોંચશે, આપણે જ્યારે એવી આશા રાખીએ કે લીબ્કનેખ્ત તત્કાળ વિજયી થઈ જશે (અને આપણે જાણીએ છીએ કે એક યા બીજી રીતે લીબ્કનેખ્ત વિજયી જરૂર થશે જ, કામદાર વર્ગના આંદોલનના વિકાસમાં એ અનિવાર્ય છે) (**તાળીઓ**), ત્યારે એનો અર્થ એ જ છે કે કઠિન સમાજવાદી આંદોલનનાં ક્રાંતિકારી સૂત્રોનો ઉપયોગ વગર વિચાર્યે કરવામાં આવે તો એ સૂત્રો ઠાલા પ્રલાપમાં પલટાઈ જાય છે. જર્મનીના સમાજવાદી આંદોલનને સહાય કરવા માટે મોટામાં મોટો ત્યાગ કરવો પડે તોપણ તેનો ઈનકાર કરે એવો કામગાર જનતાનો એક પણ પ્રતિનિધિ ક્યાંય નહિ મળે, એવો એક પણ પ્રમાણિક કામદાર ક્યાંય નહિ મળે, કેમ કે આ બધા વખત દરમિયાન મોરચા ઉપર તે જર્મન સામ્રાજ્યવાદીઓ અને જર્મન શિસ્તથી સંતપ્ત જર્મન સૈનિકો વચ્ચે ભેદ કરતાં શીખ્યો છે અને એ જર્મન સૈનિકોનો મોટો ભાગ આપણા પ્રત્યે હમદર્દી ધરાવે છે. એટલે જ હું કહું છું કે રશિયન ક્રાંતિએ આપણી ભૂલને અમલમાં સુધારી લીધી છે, એ ભૂલને તેણે આપણને અવકાશ આપીને સુધારી લીધી છે. ખૂબ સંભવિત છે કે આ અવકાશ

અત્યંત ટૂંકો હશે, પરંતુ આપણને કાંઈ નહિ તો ટૂંકા અવકાશનો અવસર મળશે જે દરમિયાન થાક અને ભૂખના દુ:ખથી પીડાતું લશ્કર એ હકીકત વિશે સભાન બનશે કે તેને ફરી વાર સ્વસ્થ બનવાની તક આપવામાં આવી છે. અમારાં મનમાં એ વાત સાફ છે કે પુરાણાં સામ્રાજ્યવાદી યુદ્ધોનો સમય હવે પૂરો થઈ ગયો છે અને આપણી ઉપર નવાં યુદ્ધો ફાટી નીકળવાની અધિક ભયાનકતાઓ તોળાઈ રહી છે, પરંતુ યુદ્ધના એવા ગાળાઓ અનેક ઐતિહાસિક યુગોમાં આવ્યા છે અને તે હંમેશાં અંતમાં અત્યંત દારુણ બની ગયા છે. આ વાત પેત્રોગ્રાદ અને મોસ્કોની સભાઓમાં તો સમજાવવી જ જોઈએ પરંતુ તે ઉપરાંત ગ્રામવિસ્તારોના અનેક કરોડ લોકોને પણ સમજાવવી જ જોઈએ, અને મોરચેથી પાછા આવનારા તથા યુદ્ધની ભયાનકતાઓનો અનુભવ કરી ચૂકેલા લોકોનો જે અધિક સુજાણ હિસ્સો ગ્રામવસતિમાં છે તેણે આ વાત ગ્રામજનોને સમજાવવામાં મદદ કરવી જ જોઈએ. કિસાનો અને કામદારોના વિશાળ સમુદાયોને ક્રાંતિકારી મોરચાની આવશ્યકતાની પ્રતીતિ થઈ જ જવી જોઈએ— ત્યારે તેઓ કહેશે કે આપણે સાચું કદમ ઉઠાવ્યું છે.

આપણને કહેવામાં આવે છે કે આપણે ઉક્રાઈના અને ફિન્લૅન્ડને છેહ દીધો છે—કેવી નામોશી! પરંતુ એવી પરિસ્થિતિ ઉત્પન્ન થઈ છે કે જેની સાથે આપણે ક્રાંતિ પહેલાં બિનલેખિત સંધિ કરેલી અને હવે વિધિસરની સંધિ કરી છે એ ફિન્લૅન્ડથી આપણો સંપર્ક કપાઈ ગયો છે. કહેવામાં આવે છે કે જેને ચેર્નોવ, કેરેન્સ્કી અને ત્સેરેતેલી પાયમાલ કરી નાખવાના છે એ ઉક્રાઈના અમે દુશ્મનને હવાલે કરી દીધું છે. કહેવામાં આવે છે કે અમે દેશદ્રોહીઓ છીએ, અમે ઉક્રાઈનાને છેહ દીધો છે! હું કહું છું: સાથીઓ, મેં ક્રાંતિના ઇતિહાસને સારી પેઠે જોયો છે અને પોતાની લાગણીઓને વશ થઈ જનારા તથા સ્પષ્ટ મૂલ્યાંકનની શક્તિ ન ધરાવતા લોકોની દ્વેષી નજરો અને રાડારાડીથી હું અકળામણ અનુભવું એમ નથી. હું તમને એક સાદો દાખલો આપીશ. ધારો કે બે દોસ્તો રાતના વખતે રસ્તે ચાલ્યા જાય છે અને દસ માણસો તેમની ઉપર હુમલો કરે છે. એ બદમાશો એક દોસ્તને નોખો પાડી દે તો બીજાએ શું કરવું? એ મદદ તો આપી શકે નહિ, એટલે જો એ ભાગી જાય તો મિત્રદ્રોહી ગણાય ખરો?* પણ ધારો કે આ બાબત વ્યક્તિઓની અથવા સીધી લાગણીઓના

* છેલ્લું વાક્ય નોંધવામાં ભૂલ થઈ હોય એમ લાગે છે. એ વાક્ય આમ હોવું જોઈએ: "એનાથી મદદ કર્યા વગર રહેવાય જ નહિ, એટલે જો એ ભાગી જાય તો મિત્રદ્રોહી ન ગણાય?" (જુઓ પૃષ્ઠ ૧૧૨).—સં.

સવાલોનું નિરાકરણ થતું હોય એવાં ક્ષેત્રોની નહિ પણ લશ્કરોની છે. બે લાખ સૈનિકો ધરાવતા એક લશ્કરને એક એક લાખ ધરાવતાં પાંચ લશ્કરોએ ઘેરી લીધું છે. ઘેરામાં સપડાઈ ગયેલા લશ્કરની મદદે આવી શકે એવું એક બીજું લશ્કર પણ છે. પણ એ બીજું લશ્કર જો એમ જાણતું હોય કે પોતે ચોક્કસ જાળમાં સપડાઈ જવાનું છે તો તેણે પાછા હઠી જવું જોઈએ, તેણે પાછા હઠી જ જવું જોઈએ પછી ભલે ભૂંડી અને ગંદી સુલેહ કરીને એ પીછેહઠને સુરક્ષિત રાખવી પડે—તમારે મરજી પડે એટલી ગાળો દો પણ સુલેહ કરવાનું જરૂરી છે. એવા દ્વંદ્વીની લાગણીઓને લક્ષમાં લેવાનું કોઈ જ કારણ નથી કે જે પોતાની તલવાર ખેંચીને એમ કહે કે મારે મોતને ભેટવું જ પડશે કેમ કે મને નામોશીભરી સુલેહ કરવાની ફરજ પાડવામાં આવી રહી છે. પરંતુ આપણે બધા જાણીએ છીએ કે આપણે ભલે ગમે તેવો નિર્ણય લઈએ પણ આપણી પાસે લશ્કર છે જ નહિ અને વખત મેળવવા માટે તથા આપણા લશ્કરને ફરી વાર શક્તિ પ્રાપ્ત કરવામાં સહાય કરવા માટે પાછા હઠી જવાની આવશ્યકતામાંથી આપણને કોઈ પણ જાતના હાવભાવ બચાવી શકશે નહિ. વાસ્તવિકતાને સામી નજરે જોનાર અને ક્રાંતિકારી પ્રલાપથી ભોળવાઈ ન જનાર દરેક માણસ આ વાત જોડે સહમત થશે જ. પ્રલાપ અને ઉદ્ધતાઈથી આંધળો બની ગયા વગર હકીકતોનો સામનો કરનાર દરેક માણસે આ વાત જાણવી જ જોઈએ.

અને આ વાત જાણી લઈએ એટલે આ આકરી, અતિ-આકરી અને અત્યાચારી સુલેહ પણ કરી જ લેવી એ આપણી ક્રાંતિકારી ફરજ બની જાય છે કેમ કે એમ કરવાથી આપણે પોતે બહેતર હાલતમાં પહોંચી જઈશું અને આપણા મિત્રોને પણ બહેતર હાલતમાં લઈ જઈશું. ત્રીજી માર્ચની સુલેહ કરીને આપણે સાચેસાચ કશું ગુમાવ્યું છે ખરું? બાબતોને ઉમરાવ દ્વંદ્વીના દૃષ્ટિબિંદુથી નહિ પણ લોકસંબંધોના દૃષ્ટિબિંદુથી જોવા ઇચ્છનાર કોઈ પણ માણસ સમજી શકશે કે લશ્કર વગર અથવા લશ્કરનો માત્ર માંદલો અવશેષ ધરાવવાની હાલતમાં જંગનો સ્વીકાર કરી લઈને તેને ક્રાંતિકારી યુદ્ધનું નામ આપવું એ આત્મવંચના જ ગણાય, જનતા સાથેનું મોટામાં મોટું કપટ જ ગણાય. આપણી ફરજ છે કે આપણે જનતાને સત્ય જણાવી દઈએ. હા, આ સુલેહ અત્યંત આકરી સુલેહ છે. ઉક્રાઈના અને ફિન્લૅન્ડ નષ્ટ થઈ રહ્યાં છે પણ આપણે આ સુલેહ સ્વીકારી જ લેવાની છે અને રશિયાની સમગ્ર વર્ગજાગ્રત કામગાર જનતા તેને સ્વીકારી લેશે કેમ કે તે ઉઘાડું સત્ય જાણે છે, તે યુદ્ધનો અર્થ જાણે છે, તે જાણે છે કે જર્મન ક્રાંતિ તત્કાળ શરૂ થઈ જશે એવી ધારણાના એક જ પત્તા

ઉપર આખી બાજી લગાવી દેવી એ આત્મવંચના છે. આપણે આપણા ફિન્લૅન્ડના સાથીઓને જે આપ્યું હતું તે જ આપણે સુલેહ કરીને મેળવ્યું છે — અવકાશ, વિનાશ નહિ પણ સહાય.

આનાથી ઘણી વધારે અત્યાચારી સુલેહો, જીવનક્ષમ રાષ્ટ્રોને વિજેતાની રહેમનજરના તાબામાં ધકેલી દેતી સુલેહો, થઈ હોવાના દાખલા મેં ઇતિહાસમાંથી જાણ્યા છે. આપણી સુલેહને આપણે તિલસિતની સુલેહ જોડે સરખાવી જોઈએ. તિલસિતની સુલેહ વિજેતાએ પ્રશિયા અને જર્મની ઉપર લાદી હતી. એ સુલેહ એટલી બધી આકરી હતી કે બધાં જર્મન રાજયોનાં પાટનગરો કબજે કરી લેવામાં આવ્યાં હતાં એટલું જ નહિ, પ્રશિયનોને તિલસિત સુધી પાછા ધકેલી દેવામાં આવ્યા હતા — જે આપણને ઓમ્સ્ક કે તોમ્સ્ક સુધી પાછા ધકેલી દેવામાં આવે એવી હાલત ગણાય — એટલું જ નહિ, એ બધું કરવામાં આવ્યું હતું એટલું જ નહિ, સૌથી વધારે ખરાબ વાત તો એ હતી કે પરાજિત પ્રજાઓની ઉપર નેપોલિયને પોતાનાં યુદ્ધો માટે સહાયક સૈન્યો પૂરાં પાડવાની ફરજ પાડી હતી. પરંતુ તે છતાંયે, જ્યારે પરિસ્થિતિ એવી થઈ ગઈ કે જર્મન પ્રજાઓને વિજેતાના હુમલા સહન કરવા પડયા, જ્યારે ફ્રાંસમાં ક્રાંતિકારી યુદ્ધોના યુગનું સ્થાન સામ્રાજ્યવાદી ઈજાફતી યુદ્ધોના યુગે લઈ લીધું, ત્યારે એવી ચમત્કારિક ઘટના બની કે જેને ઠાલા પ્રલાપ વિશે ઉત્સાહના આવેશમાં આવી જતા લોકો, અર્થાત્ સુલેહને પતન તરીકે ચીતરતા લોકો, સમજવા માગતા નથી. આવી મનોવૃત્તિ કોઈ ઉમરાવ દ્વંદ્વીની બાબતમાં તો સમજી શકાય એમ છે પણ કોઈ કામદાર કે કિસાનની બાબતમાં સમજી શકાય એવી નથી. કામદારો અને કિસાનો તો યુદ્ધની કપરી અનુભવશાળામાંથી પસાર થયા છે અને એટલે ગણતરી કરતાં જાણે છે. આના કરતાં વધારે ભારે કસોટીઓ પણ જાણવામાં છે અને વધારે પછાત રાષ્ટ્રો પણ તેમાંથી સફળતાપૂર્વક બહાર આવ્યાં છે. વધારે આકરી સુલેહો થઈ છે, જર્મનોએ એવી સુલેહ એવા યુગમાં કરી હતી કે જ્યારે તેમની પાસે લશ્કર નહોતું અથવા આપણી જેમ તેમનું લશ્કર માંદલું હતું. તેમણે નેપોલિયન જોડે ખૂબ આકરી સુલેહ કરેલી. પરંતુ એ સુલેહથી જર્મનીનું પતન નહોતું થયું — એથી ઊલટું, એ તો નવો વળાંક હતો, રાષ્ટ્રીય સંરક્ષણ હતું, નવી શરૂઆત હતી. આપણે અત્યારે બરાબર એવા જ વળાંકની પૂર્વવેળાએ પહોંચ્યા છીએ અને સાદૃશ્ય સંજોગો અનુભવી રહ્યા છીએ. આપણે સત્યને સામી નજરે જોવું જ જોઈએ અને બધા ઠાલા પ્રલાપને તથા જાહેરાતોને મનમાંથી હઠાવી દેવાં જ જોઈએ. આપણે કહેવું જ જોઈએ કે જરૂરી હોય તો સુલેહ કરી જ લેવી

જોઈએ. નેપોલિયનનાં યુદ્ધો જેવાં યુદ્ધોનું સ્થાન મુક્તિ યુદ્ધ, વર્ગ યુદ્ધ અને લોક યુદ્ધ લેશે. નેપોલિયનનાં યુદ્ધો જેવાં યુદ્ધોની પ્રણાલીમાં પરિવર્તન આવશે, યુદ્ધનું સ્થાન સુલેહ લેશે અને સુલેહનું સ્થાન યુદ્ધ લેશે, અને પ્રત્યેક આકરી સુલેહમાંથી હંમેશાં યુદ્ધની વધારે વિસ્તૃત તૈયારીઓ ઉદ્ભવ પામી છે. આકરામાં આકરી સુલેહ—તિલસિતની સુલેહ—ઈતિહાસમાં એવા સમયની દિશામાં વળાંક તરીકે સ્થાન પામી છે જ્યારે જર્મન પ્રજાએ પાછો ચકરાવો લઈને સામી તરફ ફરવાનું શરૂ કરેલું. જર્મન પ્રજાએ જ્યારે તિલસિત સુધી પીછેહઠ કરી, રશિયા સુધી પીછેહઠ કરી, ત્યારે તે વસ્તુતઃ સમય મેળવી રહી હતી, એક વખતે નેપોલિયનને—તે હોહેનઝોલર્ન અથવા હીન્ડેનબુર્ગ જેવો જ એક બીજો ધાડપાડુ હતો—અનુકૂળ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પલટો આવે તેની વાટ જોઈ રહી હતી, નેપોલિયનનાં યુદ્ધોના અને નેપોલિયને લાદેલા પરાજયોના દસકાઓ દરમિયાન યાતનાઓનો ભોગ બનેલી જર્મન પ્રજાની મનોવૃત્તિ ફરીને સ્વસ્થ થાય અને જર્મન પ્રજા પાછી સજીવન થાય તેની વાટ જોઈ રહી હતી. ઈતિહાસ આપણને એમ જ શીખવે છે, એ જ કારણસર બધી હતાશા અને બધો ઠાલો પ્રલાપ ગુનાહિત બની જાય છે, એટલે જ દરેક માણસ એમ કહેશે કે હા, પુરાણાં સામ્રાજ્યવાદી યુદ્ધોનો અંત આવી રહ્યો છે—ઐતિહાસિક વળાંકનો સમય આવી પહોંચ્યો છે.

ઑક્ટોબર પછી આપણી ક્રાંતિ એક લાંબી વિજયકૂચ રહી છે, અને હવે હાડમારીના લાંબા સમયો આવ્યા છે. આપણે નથી જાણતા કે એ ગાળો કેટલો લાંબો હશે, પણ આપણે એટલું તો ચોક્કસ જાણીએ જ છીએ કે તે પરાજયોનો અને પીછેહઠોનો લાંબો અને મુશ્કેલ ગાળો હશે કેમ કે બળોનું સંયોજન તો જેવું છે તેવું જ છે અને પીછેહઠ કરીને આપણે જનતાને સ્વસ્થ થઈ જવાની તક આપીશું. આપણે પ્રત્યેક કામદાર અને કિસાન માટે એ સત્યની પ્રતીતિ શક્ય બનાવીશું જે તેને સમજવામાં મદદ કરશે કે ઉત્પીડિત પ્રજાઓની વિરુદ્ધ સામ્રાજ્યવાદી ધાડપાડુઓનાં નવાં યુદ્ધો શરૂ થઈ રહ્યાં છે. પ્રત્યેક કામદાર તથા કિસાનને પ્રતીતિ થઈ જશે કે આપણે પિતૃભૂમિના સંરક્ષણ કાજે ઊઠીને ઊભા થવાનું છે કેમ કે ઑક્ટોબર મહિનાથી આપણે સંરક્ષણવાદીઓ છીએ. ઑક્ટોબરની ૨૫મી તારીખથી આપણે ખુલ્લંખુલ્લા કહેતા આવ્યા છીએ કે આપણું ધોરણ પિતૃભૂમિના સંરક્ષણનું છે કેમ કે આપણે પિતૃભૂમિ ધરાવીએ છીએ, એવી પિતૃભૂમિ ધરાવીએ છીએ જેમાંથી આપણે કેરેન્સ્કીઓ અને ચેર્નોવોને હાંકી કાઢ્યા છે, કેમ કે આપણે ગુપ્ત સંધિઓને

રદબાતલ કરી નાખી છે, આપણે મૂડીવાદી વર્ગને કચડી નાખ્યો છે — એ કામ આપણે અત્યાર સુધી અસંતોષજનક રીતે કર્યું છે પણ ભવિષ્યમાં તેને વધારે સારી રીતે કરવાનું આપણે શીખી લઈશું.

સાથીઓ, જર્મન પ્રજાના સંજોગો અને જર્મન હુમલાખોરોને હાથે સખત પરાજયોનો ભોગ બનેલી રશિયન પ્રજાના સંજોગો વચ્ચે એક બીજો મહત્ત્વનો, ભારે મોટો, તફાવત છે જેનો ઉલ્લેખ થવો જ જોઈએ, જોકે મારા પ્રવચનના આ પહેલાંના ભાગમાં એ બાબતને હું સંક્ષેપમાં સ્પર્શી ચૂક્યો છું. સાથીઓ, એકસોથી વધારે વર્ષો પહેલાં જ્યારે જર્મન પ્રજાએ દુશ્મનોની ફતેહોનાં નિર્દય યુદ્ધોના સમયમાં પ્રવેશ કરેલો, એવા સમયમાં પ્રવેશ કરેલો જ્યારે તેમને જાગ્રત થતાં પહેલાં પીછેહઠ કરવી પડેલી અને એક પછી એક શરમજનક સુલેહ કરવી પડેલી — એ વખતે જર્મન પ્રજા નિર્બળ અને પછાત હતી, બસ, એટલું જ અને એથી વધારે કશું નહિ. તેમની વિરુદ્ધ માત્ર વિજેતા નેપોલિયનનાં લશ્કરી દળો અને નેપોલિયનનું સામર્થ્ય જ નહોતું, તેમની વિરુદ્ધ એક એવો દેશ પણ હતો જે ક્રાંતિકારી તથા રાજકીય અર્થમાં અને બીજી દરેક બાબતમાં જર્મની કરતાં ઉચ્ચ કક્ષાએ હતો, એવો દેશ હતો જે બીજા બધા દેશો કરતાં આગળ નીકળી ગયો હતો, એવો દેશ હતો જે શિખરે પહોંચી ગયો હતો. સામ્રાજ્યવાદીઓ અને જમીનદારોની ગુલામીમાં સબડતી પ્રજાઓ કરતાં એ દેશ ઘણી વધારે ઉચ્ચ કક્ષાએ હતો. હું ફરી વાર કહું છું કે જે નિર્બળ અને પછાત પ્રજા સિવાય બીજું કશું જ નહોતી એવી પ્રજાએ કડવા પાઠોમાંથી શીખી લીધું અને તે ઊઠીને ખડી થઈ ગઈ. આપણી હાલત બહેતર છે. આપણે કેવળ નિર્બળ અને પછાત પ્રજા જ નથી, આપણે એવી પ્રજા છીએ જે — કોઈ વિશિષ્ટ સેવાઓ કે ઐતિહાસિક પૂર્વ નિયતિને કારણે નહિ પરંતુ ઐતિહાસિક પરિસ્થિતિના ચોક્કસ યોગને કારણે — આંતરરાષ્ટ્રીય સમાજવાદી ક્રાંતિનો ઝંડો લહેરાવવાનું માન સ્વીકારવા શક્તિમાન બની છે. (**તાળીઓ.**)

હું એ વાત વિશે સારી રીતે સભાન છું, સાથીઓ, કે ઝંડો કમજોર હાથોમાં છે, એ વાત તો હું કેટલીય વાર સાફ સાફ કહી ચૂક્યો છું, અને બધા ઉન્નત દેશોના કામદારો સહાયે નહિ આવે તો આ અત્યંત પછાત દેશના કામદારો એ ઝંડાને પકડી નહિ રાખી શકે. આપણે સિદ્ધ કરેલા સમાજવાદી સુધારાઓ પરિપૂર્ણતાથી ખૂબ નીચું ધોરણ ધરાવે છે. તે કમજોર અને અપૂરતા છે. એ સુધારાઓને પશ્ચિમ યુરોપિયન કામદારોના માર્ગદર્શનનું કામ કરવું પડશે અને ત્યારે એ કામદારો મનમાં કહેશે કે "જે કામ કરવાનું જ છે તેની રશિયાનોએ

બહુ સારી શરૂઆત નથી કરી". મહત્ત્વની વાત તો એ છે કે આપણી પ્રજા જર્મનોની સરખામણીમાં કેવળ નિર્બળ અને પછાત પ્રજા જ નથી, એ તો એવી પ્રજા છે જેણે ક્રાંતિનો ઝંડો લહેરાવ્યો છે. દરેકે દરેક દેશનો મૂડીવાદી વર્ગ પોતાનાં અખબારોની કટારોને બોલ્શેવિકો બાબતના કાદવથી ભરી દે છે એ ખરું, ફ્રાંસ, બ્રિટન, જર્મની, વગેરે દેશોનાં સામ્રાજ્યવાદી અખબારો બોલ્શેવિકોની ઉપર એકી અવાજે ગાળો વરસાવી રહ્યાં છે એ ખરું, પરંતુ કોઈ પણ દેશમાં તમને કામદારોની એક પણ એવી સભા જોવા નહિ મળે જ્યાં આપણી સમાજવાદી સરકારનાં નામો અને સૂત્રો રોષના આવેશો ઉત્પન્ન કરતા હોય. (**અવાજ:** "આ જૂઠાણું છે!") ના, આ જૂઠાણું નથી, સાચી વાત છે, અને છેલ્લા થોડાક મહિના દરમિયાન જર્મની, ઑસ્ટ્રિયા, સ્વિટ્ઝર્લૅન્ડ અથવા અમેરિકા જઈ આવેલા કોઈ પણ માણસને પૂછશો તો એ તમને કહેશે કે આ જૂઠાણું નથી પણ સાચી વાત છે, રશિયાની સોવિયેત સત્તાના પ્રતિનિધિઓનાં નામો અને સૂત્રોનું કામદારો અત્યંત ઉત્સાહથી અભિવાદન કરે છે, અને જર્મની, ફ્રાંસ, વગેરે દેશોના મૂડીવાદી વર્ગે ફેલાવેલાં બધાં જૂઠાણાં છતાં કામદાર વર્ગોના સમુદાયોને પ્રતીતિ થઈ ગઈ છે કે આપણે ભલે ગમે એટલા નબળા હોઈએ તોપણ તેમનું ધ્યેય અહીં રશિયામાં પાર પાડવામાં આવી રહ્યું છે. હા, આપણી પ્રજાને ભારે બોજ સહેવાનો છે, પોતાની મેળે જ માથે લીધેલો બોજ સહેવાનો છે, પરંતુ જે પ્રજા સોવિયેત સત્તાની સ્થાપના કરી શકી છે તે નષ્ટ થઈ શકે જ નહિ. હું ફરી વાર પુનરાવર્તન કરું છું કે ક્રાંતિના ઇતિહાસ પરત્વે વિચાર કરનારા લોકોમાં રાજકીય રીતે જાગ્રત એક પણ એવો સમાજવાદી નથી, એક પણ એવો કામદાર નથી, જે આ હકીકતનો ઇનકાર કરે કે સોવિયેત સત્તા—તેની જે ખામીઓને હું ખૂબ જ સારી રીતે જાણું છું અને પૂર્ણ રૂપે સમજું છું એ બધી ખામીઓ છતાં—ઉચ્ચતમ પ્રકારની રાજ્યસત્તા છે અને પેરિસ કોમ્યુનની સીધી વારસદાર છે. બીજી યુરોપિયન ક્રાંતિઓ કરતાં તે એક પગથિયું વધારે ઉપર ગઈ છે અને એટલે આપણને એ મુશ્કેલ સંજોગો અનુભવવા નથી પડતા જે એકસો વર્ષ પહેલાં જર્મન પ્રજાને અનુભવવા પડ્યા હતા. સામંતશાહીના જુલમથી જકડાયેલી જર્મન પ્રજાને ફક્ત એક જ આશાનો સહારો હતો કે ધાડપાડુઓની અંદર બળોની સમતુલામાં પરિવર્તન આવે અને ધાડપાડુ નેપોલિયન, ધાડપાડુ અલેક્સાન્દર પહેલો અને ધાડપાડુ બ્રિટિશ રાજશાહીની માગણીઓને સંતોષીને તેમની અંદરના ઘર્ષણનો લાભ ઉઠાવવો—જર્મન પ્રજા માટે ફક્ત એ એક જ

વાત બચી હતી, ફક્ત એ એક જ તક બાકી હતી. અને છતાં જર્મન પ્રજા તિલસિતની સુલેહથી નષ્ટ ન જ થઈ ગઈ. પણ, હું ફરી વાર કહું છું કે આપણા સંજોગો બહેતર છે, બધા પશ્ચિમ યુરોપિયન દેશોમાં આપણે શક્તિશાળી સાથીદાર ધરાવીએ છીએ, આંતરરાષ્ટ્રીય સમાજવાદી સર્વહારા વર્ગ જેવો સાથીદાર ધરાવીએ છીએ, આપણા દુશ્મનો ભલે ગમે તેમ કહે પણ આપણા પક્ષે ખડા રહેતા સર્વહારા વર્ગ જેવો સાથીદાર આપણે ધરાવીએ છીએ. **(તાળીઓ.)** એ વાત સાચી છે કે ૧૯૧૭ના ફેબ્રુઆરીના અંત સુધી આપણે માટે અવાજ ઉઠાવવાનું સહેલું નહોતું અને તેમને માટે પણ અત્યારે અવાજ ઉઠાવવાનું, આપણી એ વખતની હાલત કરતાં જરાય વધારે સહેલું નથી. એ સાથીદાર ભોમભીતર છે અને લશ્કરી કારાવાસના સંજોગોમાં દિવસો ગુજારી રહ્યો છે કારણ કે બધા સામ્રાજ્યવાદી દેશોને એવા કારાવાસોમાં પલટાવી નાખવામાં આવ્યા છે. પરંતુ તે આપણને જાણે છે અને આપણા ધ્યેયને સમજે છે. આપણી વહારે આવવાનું તેને માટે મુશ્કેલ છે. એટલે તે આપણી વહારે આવે ત્યાર પહેલાં સોવિયેત સૈન્યોને ઘણા સમયની અને ધીરજની જરૂર પડશે અને તેમને ઘણી કસોટીઓમાંથી પસાર થવું પડશે — ઢીલ પાડવાની જરા સરખી પણ તકનો આપણે ઉપયોગ કરીશું કેમ કે સમય આપણા પક્ષે કામ કરી રહ્યો છે. આપણું ધ્યેય જોર પકડતું જાય છે, સામ્રાજ્યવાદનાં બળો નબળાં પડતાં જાય છે, અને "તિલસિત"ની સુલેહમાંથી ભલે ગમે એવી કસોટીઓ અને ગમે એવા પરાજયો ઊભા થાય પણ આપણે પાછા હઠવાની કાર્યનીતિ શરૂ કરી રહ્યા છીએ. હું હજી એક વાર કહું છું કે રાજકીય જાગ્રતિ ધરાવતો સર્વહારા વર્ગ તથા એ જ રીતે રાજકીય જાગ્રતિ ધરાવતા કિસાનો નિ:સંદેહ આપણે પક્ષે છે, અને આપણે પરાક્રમી હુમલાઓ કરી શકીશું એટલું જ નહિ, આપણે બહાદુરીથી પીછેહઠ પણ કરી શકીશું. આંતરરાષ્ટ્રીય સમાજવાદી સર્વહારા વર્ગ આપણી વહારે આવે ત્યાં સુધી આપણે વાટ જોઈશું અને પછી આપણે બીજી સમાજવાદી ક્રાંતિ શરૂ કરીશું જેનો વ્યાપ આખા વિશ્વને આવરી લેશે. **(તાળીઓ.)**

'પ્રાવદા' ('સોત્સિઆલ-દેમોક્રાત')
અંક ૪૭ અને ૪૮,
૧૬ અને ૧૭ (૩ અને ૪) માર્ચ, ૧૯૧૮

૩

## સુલેહની બહાલી સંબંધી અહેવાલની ચર્ચાનો

### જવાબ

### ૧૫ માર્ચ

સાથીઓ, આપણી સમક્ષ પ્રસ્તુત કરવામાં આવેલા ક્રાંતિકારી યુદ્ધની તાસીર વિશે મારા પ્રથમ પ્રવચનમાં મેં જે કંઈ કહેલું તેની પુષ્ટિ મેળવવાની ઇચ્છા જો મેં રાખી હોત તો તેની ઉત્તમ અને અત્યંત સ્પષ્ટ પુષ્ટિ મને ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓના[47] પ્રતિનિધિના અહેવાલે આપી હોત. મને લાગે છે કે હું તેના પ્રવચનનો શબ્દશ: અહેવાલ ટાંકું તે અત્યંત ઉપયુક્ત સાબિત થશે અને તેના ઉપરથી આપણે જોઈશું કે પોતાની રજૂઆતોની પુષ્ટિના આધાર રૂપે તેમણે કેવી દલીલો કરી છે. (**શબ્દશ: અહેવાલ વાંચે છે.**)

તેઓ જે દલીલો ઉપર આધાર રાખે છે તેનો એક નમૂનો જુઓ. આમાં વોલોસ્ત પરિષદનો,[48] ગ્રામવિસ્તારની સ્થાનિક વહીવટી પરિષદનો, ઉલ્લેખ છે. જે લોકો આ સભાને વોલોસ્ત પરિષદ ગણતા હોય તેઓ આવી દલીલોનો આશરો લઈ શકે, પરંતુ સાફ છે કે તેઓ આપણા જ શબ્દોનું રટણ કરી રહ્યા હોવા છતાં એ શબ્દો વિશે વિચાર કરવા અશક્ત છે. ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ જ્યારે મવાળો હતા ત્યારે બોલ્શેવિકોએ તેમને જે કંઈ શીખવેલું તેનું તેઓ પુનરાવર્તન કરે છે, અને તેઓ બોલે છે ત્યારે સાફ દેખાય છે કે આપણે જે કહેલું તેને તેમણે ગોખીને મોઢે કરી લીધું છે, પણ તેનો આધાર શો હતો એ તો તેઓ સમજ્યા જ નથી અને હવે એની એ વાત રટે છે. ત્સેરેતેલી અને ચેર્નોવ સંરક્ષણવાદીઓ હતા અને હવે આપણે સંરક્ષણવાદીઓ છીએ, આપણે "દેશદ્રોહીઓ" છીએ, આપણે "દગાખોરો" છીએ. મૂડીવાદી વર્ગના મળતિયાઓ અહીં વોલોસ્ત પરિષદ વિશે વાતો કરે છે—અને એમ કહેતી વેળા તેઓ આંખો નચાવે છે—પરંતુ સંરક્ષણવાદનાં જે લક્ષ્યોને ત્સેરેતેલી તથા ચેર્નોવ અનુસરતા હતા તેને અને જે આધારો આપણને સંરક્ષણવાદીઓ બનાવે છે તેને દરેક કામદાર ખૂબ સારી રીતે સમજે છે.

ગુપ્ત સંધિમાં લખ્યા મુજબ ડાર્ડેનલ્સ, આર્મેનિયા અને ગેલિસિયા દુશ્મનને આપી દેવા માગતા રશિયન મૂડીદારોનું આપણે સમર્થન કરીએ તો એ ચેર્નોવ અને ત્સેરેતેલીની વૃત્તિનો સંરક્ષણવાદ કહેવાય, અને એ સંરક્ષણવાદ તે વખતે નામોશીભર્યો હતો, પણ અત્યારે આપણો સંરક્ષણવાદ માનનીય છે. **(તાળીઓ.)**

અને કામકોવના પ્રવચનના શબ્દશઃ અહેવાલમાં આવી દલીલોની જોડાજોડ હું જ્યારે એ નિવેદનનું બે વાર પુનરાવર્તન જોઉં છું કે બોલ્શેવિકો જર્મન સામ્રાજ્યવાદના દલાલો છે **(મવાળ પક્ષ તરફથી તાળીઓ)**—આકરો શબ્દ છે—મને એ જોઈને ખૂબ ખુશી થાય છે કે જે લોકો કેરેન્સ્કીની નીતિ અનુસર્યા હતા તેઓ તેની ઉપર તાળીઓ વડે ભાર મૂકે છે. **(તાળીઓ.)** અને, અલબત્ત, આકરા શબ્દો બાબત વાંધો મારાથી તો ખરેખર ન જ ઉઠાવાય. હું એ બાબત કદી વાંધો નહિ જ ઉઠાવું. ફક્ત એટલું જ કહીશ કે આકરા શબ્દો વાપરવા માટે પહેલાં એમ કરવાનો અધિકાર હાંસલ કરવો પડે છે, અને આકરા શબ્દો વાપરવાનો અધિકાર કોઈને ત્યારે જ મળે છે જ્યારે તેના શબ્દો અને તેનાં કાર્યો વચ્ચે અંતર ન હોય. આ એક નાનકડી શરત છે જેને ઘણા બુદ્ધિજીવીઓ સમજી શકતા નથી પણ કામદારો તથા કિસાનો તો વોલોસ્ત પરિષદોમાં પણ સમજી ગયા છે—અને વોલોસ્ત પરિષદ તો સાવ નજીવી વસ્તુ છે—કામદારો અને કિસાનો તો એ શરતને વોલોસ્ત પરિષદોમાં તેમ જ સોવિયેત સંગઠનોમાં એમ બન્ને ઠેકાણે સમજી ગયા છે, અને તેમના શબ્દો તેમનાં કાર્યોથી જુદા નથી હોતા. પરંતુ આપણે એ હકીકતથી સારી રીતે વાકેફ છીએ કે ઑક્ટોબર સુધીના સમય દરમિયાન મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓ જ્યારે સરકારમાં ભાગીદારીના લાભો ભોગવતા હતા અને દલાલો તરીકે કામ કરી રહ્યા હતા કેમ કે ગુપ્ત સંધિઓ બાબત મૂંગા રહેવાના બદલામાં તેમને સરકારમાં પ્રધાનપદાંનાં વચનો આપવામાં આવ્યાં હતાં, ત્યારે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ મવાળ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીમાં જ રહ્યા હતા. **(તાળીઓ.)** પરંતુ જે લોકોએ હકીકતમાં સામ્રાજ્યવાદની વિરુદ્ધ જંગ જાહેર કર્યો હોય, સંધિઓને ફાડીને ફેંકી દીધી હોય અને તેમાંથી પેદા થતું જોખમ પોતાને માથે લઈ લીધું હોય, બ્રેસ્તમાં ચાલતી વાટાઘાટોને એમ જાણવા છતાં લાંબી ખેંચવાનું માથે લીધું હોય કે એથી દેશ પાયમાલ થઈ જશે, લશ્કરી હુમલાને અને અપૂર્વ પરાજયોની આખી હારમાળાને વેઠી લીધી હોય, અને જનતાથી જરા સરખું પણ કંઈ છુપાવ્યું ન હોય, એવા લોકોને સામ્રાજ્યવાદના દલાલો તરીકે ખપાવવાનું તદ્દન અશક્ય છે.

અહીં માર્તોવે આપણને ખાતરી આપી છે કે તેણે સુલેહ વાંચી નથી. જેને એની વાત માનવી હોય તે ભલે માને. અમે જાણીએ છીએ કે આ લોકો ઘણાં બધાં અખબારો વાંચવા ટેવાયેલા છે પણ તેમણે સુલેહ વાંચી નથી. (**તાળીઓ.**) જે લોકો એ માનવા ઇચ્છતા હોય તેઓ ભલે માને. પણ હું તમને કહું છું કે આપણે જોરજુલમની આગળ નમતું મૂક્યું છે, અને એ વાત તો આપણે ખુલ્લંખુલ્લા કહી છે, આપણે એમ જાણી જોઈને અને નિખાલસતાથી કહીને કરી રહ્યા છીએ કે અમે અત્યારે લડવા અશક્ત છીએ અને એટલે નમતું મૂકી રહ્યા છીએ. આ બધું સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટી ખૂબ સારી રીતે જાણે છે—કેટલીય અત્યંત શરમજનક સુલેહો અને કેટલાંય યુદ્ધો વિશે ઇતિહાસ માહિતગાર છે—અને તેના જવાબમાં જ્યારે લોકો "દલાલો" જેવો શબ્દ રજૂ કરે છે ત્યારે એ આકરાપણું તેમને ઉઘાડા પાડી દે છે, અને જ્યારે તેઓ આપણને એવી ખાતરી આપે છે કે તેઓ જે કરી રહ્યા છે તેની જવાબદારી તેમને સ્વીકાર્ય નથી—લોકો જ્યારે જવાબદારીનો અસ્વીકાર કરે અને છતાં સરકારમાં રહેવાનું જારી રાખે ત્યારે એ શું દંભ નથી? હું એ વાતને વળગી રહું છું કે એ લોકો જ્યારે જવાબદારીનો અસ્વીકાર કરે છે ત્યારે તેઓ જવાબદારીથી મુક્ત થઈ જતા નથી, અને આ વોલોસ્ત પરિષદ છે એમ માનવામાં તેઓ તદ્દન ભૂલ કરે છે. ના, કામગાર સમુદાયોમાં જે કંઈ પ્રમાણિક અને ઉત્તમ છે એ બધું અહીં જ છે. (**તાળીઓ.**) આ કોઈ મૂડીવાદી પાર્લમેન્ટ નથી કે જેમાં પોતાની જગ્યા પર બેસીને પગાર ખાવા માટે લોકો વરસમાં એક કે બે વાર ચૂંટાતા હોય છે. આ તો દેશના જુદા જુદા પ્રદેશોએ મોકલેલા લોકો છે અને આવતીકાલે તેઓ પાછા પોતપોતાના પ્રદેશોમાં પહોંચી જશે. ત્યાં જઈને તેઓ જનતાને જણાવશે કે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટી જો મત ગુમાવતી હોય તો પોતાની એવી લાયકાતને કારણે જ, આવું વર્તન કરનારી પાર્ટી કામદાર વર્ગમાં જેવો પરપોટો સાબિત જાઈ ચૂકી છે તેવો જ પરપોટો કિસાનપ્રજાની અંદર પણ સાબિત થઈ જશે. (**તાળીઓ, અવાજો:** "તદ્દન સાચું.")

એ ઉપરાંત, કામકોવના પ્રવચનમાંથી એક વધારે ફકરો હું એમ બતાવવા માટે ટાંકીશ કે કામગાર અને શોષિત જનતાના પ્રત્યેક પ્રતિનિધિમાં તેની કેવી વળતી અસર ઊપજે છે. "ગઈકાલે કોમરેડ લેનિને અહીં જ્યારે ભારપૂર્વક એમ કહ્યું કે કોમરેડ ત્સેરેતેલી અને કોમરેડ ચેર્નોવ તથા બીજા સાથીઓએ લશ્કરને હતોત્સાહ કરી નાખ્યું હતું ત્યારે આપણે શું એમ કહેવાની હિંમત

ખરેખર ન જ કરી શકીએ કે લેનિને અને મેં પણ લશ્કરને હતોત્સાહ કરી નાખ્યું છે?" તેનો ઘા નિશાનથી ખૂબ દૂર પડયો છે. (**તાળીઓ.**) તેના સાંભળવામાં આવ્યું છે કે અમે પરાજયવાદીઓ હતા, પણ એ વાતને તેણે અમે પરાજયવાદીઓ મટી ગયા ત્યાર પછી યાદ કરી છે. તેણે એ વાતને ખોટી વેળાએ યાદ કરી છે. એ લોકોએ શબ્દને ગોખીને મોઢે કરી લીધો છે, તેમની પાસે રમવા માટે ક્રાંતિકારી અવાજ કરતો રમકડાનો ઘૂઘરો છે, પરંતુ વસ્તુગત હાલત ઉપર વિચાર કરવા તેઓ અશક્ત છે. (**તાળીઓ.**) હું ભારપૂર્વક કહું છું કે જેમાં સોવિયેત સત્તાનું દૃઢીકરણ થયું છે એવી એક હજાર વોલોસ્ત પરિષદોમાંથી નવસો કરતાં વધારેમાં એવા લોકો છે જે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીને કહેશે કે તમે મુદ્દલ વિશ્વાસને લાયક નથી. એ લોકો કહેશે — બહુ સારું, અમે લશ્કરને હતોત્સાહ કરી નાખ્યું હતું અને આપણે એ વાતને અત્યારે યાદ કરવી જ જોઈએ. પણ અમે લશ્કરને હતોત્સાહ કરેલું કેવી રીતે? અમે ઝારના જમાનામાં પરાજયવાદીઓ હતા, પણ ત્સેરેતેલી તથા ચેર્નોવના વખતમાં અમે પરાજયવાદીઓ નહોતા. એ વખતે ક્રિલેંકો હજુ ખેધાનો ભોગ બનેલો હતો પણ તેણે લશ્કરને સંબોધીને કરેલી ઘોષણા અમે 'પ્રાવદા'માં પ્રકાશિત કરી હતી. એ ઘોષણાનું શીર્ષક હતું: 'હું પેત્રોગ્રાદ શા માટે જઈ રહ્યો છું'. તેમાં તેણે કહેલું: "અમે તમને બંડ કરવાની હાકલ નથી કરતા." એ પગલું લશ્કરને હતોત્સાહ કરવાનું નહોતું. લશ્કરને હતોત્સાહ કરનારા તો આ યુદ્ધને મહાન યુદ્ધ જાહેર કરનારા હતા.

લશ્કરને હતોત્સાહ કરનારા તો ત્સેરેતેલી અને ચેર્નોવ હતા કેમ કે તેઓ જ જનતા સમક્ષ ભવ્ય શબ્દો બોલેલા, એવા શબ્દો બોલેલા જેને આડેધડ વાપરવાની ઘણા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓને ટેવ છે. શબ્દોની રમત રમવાનું સહેલું છે પરંતુ વોલોસ્ત પરિષદોમાં ભાગ લેતા રશિયન લોકોને એવા શબ્દો વિશે વિચાર કરવાની અને તેની ઉપર ગંભીર ધ્યાન આપવાની ટેવ છે. પરંતુ જો જનતાને એમ કહેવામાં આવ્યું હોય કે અમે સુલેહની કોશિશ કરી રહ્યા છીએ અને સામ્રાજયવાદી યુદ્ધની શરતો વિશે ચર્ચા કરી રહ્યા છીએ, તો હું પૂછું છું: ગુપ્ત સંધિઓ તથા જૂનના આક્રમણ બાબત તમારે શું કહેવાનું છે? લશ્કરને એ રીતે હતોત્સાહ કરી નાખવામાં આવેલું. તેમણે જનતા સમક્ષ સામ્રાજયવાદીઓની વિરુદ્ધ સંઘર્ષ અને સ્વદેશના રક્ષણ વિશે વાત કરી ત્યારે લોકોએ ખુદ પોતાને સવાલ કર્યો: આ લોકોએ કોઈ ઠેકાણે મૂડીદારોને ગળચીએથી પકડયા છે ખરા? — તેમણે એવી રીતે જ લશ્કરને હતોત્સાહ કરી

નાખ્યું. એટલે જ મેં કહેલું, અને મારી વાતનું કોઈએ ખંડન નથી કર્યું, કે આપણે સત્તાને માર્ચ અથવા એપ્રિલમાં હાથમાં લઈ લીધી હોત તો જ આપણે લશ્કરને બચાવી લઈ શક્યા હોત. અમે શોષકોને દબાવી દીધા એટલે અમારી તરફ ભયંકર તિરસ્કાર ધરાવતા શોષકોનો — અમારી તરફનો તેમનો તિરસ્કાર તદ્દન વાજબી છે — પક્ષ લેવાને બદલે, એમ કરવાને બદલે, જો તેમણે કામગાર તથા શોષિત જનતાના સ્વદેશનાં હિતોને કેરેન્સ્કી તથા ર્યાબુશીન્સ્કીની ગુપ્ત સંધિઓના તેમ જ આર્મેનિયા, ગેલિસિયા તથા ડાર્ડેનલ્સને હડપ કરી જવાની મેલી મુરાદોના સ્વદેશનાં હિતો કરતાં ઉચ્ચતર સ્થાન આપ્યું હોત તો એથી લશ્કરને બચાવી લઈ શકાયું હોત. અને આ સંબંધમાં, મહાન રશિયન ક્રાંતિથી માંડીને અને ખાસ કરીને માર્ચ મહિનામાં જ્યારે બધા દેશોની પ્રજાઓને અધકચરી અપીલ કરવામાં આવી હતી ત્યારથી, બધા દેશોના બેંકરોને ઉથલાવી પાડવાની હાકલ કરનારી સરકાર પોતે જ નફા અને નવાજિશોમાંથી બેંકરોની જોડે હિસ્સા ભોગવતી હતી — એ હકીકતે જ લશ્કરને હતોત્સાહ કરી નાખ્યું અને એ જ કારણસર લશ્કર ટકી ન રહી શક્યું. **(તાળીઓ.)**

અને હું ભારપૂર્વક કહું છું કે અમે — ક્રિલેંકોની એ અપીલના વખતથી, અને એ અપીલ પહેલી નહોતી, હું તેને એટલા માટે યાદ કરું છું કે તે મારા મનમાં ઠસી ગઈ છે — અમે લશ્કરને હતોત્સાહ નથી કર્યું પણ આમ કહ્યું છે: મોરચા પર ટકી રહો — સત્તાને તમે જેટલી જલદી તમારા હાથમાં લઈ લેશો એટલું જ તેને જાળવી રાખવાનું સરળ બનશે, અને હવે આમ કહેવું: અમે આંતરવિગ્રહની વિરુદ્ધ છીએ અને વિદ્રોહની તરફેણમાં છીએ — આ વાત કેટલી અણઘટતી છે, કેટલાક લોકોનો આવો બડબડાટ કેટલો ધૃણાપાત્ર છે! આ વાત ગ્રામવિસ્તારોમાં પહોંચશે અને ત્યાં સૈનિકો, યુદ્ધને બુદ્ધિજીવીઓથી જુદી રીતે જોઈ ચૂકેલા તથા જાણતા કે પૂંઠાની તલવાર વીંઝવાનું જ સહેલું હોય છે, એવા સૈનિકો કહેશે કે અમારા પગમાં જોડા નહોતા, અમારાં શરીર ઉપર સરખાં કપડાં નહોતાં અને અમે યાતનાઓથી પીડાતા હતા એવી કપરી ઘડીએ અમને આક્રમણમાં ધકેલી દઈને મદદ કરવામાં આવી હતી — અને હવે તેમને કહેવામાં આવી રહ્યું છે કે લશ્કર નહિ હોય તો કંઈ વાંધો નહિ, તેને બદલે બળવો થશે. લોકોને બહેતર ટેકનિકલ સરંજામસામગ્રી ધરાવતા ધોરણસરના લશ્કરની સામે ધકેલી દેવા — એ ગુનાહિત કૃત્ય છે અને આપણે સમાજવાદીઓ તરીકે જનતાને એમ જ શીખવ્યું છે. ખરેખર, યુદ્ધે ઘણુંબધું શીખવ્યું છે, એટલું જ નહિ કે યુદ્ધના વખતમાં લોકોને હાડમારીઓ વેઠવી પડે છે બલકે એ પણ કે જેઓ

સૌથી વધારે સરંજામસામગ્રી, સંગઠન અને શિસ્ત તેમ જ ઉત્તમ મશીનો ધરાવતા હોય તેઓ જ માથે ચડી બેસવાના. યુદ્ધે એ વાત શીખવી છે અને ખૂબ સારું કર્યું છે કે શીખવી છે. શીખી જ લેવું પડે એમ છે કે આધુનિક સમાજમાં મશીનો વગર અને શિસ્ત વગર જીવતા રહેવાનું અશક્ય છે—કાં તો આધુનિક ટેકનિકોની ઉપર પ્રભુત્વ મેળવો અથવા કચડાઈને નષ્ટ થઈ જાઓ. વર્ષો સુધી અત્યંત પીડાયુક્ત હાડમારીઓ વેઠ્યા પછી કિસાનો શીખ્યા છે કે યુદ્ધ શું છે. અને જ્યારે વોલોસ્ત પરિષદોમાં કોઈ ભાષણખોરી કરવા જશે, જ્યારે ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટી ત્યાં જશે, ત્યારે તેને બરાબર છાજતી સજા મળી જશે. **(તાળીઓ.)**

એક વધુ દાખલો, કામકોવના પ્રવચનમાંથી એક બીજો ઉતારો. **(વાંચી બતાવે છે.)**

સવાલો ઉઠાવવાનું ક્યારેક આશ્ચર્ય થાય એટલું સહેલું હોય છે. પણ એવા સવાલો વિશે એક કહેવત છે. તે અશિષ્ટ અને અસભ્ય જરૂર છે પણ મારાથી કહેવતને બદલાય તો નહિ જ. હું તમને એ કહેવત યાદ દેવડાવીશ. કહેવત આવી છે: એક બેવકૂફ એટલા બધા સવાલો પૂછી શકે કે દસ ડાહ્યા માણસો પણ તેના જવાબ ન આપી શકે. **(તાળીઓ અને ઘોંઘાટ.)**

સાથીઓ, મેં હમણાં જ વાંચી બતાવેલા ઉતારામાં મને આ સવાલનો જવાબ આપવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે: અવકાશ એક અઠવાડિયું કાયમ રહેશે, બે અઠવાડિયાં કાયમ રહેશે, કે વધારે વખત સુધી કાયમ રહેશે? હું ભારપૂર્વક કહું છું કે કોઈ પણ વોલોસ્ત પરિષદમાં અથવા કોઈ પણ કારખાનામાં એક ગંભીર પાર્ટીના નામે કોઈ માણસ આવો સવાલ કરે તો લોકો તેને હસી કાઢશે અને ત્યાંથી ભગાડી મૂકશે, કેમ કે કોઈ પણ વોલોસ્ત પરિષદમાં લોકો સમજી જશે કે જે બાબત જાણી શકાય એમ ન હોય તેને વિશે સવાલો ઉઠાવવાનો કશો જ અર્થ નથી. એ વાત કોઈ પણ કામદાર અને કિસાન સમજી જશે. **(તાળીઓ.)** તમે જવાબની તદ્દન હઠ જ પકડી લેતા હો તો હું તમને કહીશ કે અવકાશની અવધિનો આધાર શાની ઉપર છે એ વાત અખબારોમાં લેખ લખતો કે સભાઓમાં ભાષણો કરતો કોઈ પણ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી તમને બેશક કહી શકશે: તેનો આધાર એ વાત ઉપર છે કે જાપાન ક્યારે હુમલો કરે છે, કેટલાં દળો લઈને હુમલો કરે છે, અને તેને કેટલા પ્રતીકારનો સામનો કરવો પડે છે, ફિન્લેન્ડમાં અને ઉક્રાઈનામાં જર્મનો કેટલી હદ સુધી મુશ્કેલીઓમાં સપડાઈ જાય છે, બધા મોરચાઓ ઉપર આક્રમણ

ક્યારે શરૂ થાય છે, તેનો કેવો વિકાસ થાય છે, ઑસ્ટ્રિયા તથા જર્મનીમાં આગળનો ક્રમ કેવું સ્વરૂપ ધારણ કરે છે, અને તેનો આધાર બીજી ઘણી વાતો ઉપર પણ છે. **(તાળીઓ.)**

એટલે, જ્યારે કોઈ ગંભીર સભામાં લોકો વિજયનો ભાવ ધરીને આવો સવાલ ઉઠાવે કે જવાબ આપો, આ અવકાશ કેવા પ્રકારનો હશે?—ત્યારે હું કહું છું કે ત્રણ ત્રણ વરસની યાતના પછી અવકાશનું પ્રત્યેક અઠવાડિયું ભારે મોટી ન્યામત છે એ વાત સમજનારા લોકો એવો સવાલ પૂછનારાને કામદારો અને કિસાનોની સભાઓમાંથી ભગાડી મૂકશે. **(તાળીઓ.)** હું ભારપૂર્વક કહું છું કે અત્યારે અમારી ઉપર ભલે ગમે તેટલી ગાળો વરસાવવામાં આવે, મવાળો તરફથી, લગભગ-મવાળો તરફથી, મવાળ-સમીપના લોકો તરફથી, ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ તરફથી, કેડેટો તરફથી અને મેન્શેવિકો તરફથી અમને જેટલી ગાળો ભાંડવામાં આવી છે એ બધી ભેગી કરીને છપાવવામાં આવે અને પરિણામે સેંકડો મણ કાગળો ગાળોથી ભરાઈ જાય તોપણ, મને સંબંધ છે ત્યાં સુધી એ બધું વજન આ તથ્યની સરખામણીમાં એક સાળી જેટલું હલકું હશે કે આપણી વચ્ચે દસમાંથી નવ ભાગના બોલ્શેવિકોએ આમ કહ્યું છે: યુદ્ધને અમે જાણીએ છીએ અને અમે જોઈ શકીએ છીએ કે હવે આપણે હાંસલ કરેલો આ ટૂંકો અવકાશ આપણા માંદલા લશ્કરને ફરી વાર સ્વસ્થ બનાવવા માટે લાભદાયી છે. અને સવાલ વિશે વિચાર કરનારો પ્રત્યેક માણસ જાણે છે એ જ વાત કિસાનોની દરેક સભામાં દસમાંથી નવ ભાગના કિસાનો કહેશે. કોઈ પણ રીતે સહાયભૂત થઈ શકે એવી એક પણ વ્યવહાર્ય દરખાસ્તને અમે નકારી નથી અને નકારતા નથી.

અમે અવકાશની શક્યતા હાંસલ કરી છે, પછી એ ભલે બાર દિવસ માટે જ હોય, અને તેનો યશ ક્રાંતિકારી પ્રલાપ અને "લોક" મતનો સામનો કરનારી નીતિને જાય છે. કામકોવ અને ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ તમારી સાથે રમત કરે અને તમારી સામે આંખો નચાવે ત્યારે એક તરફ તો તેઓ તમારી સામે આંખો નચાવતા હોય છે અને બીજી તરફ કેડેટોને આમ કહેતા હોય છે: આ બાબત અમારી તરફેણમાં નોંધી લો, અમે તો દિલોજાનથી તમારી સાથે જ છીએ. (**સભાખંડમાંથી અવાજ:** "આ જૂઠાણું છે.") અને સમાજવાદી-ક્રાંતિકારીઓનો એક પ્રતિનિધિ, લાગે છે કે ઉદ્દામોનો નહિ પણ અતિ-ઉદ્દામોનો એક પ્રતિનિધિ, એક પરાકાષ્ઠાવાદી, પ્રલાપ વિશે બોલ્યો ત્યારે તેણે કહ્યું કે પ્રલાપ કરવો એ તો બધી રીતે માનપાત્ર બાબત છે (**એક અવાજ:**

"તદ્દન સાચી વાત.") ખરું, મવાળોની છાવણીમાં તો એ લોકો બેશક "તદ્દન સાચી વાત" એવા જ દેકારા કરે છે. "આ જૂઠાણું છે" એવા ઉદ્ગાર કરતાં આ ઉદ્ગાર મને વધારે સુખકર લાગે છે, જોકે એ પણ મને મુદ્દલ પ્રભાવિત નથી જ કરતો. પરંતુ મેં જો કોઈ પણ જાતની સ્પષ્ટ અને ચોક્કસ સાબિતી વગર જ તેમની ઉપર પ્રલાપ કરવાનો આરોપ લગાવ્યો હોત — પણ હકીકત તો એ છે કે મેં બે દાખલા ટાંક્યા છે અને એ બન્ને દાખલા મેં મારી કલ્પનામાંથી નહિ પણ વસ્તુગત ઘટનામાંથી લીધા છે.

યાદ કરો, સમાજવાદી-ક્રાંતિકારીઓના પ્રતિનિધિઓએ ૧૯૦૭માં જ્યારે સ્તોલીપિનને સહીઓ કરીને એમ લખી આપ્યું કે અમે સમ્રાટ નિકોલાઈ બીજાની વફાદારી અને ઈમાનદારીથી સેવા કરીશું ત્યારે તેઓ પણ શું એવી જ પરિસ્થિતિમાં નહોતા? હું આશા રાખું છું કે ક્રાંતિનાં લાંબાં વરસો દરમિયાન હું કંઈક જરૂર શીખ્યો છું, અને દગાખોરીના આરોપો વડે જ્યારે મારી બદનામી કરવામાં આવે છે ત્યારે હું આમ કહું છું: સૌપ્રથમ તો આપણે ઈતિહાસમાં આપણો માર્ગ ખોળવામાં શક્તિમાન બનવું જ જોઈએ. આપણે ઈતિહાસની દિશામાં પરિવર્તન આણવા માગતા હોઈએ અને પછી એમ ખબર પડે કે દિશામાં પરિવર્તન જરૂર થયું છે પણ ઈતિહાસની નહિ, અમારી દિશામાં થયું છે — તો અમને જરૂર ફાંસીએ લટકાવી દેજો. ઈતિહાસ ભાષણોથી પ્રતીતિ નથી પામતો, અને ઈતિહાસ બતાવી આપશે કે અમારી વાત સાચી હતી. ૧૯૧૭ની મહાન ઑક્ટોબર ક્રાંતિમાં કામદારોનાં સંગઠનોને અમે લઈ આવ્યા હતા, પણ તેનો યશ એ હકીકતને જ ફાળે જાય છે કે અમે પ્રલાપ કરવાની હાલતથી ઊંચી કક્ષાએ પહોંચ્યા, અને હકીકતોને કેવી રીતે નીરખવી તથા તેમાંથી કેવી રીતે બોધ ગ્રહણ કરવો તે અમે જાણતા હતા. અને હવે માર્ચની ૧૪-૧૫મી તારીખે જ્યારે સ્પષ્ટ થઈ ગયું છે કે આપણે લડીને તો સામ્રાજ્યવાદને જ મદદ કરી હોત, વાહનવ્યવહારની વ્યવસ્થાને આખરી રૂપે પાયમાલ કરી નાખી હોત, અને પેત્રોગ્રાદ ગુમાવી દીધું હોત — ત્યારે આપણે જોઈએ છીએ કે શબ્દો સાથે રમત કરવી અને પૂંઠાની તલવાર વીંઝવી એ નિરર્થક છે. પરંતુ કામકોવ જ્યારે આવીને મને પૂછે છે કે "આ અવકાશ લાંબો ચાલશે ખરો?" ત્યારે તેનો જવાબ આપવાનું અશક્ય જ છે કેમ કે આંતરરાષ્ટ્રીય પાયા ઉપર વાસ્તવિક ક્રાંતિકારી પરિસ્થિતિ અસ્તિત્વમાં નથી રહી. પ્રત્યાઘાત માટે હવે લાંબો અવકાશ ન જ હોઈ શકે કેમ કે વાસ્તવિક પરિસ્થિતિ દરેક ઠેકાણે ક્રાંતિકારી છે, દરેક ઠેકાણે કામદાર વર્ગના સમુદાયો રોષે ભરાયેલા છે, પોતાના ધૈર્યની આખરી હદ

સુધી પહોંચી ગયા છે, યુદ્ધના થાકથી લોથપોથ હાલતની આખરી હદ સુધી પહોંચી ગયા છે. આ હકીકત છે. આ હકીકતથી બચવાનું અશક્ય છે અને એટલે હું તમારી સામે એમ સાબિત કરી રહ્યો છું કે એક સમય એવો હતો જ્યારે ક્રાંતિ આગળ ધપી અને આપણે તેની આગલી હરોળમાં ચાલ્યા પણ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ આપણી પીઠ પાછળ અકડાઈને ક્રાંતિની હરોળમાંથી બહાર નીકળી ગયા. **(તાળીઓ.)** પરંતુ હવે એવા સમયની શરૂઆત થઈ ગઈ છે જ્યારે આપણે મુકાબલામાં અદમ્ય તાકાત જોઈને પીછેહઠ કરવી પડશે. આ તદ્દન નક્કર વર્ણન છે. આ બાબતમાં મારી વાતનું ખંડન કોઈ જ નહિ કરે. ઐતિહાસિક પૃથક્કરણ અનિવાર્ય રૂપે તેને સાચું ઠરાવશે. અહીં આપણો માર્ક્સવાદી, લગભગ-માર્ક્સવાદી, માર્તોવ તમારી સમક્ષ આવે છે અને વોલોસ્ત પરિષદની નિંદા કરે છે. તે અખબારોને બંધ કરી દેવાના કદમની બૂરાઈ કરે છે, તે એવી ડિંગ હાંકે છે કે જુલમ અને સખ્તીનો ભોગ બનેલાં અખબારોને એટલા માટે બંધ કરી દેવામાં આવ્યાં છે કે તેઓ સોવિયેત સત્તાને ઉથલાવી પાડવામાં મદદ કરી રહ્યાં હતાં, તે બીજી પણ બૂરાઈ કરે છે **(તાળીઓ)**... આ બાબતમાં તે ચુપ નથી રહેતો. તે આવી બાબતો તમારી સમક્ષ રજૂ કરે છે, પરંતુ ઑક્ટોબર પછી આપણે વિજયી આગેકૂચ કરી છે તે સાચું છે કે નહિ એવા મેં સાફ પૂછેલા ઐતિહાસિક સવાલનો જવાબ આપવાનો પ્રયાસ... **(મવાળો તરફથી અવાજો: "ના.")** તમે "ના" કહો છો પણ આ બધા "હા" કહે છે. હું પૂછું છું: વિશ્વ-સામ્રાજ્યવાદની વિરુદ્ધના આક્રમણમાં આપણે અત્યારે વિજયી આગેકદમ કરી શકીએ એમ છીએ ખરા? આપણે આગળ વધી શકીએ એમ નથી, અને દરેક માણસ એ વાત જાણે છે. જનતાને ક્રાંતિ શીખવવા કાજે—ક્રાંતિ એક ગહનગંભીર, કઠિન અને જટિલ વિજ્ઞાન છે—કામદારો અને કિસાનો બન્નેને, જે લોકો ક્રાંતિ કરી રહ્યા છે તેમને, ક્રાંતિ કેવી રીતે કરવી એ શીખવવા માટે આવું નિષ્કપટ સાદું નિવેદન સીધી રીતે કરવામાં આવે છે ત્યારે અમારા દુશ્મનો દેકારા કરી મૂકે છે: બાયલાઓ, દેશદ્રોહીઓ, ઝંડો તજી દેવામાં આવ્યો છે; તેઓ પોકળ શબ્દોનો આશરો લે છે અને હવામાં હાથ હલાવે છે. ના, ક્રાંતિના આખા ઈતિહાસ દરમિયાન આવા અનેક ક્રાંતિકારી વાતખોરો થઈ ગયા છે પણ દુર્ગંધ અને ધુમાડા સિવાય તેમની બીજી કોઈ જ નિશાનીઓ બચી નથી. **(તાળીઓ.)**

સાથીઓ મેં ટાંકેલો એક બીજો દાખલો જર્મનીનો હતો, એવા જર્મનીનો કે જે નેપોલિયનના હાથે કચડાઈ ગયું હતું, એવા જર્મનીનો કે જેણે યુદ્ધો

અને શરમભરી સુલેહ વચ્ચે બદલતો રહેતો ક્રમ જોયો છે. મને પૂછવામાં આવે છે: આપણે સુલેહની શરતોનું શું લાંબા સમય સુધી પાલન કરવાના છીએ? તમે સુલેહની શરતોનું પાલન કરવાના છો કે નહિ?—એવો સવાલ મને પૂછનાર કોઈ ત્રણ વર્ષનું બાળક હોત તો એ સવાલ મને સુખકર પણ લાગ્યો હોત અને તેમાં મને બાલસહજ ભોળપણ પણ લાગ્યું હોત. પરંતુ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીનો વયસ્ક કામકોવ જ્યારે મને એ સવાલ પૂછે છે ત્યારે હું જાણું છું કે થોડાક પુખ્ત કામદારો અને કિસાનો ભલે એ ભોળપણમાં માને, પણ તેમની બહુસંખ્યા તો આમ જ કહેશે: "દંભી થવાનું હવે બંધ કરો." કારણ કે મેં ટાંકેલો ઐતિહાસિક દાખલો યથાસંભવ સ્પષ્ટ રૂપે બતાવી આપે છે કે લશ્કર ગુમાવી દેનારી—અને એમ એક કરતાં વધારે વાર બન્યું છે—પ્રજાઓનાં, સમગ્ર પ્રદેશ તદ્દન ગુમાવી દેવાની હદ સુધી કચડી નાખવામાં આવેલી અને વિજેતાની નવી ઈજાફતી ચડાઈઓ માટે સહાયક સૈન્યો તેને હવાલે કરી દે એટલી હદ સુધી કચડી નાખવામાં આવેલી પ્રજાઓનાં, મુક્તિ યુદ્ધોને ઈતિહાસમાંથી છેકી નાખી શકાય નહિ, કોઈ રીતે ભૂંસી નાખી શકાય નહિ. પણ મેં શબ્દશ: અહેવાલમાં જોયું છે તેમ મારી વાતનું ખંડન કરતી વેળા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી કામકોવે જ્યારે એમ કહ્યું કે "પરંતુ સ્પેનમાં મુક્તિ યુદ્ધો થયાં હતાં ખરાં," ત્યારે તેણે મારી જ વાતનું સમર્થન કર્યું છે, તેણે ખરેખર પોતાના જ ગાલ પર લપડાક લગાવી છે. સ્પેન અને જર્મની ચોક્કસ રૂપે મારા દાખલાનું જ સમર્થન કરે છે કે ઈજાફતી યુદ્ધોના ઐતિહાસિક ગાળાના સવાલનો નિર્ણય "તમે સુલેહની શરતોનું પાલન કરવાના છો? અને તમે તેનો ભંગ કરો તો એ લોકો તમને ક્યારે પકડી પાડશે..?" એવા સવાલના આધાર ઉપર કરવો એ ખરેખર બાળકો જેવી વાત છે. ઈતિહાસ આપણને કહે છે કે પ્રત્યેક સુલેહ સંઘર્ષની તહકૂબીનું અને બળોના સંબંધોમાં આવેલા પરિવર્તનનું પરિણામ હોય છે, એવી સુલેહો પણ થઈ છે કે જે થોડા દિવસોમાં જ છિન્નભિન્ન થઈ ગઈ હોય, એવી સુલેહો પણ થઈ છે કે જે એક મહિના પછી છિન્નભિન્ન થઈ ગઈ હોય, અનેક વર્ષોના એવા સમયો પણ આવ્યા છે કે જ્યારે જર્મની અને સ્પેને સુલેહ કરીને થોડાક જ મહિના બાદ તેનો ભંગ કર્યો હોય, કેટલીય વાર ભંગ કર્યો હોય, અને હારબંધ યુદ્ધો દરમિયાન પ્રજાઓ શીખી હોય કે યુદ્ધ કરવાનો અર્થ શો છે. જ્યારે નેપોલિયને જર્મન લશ્કરોને બીજી પ્રજાઓનાં ગળાં દાબી દેવા માટે આગળ દોડાવ્યાં ત્યારે તેણે તેમને ક્રાંતિકારી યુદ્ધ કરતાં શીખવ્યું. ઈતિહાસનો ક્રમ એવો રહ્યો છે.

એટલે જ હું તમને કહું છું, સાથીઓ, કે આપણા બોલ્શેવિક જૂથના

દસમાંથી નવ ભાગોએ અપનાવેલા નિર્ણયને રશિયાની રાજકીય જાગ્રતિ ધરાવતી સમગ્ર જનતાના — કામદારો અને કિસાનોના — દસમાંથી નવ ભાગ મંજૂરી આપશે જ એ વાતની મને ઊંડી પ્રતીતિ છે. **(તાળીઓ.)**

મેં સાચી વાત કરી છે કે મેં ભૂલ કરી છે એ બાબતને ચકાસી જોવાનું સાધન આપણી પાસે છે, કારણ કે તમે સૌ પ્રદેશોમાં પાછા જશો અને તમારામાંથી પ્રત્યેક જણ સ્થાનિક સોવિયેતોને અહેવાલ આપશે, અને દરેક ઠેકાણે સ્થાનિક નિર્ણયો લેવામાં આવશે. અંતમાં હું આટલું કહીશ: ઉશ્કેરણીનો ભોગ બની જતા નહિ. **(તાળીઓ.)** મૂડીવાદી વર્ગ જાણે છે કે પોતે શું કરી રહ્યો છે. વિન્નિચેન્કાઓનો, ઉક્રાઈનાના કેરેન્સ્કીઓનો, અથવા ત્સેરેતેલી અને ચેર્નોવનો મૂડીવાદી વર્ગ જાણે છે કે પોતે પ્સ્કોવમાં ઉમંગમાં કેમ આવી ગયેલો, અને તાજેતરમાં ઓદેસ્સામાં ઉમંગમાં કેમ આવી ગયેલો. તે એટલા માટે ઉમંગમાં આવી ગયેલો કે નાસભાગ કરતા અને માંદલા લશ્કર વડે લડાઈ લડવાની કોશિશ કરીને સોવિયેત સત્તાએ મુત્સદ્દીગીરીની બાબતમાં તેમ જ પરિસ્થિતિનું મૂલ્યાંકન કરવાની બાબતમાં કરેલી પ્રચંડ ભૂલને મૂડીવાદી વર્ગ પૂર્ણ રૂપે સમજી ગયો હતો. મૂડીવાદી વર્ગ તમને લલચાવીને યુદ્ધની ખાઈમાં ગબડાવી દેવા માગે છે. ફક્ત આક્રમણ કરવાનું જ નહિ, પીછેહઠ કરવાનું પણ જરૂરી હોય છે. પ્રત્યેક સૈનિક એ વાત જાણે છે. સમજી લો કે મૂડીવાદી વર્ગ તમને અને અમને બન્નેને જાળમાં સપડાવવા માગે છે. સમજી લો કે આખો મૂડીવાદી વર્ગ અને તેના સઘળા મરજિયાત કે બિનમરજિયાત મળતિયાઓ તમારે માટે આ જાળ ગોઠવી રહ્યા છે. સમય મેળવવા માટે પીછેહઠ કરીને તમે અત્યંત સખત પરાજયો સહન કરી શકશો અને અત્યંત મુશ્કેલ હાલતમાં પણ ટકી રહી શકશો, સમય આપણે પક્ષે છે. ઠાંસી ઠાંસીને પેટ ભરી બેઠેલા સામ્રાજ્યવાદીઓનું પેટ જરૂર ફાટશે જ, અને તેમના પેટમાં એક નવી વિરાટ શક્તિ વિકાસ પામી રહી છે, એ વિરાટ શક્તિ આપણને રુચે તેના કરતાં વધારે ધીરી ગતિએ વિકસિત થઈ રહી છે એ ખરું, પણ તે વિકસિત તો થઈ જ રહી છે, તે આપણી વહારે જરૂર આવશે જ, અને જ્યારે આપણે જોઈશું કે તે પોતાનો પ્રથમ ફટકો લગાવવાની શરૂઆત કરી રહી છે ત્યારે આપણે કહીશું: પીછેહઠનો વખત હવે પૂરો થયો છે, વિશ્વ-વ્યાપી આક્રમણનો અને વિશ્વ સમાજવાદી ક્રાંતિના વિજયનો યુગ શરૂ થઈ રહ્યો છે. **(તાળીઓનો દીર્ઘ ગડગડાટ.)**

'પ્રાવદા' અંક ૪૯,
૧૯(૬) માર્ચ, ૧૯૧૮

## ૪

## બ્રેસ્ત સુલેહની બહાલી સંબંધી ઠરાવ

આપણા પ્રતિનિધિઓએ ૩ માર્ચ, ૧૯૧૮ના દિવસે બ્રેસ્ત-લિતોવ્સ્કમાં જે સુલેહ ઉપર સહી કરી છે તેને કોંગ્રેસ માન્ય કરે છે (બહાલી આપે છે).

કેંદ્રીય કાર્યવાહી સમિતિ તથા લોક-કમિસાર મંડળનાં માન્યામાં ન આવે એવી આકરી, અત્યાચારી અને નામોશીભરી વર્તમાન સુલેહ કરી લેવાના નિર્ણય સંબંધી કદમોને કોંગ્રેસ એ વાત ધ્યાનમાં લેતાં સાચાં ગણે છે કે આપણી પાસે લશ્કર નથી અને જનતા યુદ્ધથી બેહદ થાકી ગઈ છે, તેની મુસીબતના વખતમાં તેને મૂડીવાદી વર્ગનું અથવા મૂડીવાદી બુદ્ધિજીવીઓનું સમર્થન નથી મળ્યું પણ તે જોઈ ચૂકી છે કે તેની મુસીબતનો ઉપયોગ સ્વાર્થી વર્ગીય હેતુઓ માટે કરવામાં આવ્યો છે.

સુલેહના પ્રતિનિધિમંડળે ઉઠાવેલાં કદમોને કોંગ્રેસ નિ:શંક સાચાં ગણે છે. પ્રતિનિધિમંડળે સુલેહની જર્મન શરતોની વિગતવાર ચર્ચામાં ઊતરવાનો ઇનકાર કર્યો કેમ કે એ શરતો આપણી ઉપર સાફ અલ્ટીમેટમના રૂપમાં તથા ઉઘાડી બળજબરી દ્વારા લાદવામાં આવી હતી.

બધા કામદારો, સૈનિકો અને કિસાનોને, સમગ્ર કામગાર અને ઉત્પીડિત જનતાને, કોંગ્રેસ અત્યંત ભારપૂર્વક અનુરોધ કરે છે કે તેઓ અત્યારની ઘડીનું સૌથી મુખ્ય, તાત્કાલિક અને અત્યંત તાકીદનું કર્તવ્ય ઉપાડી લે, અર્થાત્ કામગાર જનતાની શિસ્ત અને આત્મશિસ્તમાં સુધારો કરવો, આખા દેશમાં એવાં મજબૂત પાયા ધરાવતાં સંગઠનોનું નિર્માણ કરવું કે જે સમસ્ત ઉત્પાદન અને વહેંચણીને યથાસંભવ આવરી લે, અંધાધૂંધી, અવ્યવસ્થા તથા આર્થિક પાયમાલીની વિરુદ્ધ બેરહમ સંઘર્ષ ચલાવવો કારણ કે તે અત્યંત યાતનાપૂર્ણ યુદ્ધના વારસા તરીકે ઐતિહાસિક રૂપે અનિવાર્ય છે પણ સાથે સાથે સમાજવાદના સંપૂર્ણ વિજયના માર્ગમાં અને સમાજવાદી સમાજના પાયાઓને મજબૂત બનાવવાના માર્ગમાં મુખ્ય અવરોધ છે.

આજે, ઑકટોબર ક્રાંતિ પછી, રશિયામાં મૂડીવાદી વર્ગની રાજકીય સત્તાને ઉથલાવી પાડવામાં આવી છે ત્યાર પછી, બધી ગુપ્ત સામ્રાજ્યવાદી સંધિઓને આપણે રદ કરીને પ્રકાશિત કરી દીધા પછી, પરદેશી લોનોને રદ કરી દીધા

પછી, કામદારો અને કિસાનોની સરકારે એક પણ અપવાદ વગર બધી પ્રજાઓ સમક્ષ ઈન્સાફી સુલેહની દરખાસ્ત પેશ કરી દીધી છે ત્યાર પછી, સામ્રાજ્યવાદી પંજામાંથી છૂટી જનાર રશિયાને એમ જાહેર કરવાનો અધિકાર છે કે બીજા દેશોમાં લૂંટ ચલાવવાના અને બીજા દેશોનું દમન કરવાના કામમાં પોતે ભાગીદાર નથી.

રશિયન સોવિયેત સમવાયી પ્રજાસત્તાકે લૂંટફાટનાં યુદ્ધોને સર્વાનુમતે વખોડી કાઢયાં હોઈને તે હવે પછી કોઈ પણ સામ્રાજ્યવાદી સત્તાના બધા સંભવિત હુમલાઓની વિરુદ્ધ સમાજવાદી પિતૃભૂમિનું રક્ષણ કરવાને પોતાનો અધિકાર અને પોતાની ફરજ ગણે છે.

એટલે, કૉંગ્રેસ સમગ્ર કામગાર જનતાની બિનશરતી ફરજ ગણે છે કે તે આપણા દેશની સંરક્ષણ શક્તિના નવનિર્માણ તથા સુધારમાં અને સમાજવાદી મિલિશિયાના આધારે તેમ જ યુવાનીમાં કદમ માંડતાં તથા પુખ્ત ઉંમરનાં તમામ સ્ત્રીપુરુષોની સાર્વજનીન લશ્કરી તાલીમના આધારે લશ્કરી તાકાતના નવનિર્માણમાં પોતાની સમગ્ર શક્તિઓ લગાવી દે.

કૉંગ્રેસ પોતાનો સંપૂર્ણ વિશ્વાસ વ્યક્ત કરે છે કે જે સોવિયેત સત્તાએ મૂડીની ધૂંસરીની વિરુદ્ધ સમાજવાદ માટે સંઘર્ષ કરનારા બધા દેશોના કામદારોના આંતરરાષ્ટ્રીય ઐક્યને લગતી બધી જવાબદારીઓ બહાદુરીથી પૂરી કરી છે એ સોવિયેત સત્તા ભવિષ્યમાં પણ આંતરરાષ્ટ્રીય સમાજવાદી આંદોલનને સહાય કરવાની દિશામાં, માનવજાતને મૂડીની ધૂંસરી તથા વેતનદારી ગુલામીમાંથી મુક્તિ તરફ તથા સમાજવાદી સમાજના નિર્માણ તરફ અને બધી પ્રજાઓ વચ્ચે દીર્ઘજીવી તેમ જ ઈન્સાફી સુલેહ તરફ લઈ જતા માર્ગને સુનિશ્ચિત અને ટૂંકો બનાવવાની દિશામાં, પોતાનાથી બનતું બધું જ કરશે.

કૉંગ્રેસને દૃઢ પ્રતીતિ છે કે આંતરરાષ્ટ્રીય કામદાર ક્રાંતિ હવે બહુ દૂર નથી, બધા દેશોના સામ્રાજ્યવાદીઓ સમાજવાદી આંદોલનને દબાવી દેવા માટે અત્યંત પાશવી ઉપાયો અજમાવતાં મુદ્દલ અચકાતા નથી એ હકીકત છતાં સમાજવાદી સર્વહારા વર્ગનો સંપૂર્ણ વિજય સુનિશ્ચિત છે.

૧૩ અથવા ૧૪ માર્ચ,
૧૯૧૮ના દિવસે લિખિત
'પ્રાવદા' ('સોત્સિઆલ-દેમોક્રાત')
અંક ૪૭માં પ્રકાશિત
૧૬(૩) માર્ચ, ૧૯૧૮

## કામદારો, કિસાનો, અને લાલ સેનાના પ્રતિનિધિઓની મોસ્કો સોવિયેતમાં કરેલું પ્રવચન

### ૨૩ એપ્રિલ, ૧૯૧૮

હું ફરી વાર કહું છું કે આપણી ક્રાંતિનો સૌથી મુશ્કેલ અને અત્યંત ગંભીર તબક્કો હવે શરૂ થયો છે. આપણી સમક્ષ ઉપસ્થિત કર્ત્તવ્ય આપણી સમગ્ર શક્તિનો અવિચલિત રૂપે ઉપયોગ કરવાનું અને તેને નવા સર્જનાત્મક કાર્યમાં લાગુ કરવાનું છે કારણ કે પોતાના વિરાટકાય ક્રાંતિકારી કાર્યની બાબતમાં હજુ એકદમ અટૂલા ક્રાંતિકારી રશિયન સર્વહારા વર્ગને, આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ આપણી વહારે આવે એવા મુક્તિના સમય સુધી ટકી રહેવામાં, ફક્ત લોખંડી સહનશક્તિ અને શ્રમ-શિસ્ત જ મદદ કરશે.

આપણે ક્રાંતિકારી કામદાર વર્ગની એવી ટુકડી છીએ કે જે સૌથી મોખરે પહોંચી ગઈ છે, પરંતુ તેનું કારણ એ નથી કે આપણે બીજા કામદારો કરતાં બહેતર કામદારો છીએ, તેનું કારણ એ નથી કે રશિયન સર્વહારા વર્ગ બીજા દેશોના કામદાર વર્ગ કરતાં ઉચ્ચતર કક્ષા ધરાવે છે, તેનું એકમાત્ર કારણ એ છે કે આપણો દેશ દુનિયાના અત્યંત પછાત દેશોમાંનો એક હતો. પોતાના સરંજામ અને શિસ્તની પ્રચંડ તાકાત ઉપર આધાર રાખતા આંતરરાષ્ટ્રીય સામ્રાજયવાદને નિર્ણાયક રૂપે નષ્ટ કરી નાખવામાં આપણે જયારે અંતે સફળ થઈશું ત્યારે જ આપણને આખરી ફતેહ હાંસલ થશે. પરંતુ આપણે વિજય તો બીજા દેશોના, આખી દુનિયાના, બધા કામદારોની જોડે મળીને જ હાંસલ કરી શકીશું.

સંજોગોના દબાણ હેઠળ આપણને બ્રેસ્તમાં જુલમી સુલેહ સ્વીકારવી પડી છે, અને આપણે એ હકીકત છુપાવતા નથી કે ક્રાંતિના જે સંખ્યાબંધ દુશ્મનો ચારે બાજુથી આપણી ઉપર ધસી આવી રહ્યા છે તથા વર્તમાન સમયે જેમની વિરુદ્ધ સક્રિય સંઘર્ષ શરૂ કરવા આપણે તદ્દન અશક્ત છીએ તેઓ ગમે તે ઘડીએ દગાખોરી કરીને આ સુલેહનો ભંગ કરી શકે છે. ધ્યાનમાં રાખજો કે જે કોઈ

તમને અત્યારે આંતરરાષ્ટ્રીય ધાડપાડુ સામ્રાજ્યવાદની વિરુદ્ધના આ સક્રિય સશસ્ત્ર અને ખુલ્લા સંઘર્ષ માટે હાકલ કરે તે જનતાની વિરુદ્ધ દગાખોરીનું કૃત્ય કરશે, તે મરજિયાત અથવા બિનમરજિયાત ઉશ્કેરણીખોર હશે અને સામ્રાજ્યવાદીઓની એક અથવા બીજી ટોળકીનો દાસ હશે. અને આપણે તાજેતરના સમય દરમિયાન જે કાર્યનીતિનો અમલ કર્યો છે તેના વિરોધમાં કાર્ય કરનાર કોઈ પણ માણસ— પછી તે પોતાને ભલે વધારેમાં વધારે "ઉદ્દામ" કોમ્યુનિસ્ટ કે અતિ-ઉદ્દામ કોમ્યુનિસ્ટ પણ કહેવડાવતો હોય—હલકી કોટિનો ક્રાંતિકારી છે, હું તો એથી પણ આગળ વધીને કહીશ કે એવો માણસ મુદ્દલ ક્રાંતિકારી છે જ નહિ. **(તાળીઓ.)**

'પ્રાવદા'ના ૭૯મા અંકમાં
અને 'ઈઝવેસ્તિયા'ના ૮૧મા અંકમાં
૨૪ એપ્રિલ, ૧૯૧૮ના દિવસે પ્રકાશિત

# અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિની મિટિંગમાં સોવિયેત સરકારનાં તાત્કાલિક કર્ત્તવ્યો સંબંધી અહેવાલ

## ૨૯ એપ્રિલ, ૧૯૧૮

(અવતરણ)

નિમ્ન-મૂડીવાદી છાવણીના અમારા વિરોધીઓના અમારી વિરુદ્ધ સંઘર્ષનું મુખ્ય મેદાન ગૃહનીતિ અને આર્થિક નિર્માણનું ક્ષેત્ર છે. તેમનું હથિયાર છે—સુસંગઠિત સમાજવાદી અર્થતંત્રના નિર્માણની બાબતમાં સર્વહારા વર્ગ જે કંઈ નિર્ણયો કરે છે અને જે કંઈ કાયમ કરવાની કોશિશ કરે છે તેના પાયા ખોદી નાખવા. અહીં નિમ્ન-મૂડીવાદી તત્ત્વ—નાના માલિકોનું અને નિરંકુશ સ્વાર્થપરાયણતાનું તત્ત્વ—સર્વહારા વર્ગના કટ્ટર દુશ્મન તરીકે કામ કરે છે.

અને આપણે જો ક્રાંતિની સમગ્ર ઘટનાઓ દરમિયાન નિમ્ન-મૂડીવાદી વર્ગના વલણને એક ગ્રાફના રૂપમાં જોઈએ તો આપણને જણાશે કે તે આપણાથી અત્યંત સ્પષ્ટ રૂપે દૂર હઠતો ગયો છે. સ્વાભાવિક રીતે જ, આજની ઘડીના તાત્કાલિક અને વર્તમાન કર્ત્તવ્યોનો મુખ્ય વિરોધ, શબ્દના અધિક ચોક્કસ અર્થમાં વિરોધ, આપણને આ છાવણીમાં જોવા મળે છે. અહીં આપણને એવા લોકો તરફથી વિરોધ જોવા મળે છે જે આપણી જોડે સમજણ કરી લેવાનો સિદ્ધાંતની દૃષ્ટિએ ઇનકાર નથી કરતા, તેઓ જે સવાલોના સંબંધમાં આપણી ટીકા કરે છે તેના કરતાં વધારે મહત્ત્વના સવાલોની બાબતમાં આપણું સમર્થન કરે છે, તેમનો વિરોધ સમર્થન જોડે મિશ્રિત છે.

૨૫મી એપ્રિલના 'ઝ્નામ્યા ત્રુદા'માં મને જે નિવેદનો જોવા મળ્યાં એવાં નિવેદનો આપણને ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી અખબારોનાં પાનાંમાં જોવા મળે તો અમને આશ્ચર્ય નહિ થાય. એ અખબાર લખે છે: "મવાળ બોલ્શેવિકો બહાલીવાદીઓ છે" (ભયંકર ઘૃણાયુક્ત ઉપનામ). આ લડવૈયાઓને એથી ઊલટું ઉપનામ આપવામાં આવે તો શું થાય? એ શું એથી ઓછી ભયંકર અસર ઉપજાવશે? પણ બોલ્શેવિઝમની અંદર આવાં વલણોનો સામનો કરવો પડે તો તેમાં કશીક બાબતનો નિર્દેશ જરૂર છે જ. ૨૫મી એપ્રિલે મારી નજર

એક અખબારમાં છપાયેલી થિસિસ ઉપર પડી જેમાં અમારું રાજકીય ચરિત્રચિત્રણ આપવામાં આવ્યું હતું. એ થિસિસ વાંચી ત્યારે મને થયું કે આનો લખનાર "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના અખબાર 'કોમ્મુનીસ્ત'માંથી કે પછી તેમના સામયિકમાંથી જ કોઈ હોવો જોઈએ કારણ કે ઘણું બધું મળતું આવે છે. પરંતુ મને નિરાશા જ મળવાની હતી કેમ કે એ થિસિસ તો 'વ્પેર્યોદ'[49] અખબારમાં છપાયેલી ઈસુવની થિસિસ નીકળી. **(હસાહસ, તાળીઓ.)**

અને એટલે, સાથીઓ, જયારે આપણે બોલ્શેવિઝમના કોઈ એક વિશિષ્ટ વહેણની જોડે અથવા જેણે કેરેન્સ્કી સાથે એકસંપીની નીતિ અપનાવી હતી એ જ પાર્ટીની, જેની અંદર ત્સેરેતેલીએ મૂડીવાદી વર્ગ જોડે કરારો કર્યા હતા એ જ પાર્ટીની, મેન્શેવિક થિસિસોના કોઈ પ્રકારના નિરૂપણ જોડે 'ઝ્નામ્યા ત્રુદા'ના ઐક્ય જેવી રાજકીય ઘટનાઓ જોઈએ છીએ, જયારે આપણે ઉદ્દામ કોમ્યુનિસ્ટોના જૂથમાંથી અને નવા સામયિકમાંથી ઉદ્ભવતા હુમલાઓની સાથે બરાબર મેળ ખાતા હુમલાઓનો સામનો કરીએ છીએ—ત્યારે જરૂર દાળમાં કંઈક કાળું છે જ. એમાં એવું કંઈક છે જે આ હુમલાઓના સાચા મહત્ત્વ ઉપર પ્રકાશ પાડે છે. અને આ હુમલાઓ ઉપર ધ્યાન આપવું સાર્થક છે, ભલે ફક્ત એ કારણે કે જે લોકોની જોડે વાદવિવાદમાં ઊતરવું સાર્થક છે તેમની જોડેના વાદવિવાદો મારફત સોવિયેત સરકારનાં મુખ્ય કર્ત્તવ્યોનું મૂલ્યાંકન કરવાની તક આપણને એથી સાંપડે છે, કેમ કે અહીં આપણી સમક્ષ માર્ક્સવાદી સિદ્ધાંત છે અને આપણે ક્રાંતિની ઘટનાઓનું મહત્ત્વ તથા સત્ય શોધી કાઢવાની અસંદિગ્ધ ઝંખનાને ધ્યાનમાં લઈ શકીએ છીએ. અહીં સમાજવાદ પ્રત્યેની નિષ્ઠા અને સમાજવાદને પક્ષે તથા મૂડીવાદી વર્ગની વિરુદ્ધ રહેવાનો દેખીતો નિર્ણય ખરી ચર્ચાનો મુખ્ય આધાર બની રહે છે, પછી મૂડીવાદી વર્ગની વિરુદ્ધના સંઘર્ષ દરમિયાન એ બાબતમાં સર્વહારા વર્ગે ભલે ગમે એટલી ભૂલો—વિશિષ્ટ વ્યક્તિઓ, જૂથો અથવા વહેણોના અભિપ્રાય મુજબ—કરી હોય.

હું જયારે એમ કહું છું કે એ લોકોની જોડે વાદવિવાદમાં ઊતરવું સાર્થક છે ત્યારે મારા મનમાં વાગ્યુદ્ધ નહિ પણ બેશક સાર્થક વાદવિવાદ છે, એ હકીકત છે કે સવાલ વર્તમાન સમયની અત્યંત મહત્ત્વની મૂળભૂત સમસ્યા વિશેના વાદવિવાદ જોડે સંબંધિત છે. એ કોઈ અકસ્માત નથી કે વિવાદો એ દિશામાં જ થઈ રહ્યા છે. વસ્તુલક્ષી દૃષ્ટિએ વર્તમાન સમયનું મૂળભૂત કર્ત્તવ્ય એ જ દિશામાં રહેલું છે—સર્વહારા વર્ગના ક્રાંતિકારી સંઘર્ષનું કર્ત્તવ્ય કે જેને રશિયાની વર્તમાન પરિસ્થિતિએ નિર્ધારિત કર્યું છે તથા જેને વિપુલ પ્રમાણમાં અત્યંત

વિવિધ નિમ્ન-મૂડીવાદી વહેણોની હયાતીની હાલતમાં અને એવા વખતે હર ઉપાયે કરવાનું છે જ્યારે સર્વહારા વર્ગ માટે પોતાને જ એમ કહેવાની પૂરેપૂરી જરૂરત છે કે આ સવાલની બાબતમાં પોતે કોઈ જાતની છૂટછાટ મૂકી શકે એમ નથી કેમ કે મૂડીવાદી વર્ગના હાથમાંથી સત્તા આંચકી લઈને શરૂ કરવામાં આવેલી તથા મૂડીવાદી વર્ગના સમગ્ર પ્રતીકારના ભુક્કા ઉડાવી દઈને ચાલુ રાખવામાં આવેલી સમાજવાદી ક્રાંતિ, સર્વહારા વર્ગીય શિસ્ત તથા કામગાર જનતાના સંગઠનની તેમ જ તદ્દન પદ્ધતિસર કડક વ્યાવહારિક તરીકાઓ વડે કામ સંભાળવાની આવડત તથા મોટા પાયાના ઉદ્યોગનાં હિતોની જાણકારીની સમસ્યાઓને દૃઢતાથી મોખરે મૂકે છે. આ સમસ્યાઓને સર્વહારા વર્ગે અમલમાં ઉકેલવી જ જોઈએ નહિતર તેને પરાજય ખાવો પડશે. — આ છે સમાજવાદી ક્રાંતિની મુખ્ય અને ખરી મુશ્કેલી. — "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના જૂથના પ્રતિનિધિઓ જોડે દલીલો એ હકીકત છતાં શબ્દના ઐતિહાસિક અને રાજકીય અર્થમાં ખૂબ સાર્થક અને ખૂબ મહત્ત્વની છે કે તેમના ધોરણને અને સિદ્ધાંતને તપાસી જોતાં તેમાં આપણને — હું ફરી વાર કહું છું અને તેને અબઘડી સાબિત કરી આપીશ — એ જ નિમ્ન-મૂડીવાદી દુવિધાઓ સિવાય બીજું કશું મુદ્દલ દેખાતું જ નથી. "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના જૂથના સાથીઓ પોતાને ભલે ગમે તે નામે ઓળખાવતા હોય પણ તેઓ મુખ્યત્વે તો પોતાની થિસિસોની ઉપર જ ફટકો લગાવે છે. હું ધારી લઉં છું કે આ મિટિંગમાં હાજર લોકોની મોટી બહુસંખ્યાને તેમના વિચારો સુવિદિત છે કેમ કે તેના સારતત્ત્વને અમે બોલ્શેવિક વર્તુળોમાં માર્ચની શરૂઆતથી ચર્ચતા આવ્યા છીએ, અને જે લોકોએ મહત્ત્વપૂર્ણ રાજકીય સાહિત્યમાં રસ ન લીધો હોય તેઓ પણ સોવિયેતોની છેલ્લી અખિલ રશિયન કોંગ્રેસમાં ઊભા થયેલા મતભેદોના સંબંધમાં એ વિચારોથી વાકેફ થયા જ હશે અને તેમણે તેને વિશે ચર્ચાઓ કરી જ હશે.

એ રીતે, તેમની થિસિસોમાં આપણે મુખ્યત્વે એ જ વાત જોઈએ છીએ જે આપણને અત્યારે આખી સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીમાં જોવા મળે છે. તેમાં આપણે એ જ વાત જોઈએ છીએ જે આપણે અત્યારે મવાળોની છાવણીમાં તેમ જ મૂડીવાદી વર્ગની છાવણીમાં મિલ્યુકોવથી માંડીને માર્તોવ સુધી જોઈએ છીએ. તેમને માટે રશિયાની બાબતમાં પરિસ્થિતિની આ વર્તમાન મુશ્કેલીઓ વિશેષ રૂપે દુ:ખકર છે તે એ દૃષ્ટિએ કે રશિયાએ મહાન સત્તા તરીકેનું પોતાનું સ્થાન ગુમાવી દીધું છે, તે એક પુરાણા રાષ્ટ્રમાંથી તથા ઉત્પીડક રાજ્યમાંથી ઉત્પીડિત દેશમાં પલટાઈ ગયું છે, કાગળ ઉપર નહિ પણ અમલમાં

એવો નિર્ણય લેવાની દૃષ્ટિએ કે સમાજવાદના પંથની હાડમારીઓ ભોગવવાનું સાર્થક છે કે નહિ, તાજી શરૂ થયેલી સમાજવાદી ક્રાંતિની હાડમારીઓ સહન કરવાનું સાર્થક છે કે નહિ, દેશને પોતાના રાજયત્વના સંબંધમાં અને પોતાની રાષ્ટ્રીય સ્વાધીનતાના સંબંધમાં અત્યંત મુશ્કેલ પરિસ્થિતિઓમાંથી પસાર થવું પડે એ સાર્થક છે કે નહિ.

અહીં સૌથી વધારે ઊંડા વિભાજનમાં એક તરફ એ લોકો છે જેમને માટે સમગ્ર મૂડીવાદી વર્ગની જેમ જ રાજયની સ્વાધીનતા એક આદર્શ છે અને સીમા છે, પવિત્રમાં પવિત્ર વસ્તુ છે—એવી સીમા છે જેને ઓળંગી શકાય જ નહિ અને જેનું ઉલ્લંઘન સમાજવાદનો અસ્વીકાર છે—અને બીજી તરફ એમ કહેતા લોકો છે કે દુનિયાના પુનર્વિભાજન માટેના ઝનૂની સામ્રાજયવાદી હત્યાકાંડના યુગમાં અગાઉ ઉત્પીડક ગણાતાં અનેક રાષ્ટ્રોના ખૂબ સખત પરાજયો વગર સમાજવાદી ક્રાંતિ આગળ વધી શકે જ નહિ. અને એટલે માનવજાતિ માટે ભલે ગમે એટલું પીડાયુક્ત બને તોપણ સમાજવાદીઓ, વર્ગજાગ્રત સમાજવાદીઓ, એવી બધી કસોટીઓ માથે લેવા તૈયાર છે.

ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ સૌથી વધારે ડગુમગુ આ આધાર પરત્વે જ રહ્યા છે જે તેમને સૌથી વધારે અસ્વીકાર્ય રહ્યો છે, અને "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"માં સૌથી મોટી દુવિધાઓ આપણે બરાબર આ જ આધાર વિશે જોઈએ છીએ.

આપણે જાણીએ છીએ તે મુજબ તેમણે પોતાની જે થિસિસોની આપણી જોડે ચોથી એપ્રિલે ચર્ચા કરેલી અને જેને તેમણે ૨૦મી એપ્રિલે પ્રકાશિત કરી છે તેમાં તેઓ વારંવાર સુલેહના સવાલ ઉપર જ પાછા આવતા રહે છે.

તેઓ સુલેહના સવાલના મૂલ્યાંકન ઉપર વધારેમાં વધારે ધ્યાન આપે છે અને એમ કરીને સાબિત કરવાની કોશિશ કરે છે કે સુલેહ તો લોથપોથ અને વર્ગચ્યુત લોકસમુદાયોની મનોવૃત્તિની અભિવ્યક્તિ છે.

તેઓ જયારે એવા આંકડા ટાંકે છે કે ૧૨ સુલેહ કરવાની વિરોધમાં હતા અને ૨૮ તેની તરફેણમાં હતા ત્યારે તેમની દલીલો કેવી હાસ્યજનક લાગે છે! પણ જો આંકડા ભેગા કરવા જ હોય અને દોઢ મહિના પહેલાં થયેલા મતદાનને યાદ કરવું હોય તો વધારે તાજા આંકડા પણ શું ન લેવા જોઈએ? એ મતદાનને જો રાજકીય મહત્ત્વ આપવું હોય તો એમ કહેતાં પહેલાં કે સ્વસ્થ દક્ષિણ સુલેહની વિરુદ્ધ હતું પણ લોથપોથ અને વર્ગચ્યુત તેમ જ ઔદ્યોગિક દૃષ્ટિએ નિર્બળ બની ગયેલું ઉત્તર તેમના કથન મુજબ સુલેહની તરફેણમાં હતું, સોવિયેતોની અખિલ

ઉક્રાઈની કોંગ્રેસમાં થયેલા મતદાનને શું યાદ ન કરવું જોઈએ? સોવિયેતોની અખિલ રશિયન કોંગ્રેસમાં જૂથની બહુસંખ્યાના મતદાનને શું યાદ ન કરવું જોઈએ કે જેમાં દસમો ભાગ પણ સુલેહની વિરુદ્ધ નહોતો? જો આંકડા યાદ કરવા હોય અને તેને રાજકીય મહત્ત્વ આપવું હોય તો રાજકીય મતદાનને સમગ્ર રૂપે લેવું જોઈએ, અને એમ કરતાં તમે તરત જ જોઈ શકશો કે જે પાર્ટીઓએ અમુક સૂત્રો ગોખીને મોઢે કરી લીધાં હતાં અને તેમને જાદુઈ મંત્રો બનાવી દીધા હતા એ પાર્ટીઓ નિમ્ન-મૂડીવાદી વર્ગને પક્ષે સાબિત થઈ ગઈ પરંતુ કામગાર અને શોષિત જનતાના સમુદાયોએ, કામદારો, તથા સૈનિકો અને કિસાનોના સમુદાયોએ, સુલેહનો અસ્વીકાર ન કર્યો.

અને હવે જ્યારે સુલેહની તરફેણના આ ધોરણની ટીકાની સાથે સાથે એવો આરોપ લગાવવામાં આવે છે કે લોથપોથ વર્ગચ્યુત લોકસમુદાયોએ સુલેહનો આગ્રહ રાખ્યો હતો, જોકે આપણે સાફ જોઈએ છીએ કે સુલેહનો વિરોધ કરનારા તો વર્ગચ્યુત મનીષીઓ હતા, જ્યારે આપણી સમક્ષ ઘટનાઓનું એવું મૂલ્યાંકન રજૂ કરવામાં આવે છે જે મેં અખબારોમાં વાંચ્યું છે—ત્યારે આ હકીકત આપણને બતાવી આપે છે કે સુલેહ કરવાના સવાલની બાબતમાં અમારી પાર્ટીની બહુમતીનું ધોરણ તદ્દન સાચું હતું. અને અમને કહેવામાં આવ્યું કે બધી મહેનત નકામી છે, સામ્રાજ્યવાદીઓ આપણી વિરુદ્ધ એક્કો કરી ચૂક્યા છે અને ગમે તેમ કરીએ તોપણ આપણી ગળચી દબાવી દેવાના જ છે, આપણને નામોશીની હાલતમાં ધકેલવાના જ છે, વગેરે—તે છતાં અમે સુલેહ કરી. તેમને એ નામોશીભર્યું લાગ્યું એટલું જ નહિ, નિરર્થક પણ લાગે છે. તેમણે અમને કહ્યું કે આપણને અવકાશ નહિ મળે. અને અમે જ્યારે આવો જવાબ આપ્યો કે આંતરરાષ્ટ્રીય સંબંધો કેવી રીતે વિકસિત થશે એ પહેલેથી જાણવું અશક્ય છે પણ અમે એટલું તો જાણીએ જ છીએ કે સામ્રાજ્યવાદી દુશ્મનો એકબીજાની વિરુદ્ધ લડી રહ્યા છે, ત્યારે ઘટનાઓએ એ વાતને પુષ્ટિ આપી અને જેઓ વિચારસરણી તથા સિદ્ધાંતની દૃષ્ટિએ અમારા વિરોધીઓ છે તથા મુખ્યત્વે સામ્યવાદનું દૃષ્ટિબિંદુ અપનાવે છે તે ઉદ્દામ કોમ્યુનિસ્ટોના જૂથે પણ તેનો સ્વીકાર કર્યો.

ફક્ત આ એક જ વાક્ય અમારી કાર્યનીતિની સચ્ચાઈની સંપૂર્ણ સ્વીકૃતિ અને સુલેહના સવાલ સંબંધી એ દુવિધાઓની પૂર્ણતમ નિંદા વ્યક્ત કરે છે. સૌથી વધારે તો એ દુવિધાઓએ જ અમારા સમર્થકોની એક પાંખને અમારાથી દૂર ધકેલી દીધી. તેમાં ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીની અંદર જૂથબંધ

થયેલો આખો ભાગ હતો અને અમારી પાર્ટીનો એ ભાગ પણ હતો કે જે અસ્તિત્વમાં રહ્યો છે તથા હજુ છે અને જેને વિશે વિશ્વાસપૂર્વક કહી શકાય કે તે પાર્ટીમાં કાયમ રહેશે, અને જે પોતાની દુવિધાઓમાં એ દુવિધાઓના મૂળને વિશેષ રૂપે સ્પષ્ટતાથી જાહેર કરે છે. હા, જે સુલેહ આપણે મેળવી છે તે અધિકતમ હદે અસ્થિર છે, આપણને જે અવકાશ મળ્યો છે તે પશ્ચિમ અને પૂર્વ બન્ને તરફથી ગમે તે દિવસે ખતમ થઈ જાય એવો છે—એ બાબતમાં મુદ્દલ શંકાને સ્થાન નથી. આપણી આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ એટલી ગંભીર છે કે આપણી સમગ્ર તાકાત લગાવી દઈને આપણે શક્ય બને ત્યાં સુધી ટકી રહેવું જ જોઈએ, જયાં સુધી પશ્ચિમી ક્રાંતિ પરિપકવ થાય નહિ ત્યાં સુધી ટકી રહેવું જ જોઈએ. પશ્ચિમી ક્રાંતિ આપણી અપેક્ષા કરતાં અને આપણી ઇચ્છા કરતાં ઘણી વધારે ધીરી ગતિએ પરિપકવ થઈ રહી છે, પણ તે નિસ્સંદેહ પરિપકવ થઈ રહી છે જ અને વધારે ને વધારે વિસ્ફોટક સામગ્રીને પોતાની અંદર સમાવી તથા સંચિત કરી રહી છે.

વિશ્વ સર્વહારા વર્ગની એક અલગ ટુકડી તરીકે આપણે જો સૌથી પહેલા આગળ વધ્યા છીએ તો તેનું કારણ એ નથી કે આ ટુકડી બીજી ટુકડીઓ કરતાં વધારે મજબૂત રીતે સંગઠિત થઈ છે. ના, એ બીજી ટુકડીઓ કરતાં ઊતરતી કક્ષાની છે, એ બીજી ટુકડીઓ કરતાં વધારે કમજોર રીતે અને ઓછી સંગઠિત થયેલી છે, પણ ઘણા લોકો કરે છે તેમ નીચે મુજબની દલીલ તો જડતા અને પાંડિત્યદંભની હદ ગણાય:—હા, અધિકતમ સંગઠિત ટુકડીએ શરૂઆત કરી હોત, અને ત્યાર પછી તેનાથી ઓછી સંગઠિત ટુકડી અનુસરી હોત અને પછી સાવ હલકી કોટિનું સંગઠન ધરાવતી ટુકડી પાછળ ચાલી હોત, તો અમે ખુશીથી સમાજવાદી ક્રાંતિના સમર્થકો બન્યા હોત. પણ વાસ્તવમાં ઘટના પુસ્તકના નિયમ મુજબ બની નહિ એટલે, ઊલટું એમ બન્યું કે આગલી ટુકડીને બીજી ટુકડીઓનો ટેકો ન મળ્યો એટલે, આપણી ક્રાંતિનું ભાગ્ય નષ્ટ થઈ જવાનું જ છે. એથી ઊલટું, અમે આમ કહીએ છીએ: આપણું કર્ત્તવ્ય સામાન્ય રૂપે સંગઠનમાં રૂપાંતર કરવાનું છે, આપણે એકલા જ છીએ એટલે આપણું કર્ત્તવ્ય ક્રાંતિને કાયમ રાખવાનું છે, કંઈ નહિ તો બીજા દેશોમાં ક્રાંતિ પરિપકવ થાય નહિ ત્યાં સુધી, બીજી ટુકડીઓ આપણા ભેગી થઈ જાય નહિ ત્યાં સુધી, ક્રાંતિને માટે સમાજવાદનો અમુક એક ગઢ સુરક્ષિત રાખવાનું છે, પછી એ ગઢ ભલે ગમે એટલો કમજોર અને મર્યાદિત કદનો હોય. પરંતુ ઇતિહાસ પાસેથી એવી અપેક્ષા રાખવી કે તે વિવિધ દેશોની સમાજવાદી ટુકડીઓને

તદ્દન ક્રમાનુસાર અને યોજના મુજબ જ ગતિમાન કરે, તેનો અર્થ છે ક્રાંતિ બાબત મુદ્દલ ભાન ન હોવું અથવા જડતાને કારણે સમાજવાદી ક્રાંતિના સમર્થનનો પરિત્યાગ કરવો.

આપણે પોતે જ્યારે સમજી લીધું છે અને સાબિત કરી આપ્યું છે કે રશિયામાં આપણી સ્થિતિ દૃઢ છે પરંતુ આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદનો સામનો કરવા માટે આવશ્યક બળો આપણે ધરાવતા નથી, ત્યારે આપણી સમક્ષ ફક્ત એક જ કર્ત્તવ્ય રહે છે, આપણી કાર્યનીતિ દાવપેચની, વાટ જોવાની અને પીછેહઠ કરવાની બની રહે છે. હું ખૂબ સારી રીતે સભાન છું કે આ શબ્દો લોકપ્રિય થવાનો દાવો કરી શકે એમ નથી અને તેને જો માફકસર મચડવામાં આવે તથા "સંયુતિ" શબ્દની સાથે જોડી દેવામાં આવે તો ચટકદાર તુલનાઓનો તથા જાતજાતનાં દોષારોપણ તેમ જ હાંસીમજાકનો માર્ગ તદ્દન મોકળો થઈ જાય છે. પરંતુ મવાળ પક્ષે અમારા વિરોધીઓ—મૂડીવાદી વર્ગ—અને ઉદ્દામ પક્ષે અમારા ગઈકાલના મિત્રો, ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ, તથા અમારા મિત્રો—મને ખાતરી છે કે અમારા ગઈકાલના, આજના તેમ જ આવતીકાલના મિત્રો—"ઉદ્દામ કોમ્યુનિસ્ટો", એ બધા પોતાની ચતુરાઈનાં બાણોનાં નિશાન ભલે ગમે એટલા આ વાત તરફ તાકે અને પોતાની નિમ્ન-મૂડીવાદી દુવિધાઓની ભલે ગમે એટલી સાબિતીઓ આપે તોપણ તેઓ આ હકીકતોનું ખંડન નહિ જ કરી શકે. ઘટનાઓએ આપણું ધોરણ ખરું સાબિત કર્યું છે, આપણે અવકાશ માત્ર એ કારણસર જ મેળવી શક્યા છીએ કે પશ્ચિમમાં સામ્રાજ્યવાદી હત્યાકાંડ ચાલુ છે અને દૂરપૂર્વમાં સામ્રાજ્યવાદી ચડસાચડસી નિરંતર અધિક વિસ્તૃત રૂપે ભડકતી જાય છે—ફક્ત એ જ કારણે સોવિયેત પ્રજાસત્તાક હયાત રહી શક્યું છે, હાલ પૂરતું તે કાચામાં કાચા તાંતણાઓને આધારે લટકી રહ્યું છે જેને આજની રાજકીય પરિસ્થિતિમાં આપણે સજ્જડ રીતે વળગી રહ્યા છીએ. કાગળનો કોઈ ટુકડો કે કોઈ સુલેહ બેશક આપણું રક્ષણ નહિ જ કરી શકે, કે પછી આપણે જાપાનની વિરુદ્ધ લડવા માગતા નથી એ સંજોગો પણ આપણું રક્ષણ નહિ જ કરી શકે. એ વાત સાચી છે કે કોઈ પણ જાતની સંધિઓ કે વિધિઓને કારણે પાછા પડયા વગર તે આપણી લૂંટ ચલાવી રહ્યું છે. આપણું રક્ષણ બેશક થઈ શકશે, પણ તે કાગળની સુલેહ અથવા "સુલેહની હાલત"ને કારણે નહિ બલકે પશ્ચિમમાં સામ્રાજ્યવાદના બે "મહારથીઓ" વચ્ચેનો સંઘર્ષ ચાલુ રહેવાને પરિણામે તથા આપણી સહનશક્તિને કારણે. જેને રશિયન ક્રાંતિએ આટલી સ્પષ્ટ રીતે પુરવાર કરી દીધો છે એ મૂળભૂત માર્ક્સવાદી પાઠને

આપણે ભૂલ્યા નથી કે બળોની ગણતરી કરોડોમાં કરવી જરૂરી છે. રાજકારણમાં એથી ઓછી કોઈ સંખ્યા ગણતરીમાં લેવાતી નથી. એથી ઓછી કોઈ પણ સંખ્યાને રાજકારણ મહત્ત્વ વગરનું પ્રમાણ ગણીને બાજુ પર ફેંકી દે છે. આંતરરાષ્ટ્રીય ક્રાંતિને જો આપણે આ દૃષ્ટિએ જોઈએ તો બાબત શક્ય એટલી સ્પષ્ટ બની જાય છે: પછાત દેશ શરૂઆત તો સહેલાઈથી કરી શકે છે કેમ કે તેનો દુશ્મન ક્ષયગ્રસ્ત છે, કેમ કે તેનો મૂડીવાદી વર્ગ સંગઠિત નથી, પરંતુ ચાલુ રાખવા માટે તેને લાખ ગણી વધારે દીર્ઘદૃષ્ટિ, સાવધાની અને સહનશક્તિની જરૂર પડે છે. પશ્ચિમી યુરોપમાં હાલત જુદી હશે, ત્યાં શરૂઆત કરવાનું અનહદ અધિક મુશ્કેલ બનશે અને ચાલુ રાખવાનું અનહદ અધિક સરળ બનશે. એથી ભિન્ન પરિસ્થિતિ બની શકે જ નહિ કેમ કે ત્યાં સંગઠનની કક્ષા અને સર્વહારા વર્ગનું ઐક્ય અતુલનીય રીતે અધિક ઉચ્ચ છે. જ્યાં સુધી આપણે અટૂલા રહીએ ત્યાં સુધી બધાં બળોને ગણતરીમાં લઈને આપણે પોતાને આમ કહેવું જ પડશે: જે યુરોપિયન ક્રાંતિ આપણી બધી મુશ્કેલીઓનો અંત આણી દે એમ છે તે ફાટી નીકળે નહિ ત્યાં સુધી આપણી પાસે ફક્ત એક જ આશાનો તાંતણો છે—આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદી મહારથીઓ વચ્ચેનો સંઘર્ષ ચાલુ રહે. આ શક્યતાનું અમે સાચું મૂલ્યાંકન કર્યું છે, તેને અમે કેટલાય અઠવાડિયાંથી વળગી રહ્યા છીએ, પરંતુ તે આવતીકાલે પણ નષ્ટ થઈ જઈ શકે છે. એટલે અમારો નિષ્કર્ષ આવો છે: આપણે માર્ચમાં અમલમાં મૂકેલી વિદેશનીતિને ચાલુ રાખવી જેનું નિરૂપણ આ શબ્દોમાં કરી શકાય: દાવપેચ લડાવવા, પીછેહઠ કરવી, વાટ જોવી. આ ઉદ્દામ 'કોમ્મુનીસ્ત'માં જ્યારે "સક્રિય વિદેશનીતિ" જેવા શબ્દો ટપકી પડે છે અને સમાજવાદી પિતૃભૂમિનું સંરક્ષણ જેવી અભિવ્યક્તિને જ્યારે અનિવાર્ય રૂપે વ્યંગ દર્શાવતા અવતરણ ચિહ્નોમાં મૂકવામાં આવે છે ત્યારે મારા મનમાં આવા ભાવ ઊઠે છે: પશ્ચિમી સર્વહારા વર્ગની સ્થિતિ વિશે આ લોકો મુદ્દલ કશું સમજ્યા જ નથી. તેઓ પોતાને "ઉદ્દામ કોમ્યુનિસ્ટો" તો કહેવડાવે છે પણ તેઓ ઢચુપચુ નિમ્ન-મૂડીવાદી વર્ગનું ધોરણ અપનાવી રહ્યા છે જે ક્રાંતિને પોતાની જ વિશિષ્ટ સમાજ-પદ્ધતિ સુનિશ્ચિત કરવાનું એક સાધન માત્ર ગણે છે. આંતરરાષ્ટ્રીય સંબંધો શક્ય એટલી સ્પષ્ટ રીતે આમ નિર્દેશ કરે છે: ફક્ત રશિયન તાકાતોના આધારે જ આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદને ઉથલાવી પાડવાનું કર્તવ્ય કરી લેવાની ધારણા સેવનાર કોઈ પણ રશિયન પાગલ જ ગણાય. ત્યાં પશ્ચિમમાં ક્રાંતિ વિકસિત થઈ રહી છે, અને તે ગઈકાલની સરખામણીમાં આજે વધારે ઝડપથી વિકસિત થઈ રહી છે, ત્યારે

આપણું કર્ત્તવ્ય ફક્ત એક જ છે: આપણી નબળાઈ છતાં આપણે જ સૌપ્રથમ મોખરે પહોંચનારી ટુકડી છીએ એટલે જે મોરચા આપણે જીતી લીધા છે તેની ઉપર ટકી રહેવા માટે આપણે આપણાથી બનતું બધું કરવું જ જોઈએ, આપણે પ્રત્યેક મોકાનો લાભ ઉઠાવવો જ જોઈએ. બીજી બધી ગણતરીઓને આ બાબતથી ગૌણ જ ગણવી જોઈએ, આપણને મળેલા મોકાનો પૂરો લાભ ઉઠાવવાની બાબતથી ગૌણ જ ગણવી જોઈએ, જેથી આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદ આપણી વિરુદ્ધ સંયુક્ત થઈ જાય એ ઘડીને આપણે થોડાં અઠવાડિયાં દૂર ધકેલી દઈ શકીએ. આપણે જો આ રીતે કદમ ઉઠાવીશું તો આપણે એવા માર્ગે આગળ વધીશું જેને પશ્ચિમી દેશોનો પ્રત્યેક વર્ગજાગ્રત કામદાર મંજૂરી આપશે. કેમ કે ૧૯૦૫ પછી આપણે જે કંઈ શીખ્યા છીએ અને જેને બ્રિટન તથા ફ્રાંસ સદીઓથી શીખી રહ્યાં છે એ વિશે તે વાકેફ છે. તે જાણે છે કે સંયુક્ત મૂડીવાદી વર્ગના મુક્ત સમાજમાં ક્રાંતિ કેટલી મંદ ગતિએ વિકસિત થાય છે, તે જાણે છે કે આવાં બળોની વિરુદ્ધ એક આંદોલન બ્યુરો ચાલુ કરવાનું જરૂરી બનશે જે બળવો પોકારીને ખડા થઈ ગયેલા જર્મન, ફ્રેંચ, અને બ્રિટિશ સર્વહારા વર્ગની જોડાજોડ આપણે ઊભા રહીશું ત્યારે શબ્દના સાચા અર્થમાં પ્રચારકાર્ય કરશે. પરંતુ ત્યાં સુધી ભલે ગમે એટલું દુ:ખકર અને ક્રાંતિકારી પરંપરાઓથી ભલે ગમે એટલું વિમુખ લાગે તોપણ આપણે માત્ર આ જ કાર્યનીતિ અપનાવવી રહી: વાટ જોવી, દાવપેચ લડાવવા અને પીછેહઠ કરવી.

લોકો જ્યારે એમ કહે છે કે આપણી પાસે કોઈ જાતની આંતરરાષ્ટ્રીય નીતિ નથી ત્યારે હું કહું છું કે બીજી દરેક નીતિ જાણ્યે અથવા અજાણ્યે ઉશ્કેરણીની ભૂમિકા ભજવવાની હાલતમાં સરી પડે છે અને રશિયાને છેનકેલી અથવા સેમ્યોનોવ પ્રકારના સામ્રાજ્યવાદીઓ સાથે એકસંપીનું સાધન બનાવી દે છે.

અને અમે કહીએ છીએ: સહન કરવું અને ધીરજ રાખવી એ વધારે સારું છે, રાષ્ટ્રની અને રાજ્યની બેહદ બદતર નામોશીઓને તથા હાડમારીઓને વેઠી લઈએ પણ એક એવી સમાજવાદી ટુકડી તરીકે આપણી જગ્યા ઉપર કાયમ રહીએ કે જે ઘટનાઓના દબાણને કારણે સમાજવાદી લશ્કરની હરોળોથી વિખૂટી પડી ગઈ છે અને બીજા દેશોની સમાજવાદી ક્રાંતિ વહારે ન આવે ત્યાં સુધી વાટ જોઈને બેસવાની જેને ફરજ પડી છે. અને બીજા દેશોની સમાજવાદી ક્રાંતિ આપણી વહારે આવી રહી છે. તે ધીરે ધીરે આવી રહી છે, પણ આવી જરૂર રહી છે. પશ્ચિમમાં અત્યારે ખેલાતું યુદ્ધ જનતાને અગાઉ

કરતાં વધારે ક્રાંતિકારી બનાવી રહ્યું છે અને વિદ્રોહની ઘડીને વધારે નજીક લાવી રહ્યું છે.

અત્યાર સુધી ચલાવવામાં આવેલા પ્રચારમાં એમ કહેવામાં આવ્યું છે કે સામ્રાજ્યવાદી યુદ્ધ ઈજાફતો ખાતર ખેલાતું અત્યંત ગુનાહિત અને અત્યંત પ્રત્યાઘાતી યુદ્ધ છે. પરંતુ હવે એ વાતને પુષ્ટિ મળી રહી છે કે જ્યાં લાખો અને કરોડો ફ્રેંચ તથા જર્મન સૈનિકો હત્યાકાંડમાં સંડોવાયેલા છે એ પશ્ચિમી મોરચા ઉપર ક્રાંતિ અત્યાર સુધીની ગતિ કરતાં વધારે ઝડપથી વિકસિત થયા વગર રહેશે નહિ, જોકે એ ક્રાંતિ આપણી અપેક્ષા કરતાં વધારે ધીરી ગતિએ આવી રહી છે.

વિદેશનીતિના સવાલની મેં મારા ઈરાદા કરતાં વધારે છણાવટ કરી છે, પરંતુ મને લાગે છે કે ચોકસાઈથી જોતાં આપણી સમક્ષ બે મુખ્ય નીતિઓ ઉપસ્થિત છે તે આપણે તદ્દન સાફ જોઈએ છીએ—એક છે સર્વહારા વર્ગીય નીતિ જે આપણને જણાવે છે કે સમાજવાદી ક્રાંતિ આપણને સૌથી પ્યારી છે તથા આપણે માટે સૌથી ઊંચું સ્થાન ધરાવે છે, અને આપણે ધ્યાનમાં લેવાનું છે કે તે પશ્ચિમમાં જલદી ફાટી નીકળશે કે નહિ. અને બીજી છે મૂડીવાદી નીતિ જે જણાવે છે કે તેને માટે તો રાજ્યનું મહાન સત્તા તરીકેનું સ્વરૂપ અને રાષ્ટ્રીય સ્વાધીનતા જ બીજા કશા કરતાં અધિક પ્યારી અને વધારે ઊંચું સ્થાન ધરાવતી બાબતો છે.

પ્રથમ વાર ૧૯૨૦માં પ્રકાશિત

## "ઉદ્દામપંથી" બાલિશતા અને નિમ્ન-મૂડીવાદી મનોવૃત્તિ

(અવતરણ)

"ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના એક નાનકડા જૂથના અખબાર 'કોમ્મુનીસ્ત'નું પ્રકાશન (અંક ૧, ૨૦ એપ્રિલ, ૧૯૧૮) અને તેમની 'થિસિસો', 'સોવિયેત સરકારનાં તાકીદનાં કર્ત્તવ્યો' નામે પુસ્તિકામાં મેં વ્યક્ત કરેલા વિચારોને સચોટ પુષ્ટિ આપે છે. "ઉદ્દામ" સૂત્રો દ્વારા ક્યારેક આવૃત રહેતા નિમ્ન-મૂડીવાદી છીછરાપણાના બચાવના નિતાંત ભોળપણની બહેતર સાબિતી રાજકીય સાહિત્યમાં ક્યાંય જોવા નહિ મળે. "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ની દલીલોની છણાવટ ઉપયોગી તેમ જ આવશ્યક છે કેમ કે તે આપણા સમયની લાક્ષણિક દલીલો છે. વર્તમાન સમયના "મર્મ"ની નકારાત્મક બાજુને એ દલીલો અસાધારણ સ્પષ્ટતાથી બતાવી આપે છે. એ દલીલો બોધપ્રદ છે કેમ કે આપણે જેમની સાથે વિવાદ કરી રહ્યા છીએ તેઓ વર્તમાન સમયને સમજી ન શકનારા લોકોમાંના ઉત્તમ માણસો છે, સમાન ગલત વિચારોના **સાધારણ** પ્રતિનિધિઓ કરતાં, અર્થાત્ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ કરતાં, તેઓ પોતાની જાણકારી અને વફાદારીને કારણે ખૂબ ખૂબ ઊંચું સ્થાન ધરાવે છે.

૧

"ઉદ્દામ કોમ્યુનિસ્ટ" જૂથે રાજકીય મહત્તા તરીકે અથવા રાજકીય ભૂમિકા ભજવવાનો દાવો કરતા જૂથ તરીકે પોતાની 'વર્તમાન પરિસ્થિતિ સંબંધી થિસિસો' રજૂ કરી છે. પોતાના વિચારો અને કાર્યનીતિને નિર્ધારિત કરતા સિદ્ધાંતોનું સુસંગત અને સંપૂર્ણ વિવરણ આપવાનો માર્ક્સવાદી શિરસ્તો સરસ છે. એ સરસ માર્ક્સવાદી શિરસ્તો આપણા "ઉદ્દામો"એ કરેલી ભૂલને છતી કરવામાં મદદરૂપ થયો છે કેમ કે આવેશમય ભાષણને બદલે ફક્ત દલીલનો પ્રયત્ન જ તેમની દલીલની બિનસંગીનતા ઉઘાડી પાડી દે છે.

## "ઉદ્દામપંથી" બાલિશતા અને નિમ્ન-મૂડીવાદી મનોવૃત્તિ

(અવતરણ)

"ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ના એક નાનકડા જૂથના અખબાર 'કોમ્મુનીસ્ત'નું પ્રકાશન (અંક ૧, ૨૦ એપ્રિલ, ૧૯૧૮) અને તેમની 'થિસિસો', 'સોવિયેત સરકારનાં તાકીદનાં કર્ત્તવ્યો' નામે પુસ્તિકામાં મેં વ્યક્ત કરેલા વિચારોને સચોટ પુષ્ટિ આપે છે. "ઉદ્દામ" સૂત્રો દ્વારા ક્યારેક આવૃત રહેતા નિમ્ન-મૂડીવાદી છીછરાપણાના બચાવના નિતાંત ભોળપણની બહેતર સાબિતી રાજકીય સાહિત્યમાં ક્યાંય જોવા નહિ મળે. "ઉદ્દામ કોમ્યુનિસ્ટો"ની દલીલોની છણાવટ ઉપયોગી તેમ જ આવશ્યક છે કેમ કે તે આપણા સમયની લાક્ષણિક દલીલો છે. વર્તમાન સમયના "મર્મ"ની નકારાત્મક બાજુને એ દલીલો અસાધારણ સ્પષ્ટતાથી બતાવી આપે છે. એ દલીલો બોધપ્રદ છે કેમ કે આપણે જેમની સાથે વિવાદ કરી રહ્યા છીએ તેઓ વર્તમાન સમયને સમજી ન શકનારા લોકોમાંના ઉત્તમ માણસો છે, સમાન ગલત વિચારોના **સાધારણ** પ્રતિનિધિઓ કરતાં, અર્થાત્ ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ કરતાં, તેઓ પોતાની જાણકારી અને વફાદારીને કારણે ખૂબ ખૂબ ઊંચું સ્થાન ધરાવે છે.

૧

"ઉદ્દામ કોમ્યુનિસ્ટ" જૂથે રાજકીય મહત્તા તરીકે અથવા રાજકીય ભૂમિકા ભજવવાનો દાવો કરતા જૂથ તરીકે પોતાની 'વર્તમાન પરિસ્થિતિ, સંબંધી થિસિસો' રજૂ કરી છે. પોતાના વિચારો અને કાર્યનીતિને નિર્ધારિત કરતા સિદ્ધાંતોનું સુસંગત અને સંપૂર્ણ વિવરણ આપવાનો માર્ક્સવાદી શિરસ્તો સરસ છે. એ સરસ માર્ક્સવાદી શિરસ્તો આપણા "ઉદ્દામો"એ કરેલી ભૂલને છતી કરવામાં મદદરૂપ થયો છે કેમ કે આવેશમય ભાષણને બદલે ફક્ત દલીલનો પ્રયત્ન જ તેમની દલીલની બિનસંગીનતા ઉઘાડી પાડી દે છે.

બ્રેસ્ત સુલેહ કરવાનું ઉચિત હતું કે નહિ એ પુરાણા સવાલની બાબતમાં આડકતરા ઉલ્લેખો, ઈશારા અને ટાળાટાળની વિપુલતા સૌપ્રથમ ધ્યાન ખેંચે છે. "ઉદ્દામો" સવાલને સીધેસીધો મૂકવાની હિંમત કરી શકતા નથી. તેઓ હાસ્યજનક રીતે લોચા વાળે છે, દલીલ ઉપર દલીલનો ગંજ ખડકે છે, કારણો શોધવા ફાંફાં મારે છે, એવો બચાવ કરે છે કે "એક તરફ" આમ હોઈ શકે ખરું પણ "બીજી તરફ" એમ કદાચ ન પણ હોય. તેમના વિચારો દુનિયાભરના બધા વિષયો ઉપર ભટકતા રહે છે, તેઓ બધો વખત એ વાત પ્રત્યે આંખો બંધ રાખવાની કોશિશ કરતા રહે છે કે તેઓ પોતાના ધોરણનું ખુદ પોતે જ ખંડન કરી રહ્યા છે. "ઉદ્દામો" આંકડા ટાંકવાની ખૂબ કાળજી રાખે છે: પાર્ટી કોંગ્રેસમાં બાર મત સુલેહની વિરુદ્ધ અને અઠ્ઠાવીસ મત તરફેણમાં, પરંતુ તેઓ શાણા થઈને ઉલ્લેખ કરવાનું રહેવા દે છે કે સોવિયેતોની કોંગ્રેસના બોલ્શેવિક જૂથની સભામાં પડેલા સેંકડો મતોમાંથી તેમને દસમા ભાગ કરતાં પણ ઓછા મત મળ્યા હતા. તેમણે એક "સિદ્ધાંત" ઉપજાવી કાઢયો છે કે સુલેહને "અતિશ્રમિત અને વર્ગચ્યુત તત્ત્વો"એ મંજૂર કરાવી દીધી હતી પણ "જયાં આર્થિક જિંદગીમાં અધિક સજીવતા હતી તથા રોટી મેળવવાનું વધારે સુનિશ્ચિત હતું એવા દક્ષિણ પ્રદેશોના કામદારો અને કિસાનો" તો સુલેહની વિરુદ્ધ હતા... આવી વાત પ્રત્યે હસવા સિવાય બીજું કંઈ થઈ શકે ખરું? અખિલ ઉક્રાઈની સોવિયેતોની કોંગ્રેસમાં સુલેહની તરફેણમાં થયેલા મતદાન વિશે અથવા સુલેહનો વિરોધ કરનારા (ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટી) રશિયામાં લાક્ષણિક રૂપે નિમ્ન-મૂડીવાદી અને વર્ગચ્યુત રાજકીય ખીચડાના સામાજિક તથા વર્ગીય સ્વરૂપ વિશે એક શબ્દ પણ નથી. તેઓ તદ્દન બાલિશ રીતે, રમૂજી "વૈજ્ઞાનિક" ખુલાસાઓ વડે, પોતાની નાદારીને છુપાવવાની કોશિશ કરે છે, એવી હકીકતોને છુપાવવાની કોશિશ કરે છે જેનું ફક્ત અવલોકન જ બતાવી આપશે કે ચોક્કસ રૂપે પાર્ટીના વર્ગચ્યુત મનીષી "સત્ત્વ"ના, "શિષ્ટ સ્તર"ના, માણસોએ જ ક્રાંતિકારી નિમ્ન-મૂડીવાદી પ્રલાપથી ઓતપ્રોત સૂત્રો વડે સુલેહનો વિરોધ કર્યો હતો અને ચોક્કસ રૂપે કામદારો અને શોષિત કિસાનોના **લોકસમુદાયે** જ સુલેહને મંજૂરી અપાવી હતી.

તોપણ, યુદ્ધ અને સુલેહના સવાલ પરત્વે "ઉદ્દામો"ની ઉપરોક્ત બધી જાહેરાતો તથા ટાળાટાળ છતાં, સાદું અને સાફ સત્ય તો ગમે તેમ કરીને પ્રકાશમાં આવી જ જાય છે. થિસિસોના પ્રણેતાઓને કબૂલ કરવાની ફરજ પડે છે કે "સુલેહ થવાથી વિશ્વ-વ્યાપી પાયા ઉપર સોદો કરવાના

સામ્રાજ્યવાદીઓના પ્રયાસો હાલ પૂરતા તો કમજોર થયા છે" ("ઉદ્દામો"એ આ બાબતનું બિનચોક્કસ નિરૂપણ કર્યું છે પરંતુ આ સ્થાન બિનચોકસાઈઓની છણાવટ કરવા માટે ઉચિત નથી). "સુલેહના પરિણામે સામ્રાજ્યવાદી સત્તાઓ વચ્ચેનું ઘર્ષણ વધારે તીવ્ર બની ગયું છે."

અને એ તો હકીકત છે. આ બિના **નિર્ણાયક** મહત્ત્વ ધરાવે છે. એટલે જ, સુલેહનો વિરોધ કરનારા લોકો અજાણ્યે જ સામ્રાજ્યવાદીઓના હાથનાં રમકડાં બની ગયા અને સામ્રાજ્યવાદીઓએ તેમને માટે બિછાવેલી જાળમાં ફસાઈ ગયા. વિશ્વ સમાજવાદી ક્રાંતિ ફાટી નીકળે નહિ ત્યાં સુધી, તે કેટલાય દેશોને આવરી લે નહિ અને **આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદને** પરાજિત કરવા જેટલી પ્રબળ બની જાય નહિ ત્યાં સુધી, એક જ દેશમાં (ખાસ કરીને પછાત દેશમાં) વિજયી થયેલા સમાજવાદીઓની સીધી ફરજ છે કે તેઓ સામ્રાજ્યવાદની વિરાટ તાકાતો વિરુદ્ધ લડાઈ **ન** સ્વીકારે. તેમની ફરજ છે કે તેઓ લડાઈથી અળગા રહે અને સામ્રાજ્યવાદીઓ વચ્ચેનાં ઘર્ષણો સામ્રાજ્યવાદીઓને **હજુ વધારે નબળા** બનાવી દે નહિ તથા બીજા દેશોમાં ક્રાંતિને હજુ વધારે સમીપ લાવી દે નહિ ત્યાં સુધી વાટ જુએ. જાન્યુઆરી, ફેબ્રુઆરી અને માર્ચ મહિનાઓમાં આપણા "ઉદ્દામો" આ સાદા સત્યને સમજી શક્યા નહિ. એ વાતને ખુલ્લી રીતે કબૂલ કરતાં તેઓ હજુ પણ ડરે છે. પરંતુ, "એક તરફ અસ્વીકાર કરવો જ પડે એમ છે, બીજી તરફ કબૂલ કરવું જ પડે એમ છે" જેવા તેમના બધા ગોટાળિયા તર્કમાંથી એ સત્ય પ્રકાશમાં આવી જ જાય છે.

> પોતાની થિસિસોમાં "ઉદ્દામો" લખે છે કે "આગામી વસંત અને ઉનાળામાં સામ્રાજ્યવાદી પદ્ધતિનું પતન શરૂ થઈ જ જવું જોઈએ. યુદ્ધના વર્તમાન તબક્કામાં જર્મન સામ્રાજ્યવાદનો વિજય થાય તો એ પતન ફક્ત મુલતવી જ થઈ શકે, પરંતુ ત્યાર પછી તે વળી વધારે તીવ્ર રૂપોમાં વ્યક્ત થશે."

આ નિરૂપણ વિજ્ઞાનની રમત રમતું હોવા છતાં અગાઉ કરતાંયે વધારે બાલિશ બિનચોકસાઈ ધરાવે છે. કયા વર્ષમાં, વસંતમાં, ઉનાળામાં, શરદમાં કે શિયાળામાં "પતન શરૂ થઈ જ જવું જોઈએ" તે નિર્ધારિત કરી શકે એવા કશાક અર્થમાં વિજ્ઞાનને "સમજવાનું" બાળકો માટે સ્વાભાવિક છે.

જેની ખાતરી થઈ શકે એમ જ ન હોય તેની ખાતરી કરવાના આ હાસ્યાસ્પદ અને મિથ્યા પ્રયાસો છે. કોઈ પણ ગંભીર રાજકારણી કદી નહિ જ

કહે કે કોઈ એક "પદ્ધતિ"નું આ કે તે પતન ક્યારે "શરૂ થઈ જ જવું જોઈએ" (વળી એ પદ્ધતિનું પતન તો ક્યારનું શરૂ થઈ ચૂક્યું છે, અને હવે તો અલગ અલગ દેશોમાં ક્રાંતિ ફાટી નીકળવાનું કઈ ઘડીએ શરૂ થશે એ સવાલ જ બાકી રહ્યો છે). પરંતુ નિર્વિવાદ સત્ય જોર કરીને આ બાલિશ રૂપે લાચાર નિરૂપણની આરપાર નીકળી આવે છે, અર્થાત્ બીજા, અધિક ઉન્નત, દેશોમાં ક્રાંતિના વિસ્ફોટો એક મહિના કે છ અઠવાડિયાં પહેલાં જેટલા નજીક હતા તેના કરતાં આજે, સુલેહને પગલે પગલે આવેલા "અવકાશ"ની શરૂઆત પછી એક મહિને, વધારે નિકટ આવ્યા છે.

આનો શો અર્થ થયો?

આનો અર્થ એ થયો કે સુલેહના સમર્થકો તદ્દન ખરા હતા અને ઈતિહાસની ઘટનાઓએ તેમના ધોરણને સાચું સાબિત કરી દીધું છે. બાહ્યાડંબરના ચાહકોનાં ભેજાંમાં એ વાત ઠસાવવાનું તેમનું કૃત્ય વાજબી હતું કે આપણામાં બળોના સંતુલનની ગણતરી કરવાની શક્તિ હોવી જ જોઈએ તથા સમાજવાદ જયારે હજુ નબળો છે તથા તેને માટે લડાઈ સ્પષ્ટ રૂપે હાનિકારક છે ત્યારે તેની વિરુદ્ધ લડવાનું સામ્રાજયવાદીઓ માટે સરળ બનાવીને આપણે તેમને સહાય ન જ કરવી જોઈએ.

પરંતુ, પોતાને "સર્વહારા વર્ગીય" કોમ્યુનિસ્ટો કહેવડાવવાનો પણ જેમને શોખ છે એવા આપણા "ઉદ્દામ" કોમ્યુનિસ્ટોમાં સર્વહારા વર્ગીય કહી શકાય એવું બહુ ઓછું છે અને નિમ્ન-મૂડીવાદી કહી શકાય એવું ઘણું બધું છે એટલે તેઓ બળોના સંતુલનનો, તેની ગણતરીનો, વિચાર કરવા અશક્ત છે. આ તો માર્ક્સવાદ તથા માર્ક્સવાદી કાર્યનીતિનું "હાર્દ" છે, પરંતુ તેઓ નીચે મુજબનો "મગરૂર" પ્રલાપ કરીને "હાર્દ"નો તુચ્છકારથી અનાદર કરે છે:

> "...લોકસમુદાયોમાં અક્રિય 'સુલેહ મનોવૃત્તિ' પૂર્ણ રૂપે વ્યાપ્ત થઈ ગઈ છે તે રાજકીય પરિસ્થિતિની વાસ્તવિક હકીકત છે..."

કેવું રત્ન! ત્રણ ત્રણ વર્ષના અત્યંત યાતનાપૂર્ણ અને પ્રત્યાઘાતી યુદ્ધ પછી સોવિયેત સત્તાના અસ્તિત્વના તેમ જ નર્યા પ્રલાપની હાલતમાં કદી ન લપસી પડેલી તેની સાચી કાર્યનીતિના સુફળ રૂપે જનતાએ ખૂબ ખૂબ ટૂંકો, અનિશ્ચિત અને અપૂરતો અવકાશ મેળવ્યો છે. પરંતુ "ઉદ્દામ" મનીષી નાદાનો આત્મશ્લાઘાની ભવ્ય અદા ધારણ કરીને જાહેર કરે છે કે "લોકસમુદાયોમાં (???) અક્રિય (!!!???) સુલેહ મનોવૃત્તિ પૂર્ણ રૂપે વ્યાપ્ત થઈ ગઈ છે (!!!)". મેં

પાર્ટી કોંગ્રેસમાં કહેલું કે "ઉદ્દામો"ના અખબાર કે સામયિકનું નામ 'કોમ્મુનીસ્ત' નહિ પણ 'શ્લ્યાખતિચ'* હોવું જોઈતું હતું તે શું ખરું નહોતું?

મહેનતકશ અને શોષિત જનતાની મનોવૃત્તિ તથા તેની જિંદગીની પરિસ્થિતિ વિશે જરા સરખી પણ સમજણ ધરાવતો કોઈ કોમ્યુનિસ્ટ, ઉમરાવ અથવા શ્લ્યાખતિચનો માનસિક દૃષ્ટિકોણ ધરાવતા લાક્ષણિક વર્ગચ્યુત નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીનું અને "સુલેહ મનોવૃત્તિ"ને "અક્રિય" જાહેર કરતું તથા પૂંઠાની તલવાર વીંઝવાને "સક્રિયતા" માનતું દૃષ્ટિબિંદુ અપનાવવા જેટલો હલકો બની શકે ખરો? પરંતુ ત્રણ ત્રણ વર્ષની ખૂનરેજીએ જેનું હીર તદ્દન ચૂસી લીધું હોય તે પ્રજાઓ અવકાશ મેળવ્યા વગર લડવાનું ચાલુ ન જ રાખી શકે એવી જે સુવિદિત હકીકતની ઉક્રાઈનાના યુદ્ધે વધારાની સાબિતી પૂરી પાડી છે તેની જયારે આપણા "ઉદ્દામો" અવગણના કરે છે ત્યારે તેઓ માત્ર પૂંઠાની તલવાર જ વીંઝે છે. વળી, એવા યુદ્ધનું જો રાષ્ટ્રીય પાયા ઉપર સંઘટન ન થઈ શકે તો તે સર્વહારા વર્ગની લોખંડી શિસ્તનું સર્જન કરવાને બદલે ઘણી ઘણી વાર નાના માલિકોની બાબતમાં  વિશિષ્ટ એવી વિઘટનની મનોવૃત્તિ પેદા કરે છે. 'કોમ્મુનીસ્ત'નું પ્રત્યેક પાનું જાહેર કરી દે છે કે સર્વહારા વર્ગીય લોખંડી શિસ્ત બાબત અને તેને કેવી રીતે સિદ્ધ કરી શકાય એ બાબત આપણા "ઉદ્દામો"ને મુદ્દલ જાણકારી નથી અને તેમનામાં વર્ગચ્યુત નિમ્ન-મૂડીવાદી મનીષીની મનોવૃત્તિ તદ્દન પૂર્ણ રૂપે વ્યાપ્ત થઈ ગઈ છે.

૨

યુદ્ધ સંબંધી "ઉદ્દામો"નો આ બધો પ્રલાપ કદાચ કેવળ બાલિશ આવેશ જ છે અને વળી તે ભૂતકાળને લગતો હોઈને તેનું મુદ્દલ રાજકીય મહત્ત્વ નથી—આપણા "ઉદ્દામો"ના બચાવમાં કેટલાક લોકો આવી દલીલ કરે છે. પણ આ દલીલ ખોટી છે. રાજકીય નેતૃત્વ કરવાની આકાંક્ષા સેવતા કોઈ પણ ઈન્સાનમાં રાજકીય સમસ્યાઓના ઉકેલો **વિચારી લેવાની** શક્તિ હોવી જ જોઈએ, અને એવી શક્તિનો અભાવ આપણા "ઉદ્દામો"ને દુવિધાની નીતિના નમાલા ઉપદેશકોમાં પલટાવી નાખે છે. એવી નીતિનું વાસ્તવિક પરિણામ ફક્ત એક જ આવી શકે, અર્થાત્ રશિયન સોવિયેત પ્રજાસત્તાકને સાફ હાનિકારક

---

* જુઓ પૃષ્ઠ ૧૦૨—સં.

લડાઈ કરવા ઉશ્કેરવામાં આપણા "ઉદ્દામો" પોતાની દુવિધા વડે સામ્રાજ્યવાદીઓને **મદદ કરી રહ્યા છે**, આપણને જાળમાં સપડાવવામાં સામ્રાજ્યવાદીઓને **મદદ કરી રહ્યા છે**. તેમની વાત સાંભળો:

> "...વિશ્વક્રાંતિનો પંથ તજી દઈને, સતત લડાઈથી બચતી રહીને તથા આંતરરાષ્ટ્રીય મૂડીના દબાણને વશ થતી રહીને, 'દેશી મૂડીને' છૂટછાટો આપીને, રશિયન કામદાર ક્રાંતિ 'પોતાને બચાવી' ન શકે.
>
> "આ દૃષ્ટિએ જોતાં, વાણી અને કૃત્યો વડે આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી પ્રચારની એકતા સાધે એવી નિશ્ચયાત્મક વર્ગીય આંતરરાષ્ટ્રીય નીતિ અપનાવવાનું અને આંતરરાષ્ટ્રીય સમાજવાદ જોડેના (નહિ કે આંતરરાષ્ટ્રીય મૂડીવાદી વર્ગ જોડેના) અંગભૂત સંબંધોને મજબૂત બનાવવાનું જરૂરી છે..."

આ ફકરામાં સમાયેલા ગૃહનીતિ ઉપરના પ્રહારોની છણાવટ હું અલગ કરીશ. પરંતુ વિદેશનીતિના ક્ષેત્રમાં પ્રલાપની આ નિરંકુશ રમઝટને—અને અમલની ભીરુતાને—તપાસી જુઓ. સામ્રાજ્યવાદી ઉશ્કેરણીનો ભોગ બનવા ન ઈચ્છતા અને જાળમાં સપડાઈ જવા ન ઈચ્છતા સૌ માટે **વર્તમાન** સમયે કેવી કાર્યનીતિ **બંધનકારી છે?** પ્રત્યેક રાજકારણીએ આ સવાલનો સ્પષ્ટ અને સીધો જવાબ આપવો જ જોઈએ. અમારી પાર્ટીનો જવાબ સુવિદિત છે: **વર્તમાન** ઘડીએ આપણે **પીછેહઠ કરવી જ જોઈએ** અને લડાઈથી બચવું જ જોઈએ. આપણા "ઉદ્દામો" આ વાતનું ખંડન કરવાની હિંમત ધરાવતા નથી અને હવામાં ધડાકા કરે છે: "નિશ્ચયાત્મક વર્ગીય આંતરરાષ્ટ્રીય નીતિ"!!

આ તો જનતા સાથે છળકપટ છે. તમે અત્યારે જ લડવા માગતા હો તો ખુલ્લંખુલ્લા એમ કહો. તમે અત્યારે **પીછેહઠ કરવા** ન માગતા હો તો ખુલ્લંખુલ્લા એમ કહો. નહિતર, વાસ્તવિક ભૂમિકામાં તમે સામ્રાજ્યવાદી ઉશ્કેરણીનું સાધન બની રહો છો. અને તમારી આત્મલક્ષી "મનોવૃત્તિ" એવા આવેશમય નિમ્ન-મૂડીવાદીની છે જે લોચા વાળે છે અને બરાડા પાડે છે પણ પૂરેપૂરું સમજે છે કે પીછેહઠ કરવાનું અને સુવ્યવસ્થિત પીછેહઠની કોશિશ કરવાનું સર્વહારાનું કદમ **ખરું** છે. તે સમજે છે કે તાકાતના અભાવને કારણે આપણે છેક ઉરાલ સુધી પણ પીછેહઠ (પશ્ચિમ અને પૂર્વના સામ્રાજ્યવાદની આગળ) કરવી પડે તો કરવી જ જોઈએ એવી સર્વહારાની દલીલ ખરી છે કેમ કે પશ્ચિમમાં ક્રાંતિ, જેની શરૂઆત "વસંત કે ઉનાળામાં" થવાનું

"નિશ્ચિત" ("ઉદ્દામો"ના બડબડાટ છતાં) નથી જ પણ જે દર **મહિને** વધારે નિકટ આવી રહી છે અને વધારે સંભવિત બની રહી છે એ ક્રાંતિ, વિકસિત થાય ત્યાં સુધી સમય મેળવવાની **એકમાત્ર** શક્યતા તેમાં જ છે.

"ઉદ્દામો" તેમની "પોતાની" નીતિ ધરાવતા જ નથી. **વર્તમાન ઘડીએ** પીછેહઠ બિનજરૂરી છે એવી જાહેરાત કરવાની **હિંમત** તેમનામાં **નથી**. તેઓ શબ્દોને પલટે અને મચડે છે, શબ્દો વડે રમત કરે છે, **વર્તમાન ઘડીએ** લડાઈથી બચવાના સવાલને ઠેકાણે "સતત રીતે" લડાઈથી બચવાનો સવાલ મૂકી દે છે. તેઓ "કૃત્યો વડે આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી પ્રચાર" જેવા પરપોટા ઉડાડે છે!! આનો અર્થ શો છે?

આનો અર્થ ફક્ત બેમાંથી એક જ હોઈ શકે: કાં તો આ નર્યો નોઝ્દર્યોવવાદ[50] છે અથવા આનો અર્થ છે આંતરરાષ્ટ્રીય સામ્રાજ્યવાદને ઉથલાવી પાડવાનું આક્રમક યુદ્ધ. એવો બકવાદ ખુલ્લી રીતે તો કરી શકાય નહિ, અને એ જ કારણસર "ઉદ્દામ" કોમ્યુનિસ્ટોને પ્રત્યેક વર્ગજાગ્રત સર્વહારાની હાંસીથી બચવા માટે ભવ્ય શબ્દોથી ભરપૂર ઠાલા પ્રલાપનું શરણ લેવાની ફરજ પડે છે. તેઓ આશા રાખે છે કે "કૃત્યો વડે આંતરરાષ્ટ્રીય ક્રાંતિકારી પ્રચાર" જેવા પ્રલાપનો સાચો અર્થ બેદરકાર વાચકના ધ્યાનમાં નહિ આવે.

ભવ્ય શબ્દોથી ભરપૂર ખાલી સૂત્રો વીંઝવાં એ વર્ગચ્યુત નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીઓની લાક્ષણિકતા છે. એવી "આદત"ની સજા સંગઠિત સર્વહારા વર્ગીય કોમ્યુનિસ્ટો હાંસી અને બધાં જવાબદાર પદો પરથી હકાલપટ્ટી કરતાં જરાય ઓછી તો ન જ આપે. જનતાને કટુ સત્ય સાદી, સ્પષ્ટ અને સીધી રીતે જણાવી દેવું જ જોઈએ: શક્ય અને સંભવિત પણ છે કે જર્મનીમાં યુદ્ધખોર પાર્ટી વળી પાછી વર્ચસ્વના સ્થાને આવી જાય (એટલે કે આપણી વિરુદ્ધ આક્રમણ એકદમ શરૂ થઈ જાય), અને જર્મની તથા જાપાન સત્તાવાર કરારો દ્વારા અથવા મૌન સમજણ દ્વારા એકબીજાની જોડે મળી જઈને આપણા દેશના ભાગલા પાડી નાખે અથવા આપણને ગૂંગળાવી મારે. આપણે જો દેકારો કરનારાઓના ગાંડપણનો ભોગ ન બનવું હોય તો આપણી કાર્યનીતિ વાટ જોવાની, વિલંબ કરવાની, લડાઈથી બચવાની અને પીછેહઠ કરવાની જ હોવી જોઈએ. આપણે જો દેકારાવીરોથી છુટકારો મેળવી લઈએ અને સાચેસાચ લોખંડી, સાચેસાચ સર્વહારા વર્ગીય તથા સાચેસાચ કોમ્યુનિસ્ટ શિસ્તનું સર્જન કરીને "પોતાને મજબૂત બનાવી લઈએ" તો આપણે માટે ઘણા મહિનાનો સમય મેળવવાની સારી શક્યતા ઊભી થશે. અને પછી હાલત બદતરમાંથી બદતરીન

થઈ જાય તો ઉરાલ સુધી પણ પીછેહઠ કરીને આપણે આપણા મિત્ર (આંતરરાષ્ટ્રીય સર્વહારા વર્ગ) માટે આપણી વહારે આવવાનું, ક્રાંતિકારી વિસ્ફોટોનો આરંભ અને ક્રાંતિ વચ્ચેના ફાસલાને "પાર" (ખેલાડીઓની ભાષામાં) કરી જવાનું, વધારે સરળ બનાવીશું.

આ, અને માત્ર આ જ, કાર્યનીતિ એવી છે કે જે આંતરરાષ્ટ્રીય સમાજવાદનો થોડા વખત માટે એકલો પડી ગયેલો વિભાગ અને તેના બીજા વિભાગો વચ્ચેના જોડાણને હકીકતમાં મજબૂત બનાવી શકે. પરંતુ સાચી વાત તો એ છે, પ્યારા "ઉદ્દામ કોમ્યુનિસ્ટો", કે તમારી દલીલ ભવ્ય શબ્દોથી ભરપૂર એક પ્રલાપ અને એવા જ બીજા પ્રલાપ વચ્ચેના "અંગભૂત જોડાણને મજબૂત બનાવવાની" દિશામાં લઈ જાય છે. એ તો, ભાઈ, અનિષ્ટ પ્રકારનું "અંગભૂત જોડાણ" છે!

હવે હું તમને સમજાવીશ, મારા માયાળુ મિત્રો, કે આવી આફત તમારી ઉપર કેવી રીતે આવી પડી. તેનું કારણ એ છે કે ક્રાંતિકારી સૂત્રો બાબત કાળજીથી વિચાર કરવાને બદલે એવાં સૂત્રોને ગોખીને મોઢે કરી લેવામાં તમે વધારે જહેમત લગાવો છો. પરિણામે તમે "સમાજવાદી પિતૃભૂમિનું સંરક્ષણ" એ શબ્દોને અવતરણ ચિહ્નોમાં લખવાની હાલતમાં આવી પડો છો જે ઘણું કરીને તમારા વ્યંગ દર્શાવવાના પ્રયાસોને વ્યક્ત કરવા માટે હોય છે પણ ખરેખર તો એમ જ સાબિત કરે છે કે તમારાં ભેજાંમાં ઝાળાં બાઝી ગયાં છે. "સંરક્ષણવાદ"ને કશુંક અધમ અને ધૃણાપાત્ર ગણવાની તમને ટેવ પડી ગઈ છે, તમે એ શીખીને મોઢે કરી લીધું છે. તમે એને ગોખીને એટલી સજ્જડ રીતે મોઢે કરી લીધું છે કે તમારામાંથી કેટલાકે હવે સામ્રાજ્યવાદી યુગમાં પિતૃભૂમિનું સંરક્ષણ વર્જ્ય છે એવા અર્થનો બકવાદ કરવાનું શરૂ કરી દીધું છે (જ્યારે હકીકતમાં તો એ મૂડીવાદી વર્ગે કરેલા સામ્રાજ્યવાદી પ્રત્યાઘાતી યુદ્ધમાં જ વર્જ્ય છે). પરંતુ "સંરક્ષણવાદ" શા માટે અને ક્યારે ધૃણાસ્પદ હોય એ બાબત તમે વિચાર કર્યો જ નથી.

પિતૃભૂમિના સંરક્ષણની વાત માનવી એટલે યુદ્ધ ઈન્સાફી અને વાજબી છે એ સ્વીકારવું. વાજબી અને ઈન્સાફી કયા દૃષ્ટિબિંદુથી? માત્ર સમાજવાદી સર્વહારા વર્ગના અને પોતાની મુક્તિ માટેના તેના સંઘર્ષના દૃષ્ટિબિંદુથી જ. બીજા કોઈ દૃષ્ટિબિંદુને અમે સ્વીકારતા જ નથી. જો શોષક વર્ગે પોતાના વર્ગ તરીકેના શાસનને મજબૂત બનાવવાના ધ્યેય સાથે યુદ્ધ શરૂ કર્યું હોય તો એ યુદ્ધ ગુનાહિત યુદ્ધ ગણાય, અને એવા યુદ્ધમાં "સંરક્ષણવાદ" સમાજવાદની

વિરુદ્ધ અધમ દગાખોરી જ ગણાય. પરંતુ પોતાના જ દેશમાં મૂડીવાદી વર્ગની ઉપર વિજય હાંસલ કર્યા પછી સર્વહારા વર્ગ યુદ્ધ કરે, અને એ યુદ્ધ સમાજવાદને મજબૂત બનાવવાના તથા વિકસાવવાના ધ્યેય સાથે કરવામાં આવ્યું હોય, તો એવું યુદ્ધ વાજબી અને "પવિત્ર" જ ગણાય.

૧૯૧૭ના ઑક્ટોબરની ૨૫મી તારીખથી અમે "સંરક્ષણવાદીઓ" છીએ. આ વાત મેં તદ્દન ચોક્કસ રૂપે એક કરતાં વધારે વાર કહી છે અને તેનો ઈનકાર કરવાની હિંમત તમે કરી શકો નહિ. ચોક્કસ રૂપે આંતરરાષ્ટ્રીય સમાજવાદ સાથેના "જોડાણને મજબૂત બનાવવાના" હિતમાં જ આપણી **સમાજવાદી** પિતૃભૂમિનું રક્ષણ કરવા આપણે **ફરજથી બંધાયેલા છીએ**. જે દેશમાં સર્વહારા વર્ગે ક્યારનો વિજય હાંસલ કરી લીધો છે તેના સંરક્ષણ પ્રત્યે આછકલું વલણ લેનારા લોકો જ આંતરરાષ્ટ્રીય સમાજવાદ સાથેના જોડાણને નષ્ટ કરી નાખે છે. અમે જ્યારે ઉત્પીડિત વર્ગના પ્રતિનિધિઓ હતા ત્યારે અમે સામ્રાજ્યવાદી યુદ્ધમાં પિતૃભૂમિના સંરક્ષણ પ્રત્યે આછકલું વલણ નહોતું અપનાવ્યું. એવા સંરક્ષણનો અમે સિદ્ધાંતના આધારે વિરોધ કર્યો હતો. પરંતુ હવે જ્યારે અમે એવા શાસક વર્ગના પ્રતિનિધિઓ બની ગયા છીએ કે જેણે સમાજવાદના સંઘટનની શરૂઆત કરી દીધી છે ત્યારે અમે માગણી કરીએ છીએ કે દરેક જણ દેશના સંરક્ષણ પ્રત્યે **ગંભીર** વલણ અપનાવે. અને દેશના સંરક્ષણ પ્રત્યે ગંભીર વલણ અપનાવવાનો અર્થ તેને માટે સર્વાંગી તૈયારી કરવાનો અને બળોના સંતુલનની ચોકસાઈપૂર્વક ગણતરી કરવાનો છે. આપણાં બળો જ્યારે સ્પષ્ટ રૂપે ઊતરતાં છે ત્યારે સંરક્ષણની ઉત્તમ રીત **દેશના આંતરિક ભાગમાં પીછેહઠ કરી જવાની છે** (જે કોઈ આને તાત્કાલિક આવશ્યકતાઓને અનુરૂપ કૃત્રિમ ફૉર્મ્યુલા ગણતું હોય તે આ બાબતમાં શીખવાના ઈતિહાસના પાઠોના સંબંધમાં, લશ્કરી બાબતોના એક સૌથી મોટા અધિકારી ક્લૌઝેવિત્સબાબાનાં લખાણો વાંચી જુએ). પરંતુ "ઉદ્દામ કોમ્યુનિસ્ટો" એવો મુદ્દલ નિર્દેશ નથી કરતા કે તેઓ બળોના સંતુલનના સવાલનું મહત્ત્વ સમજતા હોય.

અમે જ્યારે સિદ્ધાંતના આધારે સંરક્ષણવાદનો વિરોધ કરતા હતા ત્યારે જે લોકો દેખાવ પૂરતા સમાજવાદના હિતમાં પોતાની પિતૃભૂમિને "બચાવવા" માગતા હતા તેમની ઠેકડી ઉડાવવાનો અમને અધિકાર હતો. પરંતુ અમે જ્યારે સર્વહારા વર્ગીય સંરક્ષણવાદીઓ બનવાનો અધિકાર મેળવ્યો ત્યારે સવાલ મૂળભૂત રીતે પલટાઈ ગયો. અમારી ફરજ બની ગઈ કે સંડોવાયેલાં વિવિધ બળોની અમે અત્યધિક ચોકસાઈથી ગણતરી કરીએ, આપણો મિત્ર (આંતરરાષ્ટ્રીય

સર્વહારા વર્ગ) વખતસર આપણી વહારે આવી શકે તેની શક્યતાઓને અત્યધિક કાળજીથી તોળી જોઈએ. મૂડીનું હિત એ વાતમાં છે કે બધા દેશોના કામદારો એકતા સાધી લે (હકીકતમાં, અર્થાત્ ક્રાંતિ શરૂ કરી દઈને, એકતા સાધી લે) તે પહેલાં તે પોતાના દુશ્મનને (ક્રાંતિકારી સર્વહારા વર્ગને) થોડો થોડો કરીને ખતમ કરી નાખે. પરંતુ આપણા હિતની વાત એ છે કે ક્રાંતિકારી ટુકડીઓ ફક્ત એક જ મહાન આંતરરાષ્ટ્રીય સેનામાં સંયુક્ત થઈ જાય એ ઘડી સુધી (અથવા એ "**ઘડી પછીની**" વેળા સુધી) નિર્ણાયક લડાઈને દૂર રાખવા માટે આપણાથી બનતું બધું જ કરી છૂટવું, જરાક જેટલી પણ તક મળે તો તેનો લાભ ઉઠાવી લેવો.

'પ્રાવદા'ના અંક ૮૮,૮૯ અને ૯૦માં
૧૯૧૮ના મે માસની ૯,૧૦ અને ૧૧મી તારીખે પ્રકાશિત
હસ્તાક્ષર: એન. લેનિન

## "ઉદ્દામપંથી" સામ્યવાદ — એક બાલિશ બીમારી

(અવતરણ)

બોલ્શેવિઝમે પોતાની જ પાર્ટીની અંદર "ઉદ્દામ" વિચલનોની વિરુદ્ધ કરેલા સંઘર્ષે બે પ્રસંગોએ ખાસ કરીને વ્યાપક રૂપ ધારણ કરી લીધું હતું: ૧૯૦૮માં એ સવાલના સંબંધમાં કે એક અત્યંત પ્રત્યાઘાતી "પાર્લમેન્ટ"માં અને અત્યંત પ્રત્યાઘાતી કાનૂનોથી જકડાયેલી કાયદેસર કામદાર સંસ્થાઓમાં ભાગ લેવો જોઈએ કે નહિ, અને વળી ૧૯૧૮માં (બ્રેસ્ત સુલેહના સમયે) એ સવાલના સંબંધમાં કે એક અથવા બીજા પ્રકારની "બાંધછોડ" સ્વીકાર્ય છે કે નહિ.

૧૯૦૮માં અત્યંત પ્રત્યાઘાતી "પાર્લમેન્ટ"માં[51] ભાગ લેવાની આવશ્યકતાને સમજવાનો હઠીલાઈથી ઇનકાર કરવા બદલ "ઉદ્દામ" બોલ્શેવિકોને આપણી પાર્ટીમાંથી કાઢી મૂકવામાં આવ્યા હતા. આગળ જતાં કોમ્યુનિસ્ટ પાર્ટીના સભ્યની પદવી યશપૂર્વક ધરાવનારા (અને હજુ ધરાવતા) ઘણા સરસ ક્રાંતિકારીઓ જેમાં સામેલ હતા તે "ઉદ્દામો"એ ૧૯૦૫ના બહિષ્કારના સફળ અનુભવને ખાસ રૂપે પોતાની નીતિનો આધાર બનાવ્યો હતો. ૧૯૦૫ના ઑગસ્ટમાં જ્યારે ઝારે એક સલાહકારી "પાર્લમેન્ટ"[52] બોલાવવાની જાહેરાત કરી ત્યારે બધી વિરોધી પાર્ટીઓ અને મેન્શેવિકોના વિરોધ છતાં બોલ્શેવિકોએ બહિષ્કારની હાકલ કરી અને એ "પાર્લમેન્ટ" ૧૯૦૫ની ક્રાંતિના પ્રવાહમાં સાચેસાચ તણાઈ ગઈ. એ વખતે બહિષ્કારની નીતિ સાચી સાબિત થઈ તેનું કારણ એ નહોતું કે પ્રત્યાઘાતી પાર્લમેન્ટોમાં ભાગ ન લેવાની નીતિ સામાન્ય રીતે સાચી છે, પરંતુ તેનું કારણ એ હતું કે અમે તે વખતની વાસ્તવિક પરિસ્થિતિનો સાચો અંદાજ કાઢ્યો હતો જે આમ હડતાલોને પહેલાં રાજકીય હડતાલમાં, પછી ક્રાંતિકારી હડતાલમાં, અને પછી વિદ્રોહમાં ઝડપથી પલટાવી રહી હતી. એ ઉપરાંત, તે વખતે સંઘર્ષ એ સવાલની આસપાસ

કેંદ્રિત થયેલો હતો કે પ્રથમ પ્રતિનિધિ સભા બોલાવવાનું કામ ઝારની ઉપર છોડી દેવામાં આવે કે પછી તેને પુરાણા શાસનના હાથમાંથી આંચકી લેવાનો પ્રયાસ કરવામાં આવે. પરંતુ જ્યારે એ વાતની કોઈ ખાતરી નહોતી અને હોઈ શકે એમ પણ નહોતી કે વાસ્તવિક પરિસ્થિતિ સાદૃશ્ય છે, અને જ્યારે સમાન વહેણની તથા વિકાસના એવા જ વેગની મુદ્દલ ખાતરી નહોતી ત્યારે બહિષ્કારની નીતિ સાચી મટી ગઈ.

૧૯૦૫માં "પાર્લમેન્ટ"ના બોલ્શેવિક બહિષ્કારે ક્રાંતિકારી સર્વહારા વર્ગને ઉચ્ચ કોટિના મૂલ્યવાન રાજકીય અનુભવ વડે સમૃદ્ધ બનાવ્યો અને બતાવી આપ્યું કે સંઘર્ષનાં કાનૂની તથા ગેરકાનૂની તેમ જ સંસદીય તથા બિનસંસદીય રૂપોનો સમન્વય સાધવામાં સંસદીય રૂપોને તજી દેવાનું ક્યારેક લાભપ્રદ અને આવશ્યક પણ હોય છે. પરંતુ એ અનુભવને બીજા સંજોગોમાં અને બીજી પરિસ્થિતિઓમાં આંખો બંધ કરીને નકલ કરવાની વૃત્તિથી તથા વગર વિચાર્યે જ લાગુ કરવો એ બહુ મોટી ભૂલ છે. ૧૯૦૬માં બોલ્શેવિકોએ કરેલો દૂમાનો બહિષ્કાર ભૂલ જ હતી, જોકે એ નાનકડી અને સહેલાઈથી સુધારી શકાય એવી ભૂલ હતી.* ૧૯૦૭, ૧૯૦૮ અને ત્યાર પછીનાં વર્ષોમાં દૂમાનો બહિષ્કાર અત્યંત ગંભીર અને સુધારવી મુશ્કેલ થઈ પડે એવી ભૂલ ગણાત કેમ કે એક તરફ તો ક્રાંતિકારી જુવાળ ખૂબ ઝડપથી ઊઠવાની અને તેનું વિદ્રોહમાં રૂપાંતર થઈ જવાની આશા રાખી શકાય એમ નહોતી, અને બીજી તરફ મૂડીવાદી રાજશાહીના નવસંસ્કારમાંથી પેદા થતી આખી ઐતિહાસિક પરિસ્થિતિએ કાનૂની અને ગેરકાનૂની પ્રવૃત્તિઓના સમન્વયને આવશ્યક બનાવ્યો હતો. સમાપ્ત થઈ ચૂકેલા જે ઐતિહાસિક સમયનો ત્યાર પછીના સમયો જોડેનો સંબંધ હવે તદ્દન સ્પષ્ટ થઈ ચૂક્યો છે એવા એ સમયની ઉપર આજે આપણે જ્યારે નજર નાખીએ છીએ ત્યારે એ વાત વિશેષ રૂપે સાફ દેખાઈ આવે છે કે સંઘર્ષનાં કાનૂની અને ગેરકાનૂની રૂપોનો સમન્વય સાધવાનું **ફરજિયાત છે** અને અત્યંત પ્રત્યાઘાતી પાર્લમેન્ટમાં પણ તથા પ્રત્યાઘાતી કાનૂનો વડે જકડાયેલી

* જે બાબત વ્યક્તિઓને લાગુ થાય છે તે જરૂરી ફેરફાર સાથે રાજકારણને અને પાર્ટીઓને પણ લાગુ થાય જ છે. ભૂલો કરે જ નહિ એવો માણસ શાણો ન ગણાય. એવા માણસો દુનિયામાં ક્યાંય છે જ નહિ અને હોઈ શકે પણ નહિ. જે માણસ બહુ ગંભીર ભૂલો ન કરે અને પોતાની ભૂલોને સહેલાઈથી તેમ જ ઝડપથી સુધારી લેવાનું જાણતો હોય એ માણસ જ શાણો ગણાય.

બીજી સંસ્થાઓમાં (રોગી સહાયક મંડળો, વગેરે) પણ ભાગ લેવાનું **ફરજિયાત** છે એવા દૃષ્ટિકોણનો બોલ્શેવિકોએ અત્યંત સખત સંઘર્ષમાં બચાવ ન કર્યો હોત તો ૧૯૦૮થી ૧૯૧૪ દરમિયાન બોલ્શેવિકો સર્વહારા વર્ગની ક્રાંતિકારી પાર્ટીના દૃઢ હાર્દને સુરક્ષિત (તેને મજબૂત બનાવવાની, વિકસાવવાની અને વધારે તાકાતવાન બનાવવાની વાત તો દૂર રહી) **ન જ** રાખી **શક્યા હોત**.

૧૯૧૮માં હાલત ફૂટ સુધી પહોંચી નહિ. એ સમયે "ઉદ્દામ" કોમ્યુનિસ્ટોએ આપણી પાર્ટીની અંદર ફક્ત એક અલગ જૂથ કે "ગુટ" સ્થાપેલું, અને તે પણ લાંબા વખત માટે નહિ. એ જ ૧૯૧૮ના વર્ષમાં "ઉદ્દામ સામ્યવાદના" સૌથી આગળ પડતા પ્રતિનિધિઓએ, દાખલા તરીકે કોમરેડ રાદેક અને બુખારિને, પોતાની ભૂલને ખુલ્લી રીતે કબૂલ કરી લીધી. તેમને એમ લાગેલું કે બ્રેસ્ત સુલેહ સામ્રાજ્યવાદીઓ જોડે બાંધછોડ હતી અને સિદ્ધાંતની દૃષ્ટિએ અસ્વીકાર્ય તેમ જ ક્રાંતિકારી સર્વહારા વર્ગની પાર્ટી માટે હાનિકારક હતી. એ સુલેહ સામ્રાજ્યવાદીઓ જોડે બાંધછોડ તો બેશક હતી જ, પરંતુ તે એવી બાંધછોડ હતી જે ઉપસ્થિત સંજોગોમાં **કરવી જ પડે** એમ હતી.

બ્રેસ્ત સુલેહ કરતી વેળાની આપણી કાર્યનીતિ ઉપર હું આજે દાખલા તરીકે સમાજવાદી-ક્રાંતિકારીઓને પ્રહારો કરતા જ્યારે જોઉં છું, અથવા મારી સાથેની વાતચીત દરમિયાન કોમરેડ લાન્સબરીને એમ કહેતાં સાંભળું છું કે "અમારા બ્રિટિશ ટ્રેડ યુનિયન નેતાઓનું કહેવું છે કે જો બોલ્શેવિકો માટે બાંધછોડ કરવાનું ઉચિત હતું તો અમારે માટે પણ બાંધછોડ કરવાનું ઉચિત છે", ત્યારે હું સામાન્ય રીતે સૌથી પહેલાં નીચેનું સાદું અને "પ્રચલિત" દૃષ્ટાંત ટાંકીને જવાબ દઉં છું:

ધારો કે તમારી મોટરને હથિયારબંધ ડાકુઓએ આંતરી લીધી છે. તમારા પૈસા, તમારો પાસપોર્ટ, તમારી રિવૉલ્વર અને તમારી મોટર, એ બધું તમે ડાકુઓને સોંપી દો છો. બદલામાં તમને ડાકુઓની મજેદાર સોબતથી મુક્તિ મળી થય છે. એ તો નિસ્સંદેહ બાંધછોડ જ થઈ. «Do ut des» ("હું" તમને પૈસા, હથિયારો, મોટર, વગેરે "એટલા માટે આપી દઉં છું" કે તમે મને ચુપચાપ ચાલ્યા જવાની તક "આપો"). પરંતુ આવી બાંધછોડને "સિદ્ધાંતની દૃષ્ટિએ અસ્વીકાર્ય" જાહેર કરે અથવા બાંધછોડ કરનારને ડાકુઓનો મળતિયો ઘોષિત કરે (મોટર અને હથિયારોનો ઉપયોગ ડાકુઓ વધારે લૂંટ ચલાવવા માટે કરે તોપણ) અને તેનું મગજ પણ સમતોલ

હોય એવો કોઈ માણસ મળવો મુશ્કેલ છે. જર્મન સામ્રાજ્યવાદી ડાકુઓ જોડેની આપણી બાંધછોડ એવા પ્રકારની બાંધછોડ હતી.

પરંતુ જ્યારે રશિયામાં મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓ, જર્મનીમાં શાઈદેમાનો (અને મહદંશે કાઉત્સ્કીઓ), ઑસ્ટ્રિયામાં ઓટો બાઉએર તથા ફ્રેડરિક એડલર (રેનર અને કંપનીની તો વાત જ જવા દો), ફ્રાંસમાં રેનાઉદેલો તેમ જ લોંગે અને કંપની, અને ઇંગ્લૅંડમાં ફેબિયનો, "સ્વતંત્રો" તથા "લેબરવાળાઓએ" ૧૯૧૪-૧૮ દરમિયાન તથા ૧૯૧૮-૨૦ દરમિયાન પોતાના જ દેશના ક્રાંતિકારી સર્વહારા વર્ગની **વિરુદ્ધ** પોતાના જ દેશના ડાકુઓની જોડે, અને ક્યારેક "મિત્ર-દેશો"ના મૂડીવાદી વર્ગના ડાકુઓની જોડે **બાંધછોડો** કરી, ત્યારે એ બધા સજ્જનોએ બેશક **ડાકુગીરીમાં મળતિયાઓ** તરીકે જ વર્તન કર્યું હતું.

નિષ્કર્ષ સાફ છે: બાંધછોડો ભલે ગમે તેવા પ્રકારની હોય તોપણ તેને "સિદ્ધાંતની દૃષ્ટિએ" નકારી કાઢવી, સામાન્ય રૂપે બાંધછોડોની સ્વીકાર્યતાને નકારી કાઢવી, એ એવી બાલિશતા છે જેની ઉપર ગંભીર લક્ષ આપવાનું પણ મુશ્કેલ છે. ક્રાંતિકારી સર્વહારા વર્ગને સહાયક થવાની ઇચ્છા સેવતા રાજકીય નેતામાં એટલી આવડત હોવી જ જોઈએ કે બાંધછોડો જ્યારે વર્જ્ય હોય ત્યારે, બાંધછોડો જ્યારે તકવાદને અને **દગાખોરીને** વ્યક્ત કરતી હોય ત્યારે, કેવળ એવી બાંધછોડોના **નક્કર** કિસ્સાઓને અલગ તારવી શકે અને ટીકાના સમગ્ર જોરને તથા બેરહમ ભાંડાફોડની અને નિર્મમ લડતની પૂર્ણ તીવ્રતાને **એવી નક્કર** બાંધછોડો વિરુદ્ધ સંચાલિત કરે, નહિ કે ઉસ્તાદ "સાધ્ય" સમાજવાદીઓ તથા સંસદીય કારસ્તાનીઓને બાંધછોડો સંબંધી "સામાન્ય ભાષણખોરી" વડે પોતાની જવબદારીથી બચી કે છટકી જવા દે. બ્રિટિશ ટ્રેડ યુનિયનોના તેમ જ ફેબિયન સોસાયટીના અને "સ્વતંત્ર" લેબર પાર્ટીના "નેતાઓ" **પોતે કરેલી દગાખોરીની**, પોતે કરેલી ખરેખર બદતરીન પ્રકારના તકવાદ, દગાખોરી અને દ્રોહ **સમાન** બાંધછોડની, જવાબદારીથી ચોક્કસ એ રીતે જ બચી ભાગવાની કોશિશો કરી રહ્યા છે.

બાંધછોડો અને બાંધછોડો વચ્ચે ફેર હોય છે. પરિસ્થિતિનું અને દરેક બાંધછોડના તથા દરેક પ્રકારની બાંધછોડના નક્કર સંજોગોનું પૃથક્કરણ કરવાની શક્તિ આપણે ધરાવવી જ જોઈએ. ડાકુઓ ઓછું નુકસાન કરી શકે અને તેમને પકડીને ફાંસીએ લટકાવવામાં મદદ થાય એટલા માટે ડાકુઓને પૈસા તથા હથિયારો સોંપી દેનાર માણસ અને લૂંટમાં હિસ્સો પડાવવાના ઇરાદાથી ડાકુઓને

પૈસા તથા હથિયાર પૂરાં પાડનાર માણસ વચ્ચે તફાવત કરતાં આપણે શીખી જ લેવું જોઈએ. બાળકબુદ્ધિ જેવા આ સાદા ઉદાહરણમાં એ જેટલું સહેલું દેખાય છે એટલું સહેલું રાજકારણમાં બેશક કોઈ રીતે નથી જ. પરંતુ જે કોઈ માણસ કામદારોને જિંદગીના બધા શક્ય સંજોગોમાં તૈયાર ઉકેલો અગાઉથી પૂરા પાડતો નુસખો ઉપજાવી કાઢવાની કોશિશ કરે, અથવા ક્રાંતિકારી સર્વહારા વર્ગની નીતિને કોઈ જાતની મુશ્કેલ કે જટિલ પરિસ્થિતિઓનો સામનો કદી કરવો જ નહિ પડે એવું વચન આપે, તે કેવળ ઊંટવૈદ જ હોય.

ખોટો અર્થ ઘટાવવાની મુદ્દલ શક્યતા ન રહે એ ઈરાદે હું નક્કર બાંધછોડોનું પૃથક્કરણ કરવાના થોડાક મૂળભૂત નિયમોની રૂપરેખા, ભલે બહુ સંક્ષિપ્ત રીતે જ, આપવાનો પ્રયાસ કરીશ.

જે પાર્ટીએ બ્રેસ્ત સુલેહ ઉપર સહી કરીને જર્મન સામ્રાજ્યવાદીઓની જોડે બાંધછોડ કરી છે એ પાર્ટી પોતાના આંતરરાષ્ટ્રવાદને છેક ૧૯૧૪ના અંતથી અમલમાં વિકસિત કરી રહી હતી. બે સામ્રાજ્યવાદી લૂંટારાઓ વચ્ચેના યુદ્ધમાં ઝારની રાજશાહીના પરાજયની હાકલ કરતાં અને "પિતૃભૂમિના સંરક્ષણ"ને વખોડી કાઢતાં તેને બીક નહોતી લાગી. એ પાર્ટીના સંસદીય પ્રતિનિધિઓએ મૂડીવાદી સરકારમાં પ્રધાનપદાં તરફ લઈ જતા રસ્તાને બદલે સાઈબિરિયા[53] તરફ લઈ જતો રસ્તો લેવાનું વધારે પસંદ કર્યું. ઝારશાહીને ઉથલાવી પાડનારી અને લોકશાહીવાદી પ્રજાસત્તાકની સ્થાપના કરનારી ક્રાંતિએ એ પાર્ટીને એક નવી અને પ્રચંડ કસોટીની એરણ ઉપર ચડાવી. તેણે "પોતાના" સામ્રાજ્યવાદીઓની જોડે કોઈ જાતની બાંધછોડ મુદ્દલ ન જ કરી પણ તેમને ઉથલાવી પાડવાની તૈયારી કરી અને એ કામ સફળતાથી પાર પાડ્યું. એ પાર્ટીએ રાજકીય સત્તા પોતાના કબજામાં લઈ લીધા પછી જમીનદારોની કે મૂડીદારોની મિલકતનું એક નિશાન સરખું બાકી રહેવા દીધું નહિ. સામ્રાજ્યવાદીઓની ગુપ્ત સંધિઓને જાહેર અને રદબાતલ કરી દીધા પછી એ પાર્ટીએ બધાં જ રાષ્ટ્રો સમક્ષ સુલેહની દરખાસ્ત કરી, અને અંગ્રેજ-ફ્રેંચ સામ્રાજ્યવાદીઓએ સુલેહની કોશિશોને નિષ્ફળ બનાવી દીધી ત્યાર પછી જ તથા જર્મની તેમ જ બીજા દેશોમાં ક્રાંતિ વધારે જલદી થાય એ દિશામાં બોલ્શેવિકો માનવીય રીતે શક્ય બધું કરી ચૂક્યા હતા ત્યાર પછી જ એ પાર્ટીએ બ્રેસ્તના લૂંટારાઓના જુલમ સામે નમતું મૂક્યું હતું. એવી પાર્ટીએ એવી પરિસ્થિતિમાં કરેલી એવી બાંધછોડ તદ્દન વાજબી હતી એ વાત દરેક માણસની નજરમાં પ્રતિદિન વધારે સ્પષ્ટ તથા સ્વાભાવિક બનતી જાય છે.

રશિયાના મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓએ (૧૯૧૪-૨૦ દરમિયાન આખી દુનિયામાં બીજી ઇન્ટરનેશનલના બધા નેતાઓની જેમ) "પિતૃભૂમિના સંરક્ષણ"ને, અર્થાત્ **તેમના પોતાના** લૂંટારા મૂડીવાદી વર્ગના રક્ષણને, સીધી અથવા આડકતરી રીતે ઉચિત ગણાવીને દગાખોરીથી શરૂઆત કરી. **તેમના પોતાના** દેશના મૂડીવાદી વર્ગની જોડે ગઠબંધન કરીને અને તેમના પોતાના દેશના ક્રાંતિકારી સર્વહારા વર્ગની વિરુદ્ધ **તેમના પોતાના** મૂડીવાદી વર્ગની જોડાજોડ લડીને તેમણે દગાખોરી ચાલુ રાખી. તેમના પરદેશી જાતભાઈઓએ **પોતપોતાના** દેશોમાં જેમ મૂડીવાદી વર્ગની જોડે મળીને ટોળકી રચી હતી એમ જ રશિયામાં પહેલાં કેરેન્સ્કી તથા કેડેટોની જોડે અને પછી કોલ્ચાક તથા દેનીકિનની જોડે ટોળકી રચવાનું તેમનું કદમ સર્વહારા વર્ગની વિરુદ્ધ મૂડીવાદી વર્ગના પક્ષે ભાગી જવાનું કદમ હતું. સામ્રાજ્યવાદી ડાકુઓ સાથેની **તેમની** બાંધછોડ તેમને શરૂઆતથી અંત સુધી સામ્રાજ્યવાદી ડાકુગીરીમાં **મળતિયા** બનાવી દેનારી બાંધછોડ હતી.

૧૯૨૦ના એપ્રિલ અને મે માસમાં લિખિત
પેત્રોગ્રાદના રાજ્ય પ્રકાશન ગૃહ દ્વારા
૧૯૨૦ના જૂનમાં પુસ્તિકાના રૂપમાં
પ્રકાશિત

## ટિપ્પણીઓ

[1] આ થિસિસોને લેનિને ૮(૨૧) જાન્યુઆરી, ૧૯૧૮ના દિવસે ૬૩ સેંટ્રલ કમિટીના સભ્યો તથા પાર્ટીના કાર્યકરોની એક બેઠકમાં વાંચી સંભળાવી હતી. ઓસીન્સ્કી (ઓબોલેન્સ્કી), ત્રોત્સ્કી, લોમોવ (ઓપ્પોકોવ), કામેનેવ, વગેરેનાં પ્રવચનોની લેનિને કરેલી નોંધો સિવાય એ બેઠકનાં બીજાં કોઈ રેકર્ડ મળતાં નથી. સેંટ્રલ કમિટીની ૧૧(૨૪) જાન્યુઆરીની બેઠકમાં કરેલા પ્રવચનમાં લેનિને જણાવ્યું હતું કે પોતાની થિસિસોને ૧૫, "ઉદ્દામ" કોમ્યુનિસ્ટોને ૩૨, અને ત્રોત્સ્કીને ૧૬ મત મળ્યા હતા.

એ થિસિસોને ૨૪મી ફેબ્રુઆરીએ પ્રકાશિત કરવામાં આવી હતી. એ વખતે સુલેહ કરવાના સવાલ પર સેંટ્રલ કમિટીની બહુમતી લેનિનને પક્ષે આવી ગઈ હતી. — પૃ૦ ૫

[2] જર્મની, ઑસ્ટ્રિયા-હંગેરી, બલ્ગેરિયા અને તુર્કીના ચતુરંગી જોડાણની સરકારો — પૃ૦ ૭

[3] **ઉક્રાઈનાની મૂડીવાદી રાદા** — ૧૯૧૭ના એપ્રિલમાં સ્થપાયેલી પ્રતિક્રાંતિકારી મૂડીવાદી-રાષ્ટ્રવાદી સંસ્થા. ઉક્રાઈની મૂડીદાર વર્ગનો વિચારક ગ્રુશેવ્સ્કી તેનો અધ્યક્ષ હતો અને વિન્નિચેન્કો તેનો ઉપાધ્યક્ષ હતો. એ સંસ્થાનો સામાજિક આધાર શહેરી તથા દેહાતી મૂડીદાર વર્ગ અને રાષ્ટ્રવાદી વિચારો ધરાવતા નિમ્ન-મૂડીવાદી બુદ્ધિજીવીઓનો બનેલો હતો. એ સંસ્થાએ ઉક્રાઈનાના રાષ્ટ્રીય મુક્તિ આંદોલનનો ઉપયોગ કરીને ઉક્રાઈની મૂડીદારો તથા જમીનદારોની શક્તિને સુદૃઢ બનાવવાની તથા ઉક્રાઈની મૂડીવાદી રાજ્યની સ્થાપના કરવાની કોશિશ

કરી હતી. ઉક્રાઈનાની સ્વાયત્તતાની બાબતમાં આંતરિક વિરોધો હોવા છતાં રાદાએ કામચલાઉ સરકારને ટેકો આપ્યો હતો.

મહાન ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિના વિજય પછી રાદાએ પોતે "ઉક્રાઈની લોક પ્રજાસત્તાક"નું સર્વોચ્ચ અંગ છે એમ જાહેર કર્યું, તેણે સોવિયેત સત્તાની વિરુદ્ધ ખુલ્લંખુલ્લા જંગ ખેલ્યો, અને તેણે પ્રતિક્રાંતિના એક મુખ્ય કેંદ્રનું રૂપ ધારણ કરી લીધું.

૧૯૧૭ના ડિસેંબરમાં ખાર્કોવ ખાતે ભરાયેલી સોવિયેતોની અખિલ ઉક્રાઈની કોંગ્રેસે ઉક્રાઈનાને સોવિયેત પ્રજાસત્તાક ઘોષિત કર્યું અને જાહેર કર્યું કે કેંદ્રીય રાદાની સત્તાને ઉથલાવી પાડવામાં આવી છે. રશિયન સોવિયેત સમવાયી સમાજવાદી પ્રજાસત્તાકના લોક-કમિસાર મંડળે ઉક્રાઈનિયન સોવિયેત સરકારને ઉક્રાઈનાની એકમાત્ર કાયદેસર સરકાર તરીકે માન્યતા આપી, અને પ્રતિક્રાંતિકારી રાદાની વિરુદ્ધના સંઘર્ષમાં તેને તાત્કાલિક સહાય પૂરી પાડવાનો નિર્ણય લીધો. ૧૯૧૭ના ડિસેંબરમાં અને ૧૯૧૮ના જાન્યુઆરીમાં આખા ઉક્રાઈનામાં કેંદ્રીય રાદાની વિરુદ્ધના તથા સોવિયેત સત્તાની સ્થાપના માટેના સશસ્ત્ર વિદ્રોહોની જવાળાઓ ભડકી ઊઠી. ઉક્રાઈનામાં સ્થિત સોવિયેત સૈન્યોએ ૧૯૧૮ના જાન્યુઆરી માસમાં આક્રમક હુમલો કર્યો અને જાન્યુઆરીની ૨૬મીએ (ફેબ્રુઆરીની આઠમીએ) કીયેવ ઉપર કબજો જમાવી દઈને મૂડીવાદી રાદાને ઉથલાવી પાડી.

રાદાને કામગાર જનતામાં મુદ્દલ ટેકો નહોતો, અને હાર ખાધા પછી તથા સોવિયેત ઉક્રાઈનાના પ્રદેશમાંથી તેની હકાલપટ્ટી થઈ ગયા પછી તે ઉક્રાઈનામાં સોવિયેત સત્તાને ઉથલાવી પાડીને મૂડીવાદી શાસનની પુનઃસ્થાપના કરવાની કોશિશ કરતા જર્મન સામ્રાજ્યવાદીઓની જોડે ભળી ગઈ. સોવિયેત પ્રજાસત્તાક અને જર્મની વચ્ચેની સુલેહની વાટાઘાટો દરમિયાન રાદાએ એક પ્રતિનિધિમંડળ બ્રેસ્ત-લિતોવ્સ્ક મોકલ્યું અને જર્મનીની સાથે ગુપ્ત રીતે અલગ સુલેહ કરીને સોવિયેતોની વિરુદ્ધની લશ્કરી મદદના બદલામાં જર્મનીને ઉક્રાઈનાથી અનાજ, કોલસા, અને કાચો માલ પૂરો પાડવાનું માથે લીધું. ૧૯૧૮ના માર્ચમાં જર્મન અને ઑસ્ટ્રિયન હુમલાખોરોના પૂતળા રૂપે રાદાને ફરી વાર કીયેવમાં સત્તાસ્થાને બેસાડવામાં આવી. આગળ જતાં જર્મનોને સમજાઈ ગયું કે ઉક્રાઈનાના ક્રાંતિકારી આંદોલનને કચડી નાખવા તેમ જ ખોરાક અને કાચા માલની પૂર્તિ સુનિશ્ચિત રાખવા રાદા અશક્ત છે. એટલે આખરે તેમણે તેને વિખેરી નાખી.—પૃ૦ ૧૧

[4] **ચેર્નોવ** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો નેતા અને સિદ્ધાંત-પ્રણેતા, અને મૂડીવાદી કામચલાઉ સરકારમાં કૃષિ-પ્રધાન. ઑક્ટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેણે સોવિયેત-વિરોધી બળવા ઉઠાવવામાં ભાગ લીધો હતો. — પૃ૦ ૧૧

[5] **રાજ્ય દૂમા** — ૧૯૦૫ની ક્રાંતિકારી ઘટનાઓ પછી ઝારશાહી સરકારને સ્થાપવી પડેલી એક પ્રતિનિધિ સંસ્થા. નામમાં તો એ વિધાનસભા હતી પણ તે સાચી સત્તા મુદ્દલ નહોતી ધરાવતી. ૧૯૦૭ના જૂનની ત્રીજી તારીખના ચૂંટણી-કાનૂનના આધારે કરવામાં આવેલી ચૂંટણીઓએ ત્રીજી દૂમામાં જમીનમાલિકો તથા મોટા ઉદ્યોગપતિઓના પ્રત્યાઘાતી જૂથને બહુમતી આપી. — પૃ૦ ૧૫

[6] ૧૯૧૮ના જાન્યુઆરીની ૧૧મી (૨૪મી) તારીખે ભરાયેલી સેંટ્રલ કમિટીની બેઠકમાં લેનિનના પ્રવચન પછી યુદ્ધ અને સુલેહના સવાલ વિશે ચર્ચા થઈ જેમાં ત્રોત્સ્કી અને "ઉદ્દામ કોમ્યુનિસ્ટોએ" લેનિનનો વિરોધ કર્યો. કેટલાક "ઉદ્દામ કોમ્યુનિસ્ટોએ" — બુખારિન, ઉરીત્સ્કી, લોમોવ (ઓપ્પોકોવ) — ત્રોત્સ્કીની "યુદ્ધ પણ નહિ ને સુલેહ પણ નહિ" એવી દરખાસ્તને ટેકો આપ્યો. સ્તાલિન, સેર્ગેયેવ (આર્ત્યોમ) અને સોકોલનીકોવ સુલેહ ઉપર સહી કરી લેવા માગતા હતા. તાત્કાલિક ક્રાંતિકારી યુદ્ધનું પોતાનું સૂત્ર સ્વીકારાય એવી કોઈ આશા "ઉદ્દામ કોમ્યુનિસ્ટોને" નહોતી (તેને ફક્ત બે જ મત મળેલા), અને એટલે તેમણે ત્રોત્સ્કીની દરખાસ્તની તરફેણમાં મતો આપ્યા જે સાત વિરુદ્ધ નવ મતે અપનાવવામાં આવી. સેંટ્રલ કમિટીની અંદર સુલેહ કરવાની વિરુદ્ધના પ્રતીકારની ઉપર પ્રભુત્વ મેળવી લેવાની આશાએ તથા ક્રાંતિકારી યુદ્ધના હિમાયતીઓને અનુસરતા જનતાના ભાગને પોતાની તરફ જીતી લેવાની આશાએ લેનિને વાટાઘાટોને શક્ય એવી દરેક રીતે વિલંબિત કરવાની દરખાસ્ત રજૂ કરી જે એક વિરુદ્ધ બાર મતે મંજૂર થઈ. — પૃ૦ ૧૭

[7] લેનિનનો નિર્દેશ સ્તાલિનના આ નિવેદન પ્રત્યે છે: "... પશ્ચિમમાં ક્રાંતિકારી આંદોલન અસ્તિત્વમાં છે જ નહિ, માત્ર સંભાવના છે પણ હકીકતોનો તદ્દન અભાવ છે, અને એ એક એવી બાબત છે જેને આપણે ગણતરીમાં લઈ શકીએ નહિ."

બીજો નિર્દેશ ઝિનોવ્યેવની આ વાત પ્રત્યે છે: "...આપણી સમક્ષ નિસ્સંદેહ એક ગંભીર શસ્ત્રક્રિયાનો સવાલ ઉપસ્થિત છે, કેમ કે સુલેહ કરીને

આપણે જર્મનીમાં અંધરાષ્ટ્રવાદને મજબૂત બનાવીશું અને આખા પશ્ચિમમાં ક્રાંતિકારી આંદોલનને થોડા વખત માટે નબળું બનાવીશું. ત્યાર પછી સમાજવાદી પ્રજાસત્તાકના વિનાશની સંભાવના દેખાય છે." (ર. સો. ડે. લે. પાર્ટી (બો.)ની સેંટ્રલ કમિટીની કાર્યનોંધો, ઑગસ્ટ, ૧૯૧૭—ફેબ્રુઆરી, ૧૯૧૮, મોસ્કો, ૧૯૫૮, પૃષ્ઠ ૧૭૧—૧૭૨.)—પૃ૦ ૨૦

8 ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૧મી તારીખે 'પ્રાવદા'માં પ્રકાશિત આ લેખ દ્વારા લેનિને સુલેહ કરવાની તરફેણમાં જાહેર આંદોલન શરૂ કરી દીધું.—પૃ૦ ૨૧

9 ર. સો. ડે. લે. પાર્ટી (બો.)ની સેંટ્રલ કમિટીની ૧૧મી (૨૪મી) જાન્યુઆરી તથા ૧૭મી ફેબ્રુઆરી, ૧૯૧૮ના દિવસોએ ભરાયેલી બેઠકોમાં સુલેહના સવાલ બાબત થયેલા મતદાન પ્રત્યે નિર્દેશ છે. ક્રાંતિકારી યુદ્ધની તરફેણમાં પહેલી બેઠકમાં બે મત પડેલા પણ બીજી બેઠકમાં એક પણ મત નહોતો પડયો (યુદ્ધ ચાલુ રાખવાની તરફેણ કરનારા તટસ્થ રહ્યા હતા).—પૃ૦ ૨૩

10 કાર્લ લીબ્કનેખ્ત (૧૮૭૧—૧૯૧૯)—જર્મન અને આંતરરાષ્ટ્રીય કામદાર વર્ગીય આંદોલનની નામાંકિત વ્યક્તિ, જર્મન સોશ્યલ-ડેમોક્રેટિક પાર્ટીની ઉદ્દામ પાંખના નેતા, જર્મનીની કોમ્યુનિસ્ટ પાર્ટીના એક સંસ્થાપક; પ્રતિક્રાંતિકારીઓએ ૧૯૧૯માં તેમનું પાશવી રીતે ખૂન કર્યું.

વિલ્હેલ્મ બીજો (હોહેનઝોલર્ન) (૧૮૫૯—૧૯૪૧)—જર્મનીનો સમ્રાટ અને પ્રશિયાનો રાજા (૧૮૮૮—૧૯૧૮).—પૃ૦ ૨૭

11 લોકશાહીવાદી સંમેલનમાં મૂડીદાર વર્ગની જોડે સંયુતિના સવાલ બાબત થયેલા મતદાન પ્રત્યે નિર્દેશ છે.

અખિલ રશિયન લોકશાહીવાદી સંમેલન સોવિયેતોની મેન્શેવિક અને સમાજવાદી-ક્રાંતિકારી કેંદ્રીય કાર્યવાહી સમિતિએ દેખાવ પૂરતું એ નિર્ણય લેવા માટે ભર્યું હતું કે દેશનું શાસન કોના હાથમાં રહે. પરંતુ સંયોજકોનું સાચું લક્ષ્ય તો ક્રાંતિની ચડતી જતી ભરતીથી લોકસમુદાયોનું ધ્યાન દૂર વાળવાનું હતું. સંમેલન પેત્રોગ્રાદમાં સપ્ટેંબરની ૧૪થી ૨૨ તારીખ સુધી (૨૭મી સપ્ટેંબરથી ૫મી ઑકટોબર સુધી) ભરાયું હતું અને ૧૫૦૦થી વધારે માણસો તેમાં હાજર રહ્યા હતા. કામદારો અને કિસાનોના પ્રતિનિધિત્વને અવરોધીને તથા નિમ્ન-મૂડીવાદી તેમ જ મૂડીવાદી પ્રતિનિધિઓની સંખ્યામાં વૃદ્ધિ કરીને મેન્શેવિકો અને સમાજવાદી-ક્રાંતિકારીઓએ સંમેલનમાં બહુમતી હાંસલ કરી લીધી. બોલ્શેવિકોએ

મેન્શેવિકો તથા સમાજવાદી-ક્રાંતિકારીઓને ઉઘાડા પાડવાના ઈરાદે સંમેલનમાં ભાગ લીધો. — પૃ૦ ૨૯

12 ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિએ રશિયામાં ઝારને ઉથલાવી પાડીને દ્વિવિધ સત્તાની સ્થાપના કરી (મૂડીવાદી કામચલાઉ સરકાર અને કામદારો તથા સૈનિકોના પ્રતિનિધિઓની સોવિયેતો). — પૃ૦ ૨૯

13 ૧૯૧૭ના ઑક્ટોબરના સશસ્ત્ર વિપ્લવનો વિરોધ કરનારા ઝિનોવ્યેવ અને કામેનેવના પરાજયવાદ પ્રત્યે નિર્દેશ છે. — પૃ૦ ૨૯

14 **કેરેન્સ્કી** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનો સભ્ય. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી મૂડીવાદી કામચલાઉ સરકારનો પ્રધાન અને આગળ જતાં વડો પ્રધાન તેમ જ સર્વોચ્ચ સેનાપતિ. — પૃ૦ ૩૦

15 સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ (૧૯૧૪-૧૮) ફાટી નીકળતાં જર્મન સૈન્યોએ બેલ્જિયમ ઉપર કબજો કરી લીધો અને ૧૯૧૮માં જર્મનીનો પરાજય થયો ત્યાં સુધી લગભગ ચાર વર્ષ જર્મન સૈન્યો ત્યાં રહ્યાં. — પૃ૦ ૩૦

16 '**નોવી લૂચ**' (નવીન કિરણ) અને '**નોવાયા ઝીઝ્ન**' (નવજીવન) — મેન્શેવિક અખબારો.

'**દેલો નારોદા**' (લોકહિત) — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીનું અખબાર. — પૃ૦ ૩૧

17 જર્મન સામ્રાજ્યવાદીઓની સામે રક્ષણના ઉદ્દેશે બ્રિટન અને ફ્રાંસ પાસેથી હથિયારો તથા ખાદ્ય સામગ્રી મેળવવાની સામે, ર. સો. ડે. લે. પાર્ટી (બો.)ની સેંટ્રલ કમિટીની ૨૨ ફેબ્રુઆરી, ૧૯૧૮ની મિટિંગમાં, "ઉદ્દામ કોમ્યુનિસ્ટોએ" વ્યક્ત કરેલો વિરોધ. — પૃ૦ ૩૪

18 **કાલ્યાયેવ** — સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીના સમાઘાત જૂથનો સભ્ય જેણે અનેક ત્રાસવાદી કાર્યોમાં ભાગ લીધો હતો. ૧૯૦૫ના ફેબ્રુઆરીની ચોથી (૧૭મી) તારીખે તેણે મોસ્કોના ગવર્નર જનરલ અને ઝારના કાકા ગ્રાન્ડ ડ્યુક સેર્ગેઇ રોમાનોવની હત્યા કરી નાખી. મે માસની ૧૦મી (૨૩મી) તારીખે તેને શ્લીસેલબુર્ગ મુકામે ફાંસી દેવામાં આવી. — પૃ૦ ૩૫

19 જર્મનોએ ૪૮ કલાકમાં જવાબ આપવાની માગણી સાથે સોવિયેત સરકારને મોકલેલી સુલેહની વળી વધારે જુલમી શરતો બાબત ચર્ચા કરવા માટે પાર્ટીની સેંટ્રલ કમિટીની બેઠક ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખે ભરાઈ.

જર્મન શરતોને તત્કાળ સ્વીકારી લેવાની અને કોઈ પણ કિંમતે સુલેહ કરી લેવાની આવશ્યકતા બાબતના લેનિનના આગ્રહનો "ઉદ્દામ કોમ્યુનિસ્ટો" બુખારિન, ઉરીત્સ્કી અને લોમોવે (ઓપ્પોકોવે) વિરોધ કર્યો હતો. લેનિન સાથેના મતભેદના કારણે ત્રોત્સ્કીએ વિદેશી બાબતોના લોક-કમિસાર પદેથી રાજીનામું આપતી જાહેરાત કરી. સ્વેર્દ્લોવ, ઝિનોવ્યેવ અને સોકોલનીકોવ સુલેહ ઉપર સહી કરી લેવાની તરફેણમાં બોલ્યા. પોતાના પ્રથમ પ્રવચનમાં સ્તાલિને એવું સૂચન કર્યું કે સુલેહની વાટાઘાટો શરૂ કરી દેવામાં આવે પણ ઉમેર્યું કે "સુલેહ ઉપર સહી કરી જ દેવી જોઈએ એવી કોઈ જરૂર નથી". લેનિને એવા વલણની ટીકા કરી. પોતાના બીજા પ્રવચનમાં સ્તાલિને સુલેહ ઉપર તત્કાળ સહી કરી લેવાની તરફેણ કરી. લેનિન, સ્તાસોવા, ઝિનોવ્યેવ, સ્વેર્દ્લોવ, સ્તાલિન, સોકોલનીકોવ અને સ્મીલ્ગાએ જર્મન શરતોને તત્કાળ સ્વીકારી લેવાની તરફેણમાં મત આપ્યા; બૂબનોવ, ઉરીત્સ્કી, બુખારિન અને લોમોવે (ઓપ્પોકોવે) વિરોધ કર્યો; ત્રોત્સ્કી, ક્રેસ્તીન્સ્કી, દ્ઝેર્ઝીન્સ્કી અને ઇઓફે તટસ્થ રહ્યા. મતદાન થઈ ગયા પછી "ઉદ્દામ કોમ્યુનિસ્ટોના" જૂથે—બુખારિન, લોમોવ, બૂબનોવ, પ્યાતાકોવ, યાકોવલેવા અને ઉરીત્સ્કીએ—જાહેર કર્યું કે પોતે બધાં પાર્ટી અને સરકારી પદો પરથી રાજીનામાં આપે છે અને પાર્ટીની અંદર તેમ જ આમ જનતામાં વિસ્તૃત આંદોલન ચલાવવાનો અધિકાર સુરક્ષિત રાખે છે.—પૃ૦ ૪૨

20 **સ્તોલીપિન**—ઝારશાહી રાજપુરુષ અને મોટો જમીનમાલિક. ૧૯૦૬થી ૧૯૧૧ સુધી પ્રધાન મંડળનો અધ્યક્ષ તથા ગૃહ-પ્રધાન. તેનું નામ એવા કઠોર રાજકીય પ્રત્યાઘાતના ગાળા સાથે સંકળાયેલું છે જયારે ક્રાંતિકારી આંદોલનને દબાવી દેવા માટે મોતની સજાનો વ્યાપક રૂપે ઉપયોગ કરવામાં આવ્યો હતો (સ્તોલીપિન પ્રત્યાઘાત—૧૯૦૭-૧૦).—પૃ૦ ૪૭

21 જર્મની સાથે સુલેહના સવાલની ચર્ચા કરવા માટે ભરવામાં આવેલી અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિની બેઠક ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૪મી તારીખે સવારે ત્રણ વાગે સ્વેર્દ્લોવના અધ્યક્ષપદ હેઠળ શરૂ થઈ. લેનિનના અહેવાલ ઉપરની ચર્ચામાં મેન્શેવિકો, મવાળ તથા ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓ, અને અરાજકતાવાદીઓએ સુલેહ કરવાનો વિરોધ કર્યો. એ બેઠકમાં જર્મનીની સુલેહની શરતો સ્વીકારી લેવાનો બોલ્શેવિક ઠરાવ ૮૫ વિરુદ્ધ ૧૧૬ મતે પસાર થયો અને ૨૬ સભ્યો તટસ્થ રહ્યા. મત લેવાઈ

રહ્યા હતા ત્યારે મોટા ભાગના "ઉદ્દામ કોમ્યુનિસ્ટો" બહાર ચાલ્યા ગયા હતા. — પૃ૦ ૪૮

[22] આ નિર્દેશ તિલસિત સુલેહ પ્રત્યે છે જે ફ્રાંસ અને પ્રશિયા વચ્ચે ૧૮૦૭ના જુલાઈ માસમાં થઈ હતી અને જેણે પ્રશિયાની ઉપર જુલમી અને અપમાનકારી ફરજો લાદી હતી. પ્રશિયાને પોતાના પ્રદેશનો વિશાળ ભાગ ગુમાવી દેવો પડયો અને દસ કરોડ ફ્રાંકની ખંડણી ભરવી પડી; પોતાની સેનાને ઘટાડીને ૪૦૦૦૦ સૈનિકો પૂરતી મર્યાદિત રાખવાનું, નેપોલિયન માગણી કરે ત્યારે સહાયક સૈન્યો પૂરાં પાડવાનું, અને ઇંગ્લેંડ સાથેનો વેપાર બંધ કરી દેવાનું પણ પ્રશિયાને માથે લેવું પડયું. — પૃ૦ ૫૩

[23] **સમાજવાદી-ક્રાંતિકારીઓ** — ૧૯૦૧ના અંતમાં અને ૧૯૦૨ના આરંભમાં રશિયામાં ઉદ્‌ભવ પામેલી નિમ્ન-મૂડીવાદી પાર્ટીના સભ્યો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન મોટા ભાગના સમાજવાદી-ક્રાંતિકારીઓ સામાજિક-અંધરાષ્ટ્રવાદી વિચારો ધરાવતા હતા.

૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ પછી સમાજવાદી-ક્રાંતિકારીઓ મેન્શેવિકોની જોડે મળીને મૂડીવાદી-જમીનમાલિક કામચલાઉ સરકારનો મુખ્ય આધાર બની રહ્યા અને તેમના નેતાઓએ (આવ્ક્સેન્ત્યેવ, કેરેન્સ્કી અને ચેર્નોવ) એ સરકારમાં પ્રધાનપદ સંભાળ્યાં. જમીનજાગીરોને ખતમ કરી નાખવાની કિસાનોની માગણીને ટેકો આપવાનો તેમણે ઇનકાર કર્યો અને કામચલાઉ સરકારમાં બેઠેલા તેમના પ્રધાનોએ વિશાળ જમીનજાગીરોની ઉપર કબજો કરી લેનારા કિસાનો વિરુદ્ધની દંડયાત્રાઓને મંજૂરી આપી.

તેમનામાંથી અળગા થઈ ગયેલા એક ભાગે કિસાનોમાં પોતાની અસર જાળવી રાખવાના પ્રયાસ રૂપે ૧૯૧૭ના નવેંબરના અંતમાં એક અલગ પાર્ટીની (ઉદ્દામ સમાજવાદી-ક્રાંતિકારીઓની પાર્ટીની) સ્થાપના કરી. તેમણે સોવિયેત સરકારને નામ પૂરતી માન્યતા આપી અને બોલ્શેવિકોની સાથે સમજૂતી કરી. પરંતુ થોડા વખતમાં જ તેમણે સોવિયેત સત્તાની વિરુદ્ધ લડવાનું શરૂ કરી દીધું.

પરદેશી સશસ્ત્ર દખલબાજી અને આંતરવિગ્રહ દરમિયાન સમાજવાદી-ક્રાંતિકારીઓ વિદ્રોહી પ્રવૃત્તિમાં લાગી ગયા અને તેમણે દખલબાજોને તથા વ્હાઇટગાર્ડોને સહાય કરી. તેમણે પ્રતિક્રાંતિકારી કાવતરાંઓમાં ભાગ લીધો અને સોવિયેત સરકારની વિરુદ્ધ તેમ જ કોમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓની

વિરુદ્ધ ત્રાસવાદી કૃત્યો કર્યાં. આંતરવિગ્રહ પૂરો થઈ ગયા પછી તેમણે દેશમાં તેમ જ ભાગેડુ વ્હાઇટગાર્ડોની વચ્ચે સોવિયેત રાજ્યની વિરુદ્ધની પોતાની દુશ્મનાવટભરી પ્રવૃત્તિ ચાલુ રાખી. — પૃ૦ ૫૭

24 ઝારશાહી રશિયામાં વિશિષ્ટ લશ્કરી શાળાઓના સ્નાતકો. — પૃ૦ ૫૯

25 **કાલેદિન, કોર્નીલોવ અને અલેક્સેયેવ** — ઝારશાહી જનરલો, સોવિયેત સત્તાની વિરુદ્ધ પ્રતિક્રાંતિકારી બળવાઓના સંગઠકો. — પૃ૦ ૫૯

26 **નિકોલાઇ રોમાનોવ** — રશિયાનો આખરી સમ્રાટ (૧૮૯૪—૧૯૧૭). — પૃ૦ ૬૨

27 **પેરિસ કોમ્યુન** — પેરિસમાં સર્વહારા ક્રાંતિ દરમિયાન કામદાર વર્ગ દ્વારા સ્થાપવામાં આવેલી ક્રાંતિકારી સરકાર અને સર્વહારા વર્ગની સરમુખત્યારી સ્થાપવાનો પ્રથમ પ્રયાસ. કોમ્યુન ૭૨ દિવસ સુધી કાયમ રહ્યું (૧૮૭૧ના માર્ચની ૧૮મી તારીખથી મેની ૨૮મી તારીખ સુધી). — પૃ૦ ૬૯

28 **પૌલ હીન્ડેનબુર્ગ** — ૧૯૧૪-૧૮ના સામ્રાજ્યવાદી વિશ્વયુદ્ધ દરમિયાન પૂર્વના મોરચે જર્મન લશ્કરનો સેનાપતિ, આગળ જતાં સૈનિક સ્ટાફનો અધ્યક્ષ. સોવિયેત રશિયાની વિરુદ્ધ લશ્કરી દખલબાજીનું સંઘટન કરનારાઓમાંનો એક. — પૃ૦ ૭૯

29 **કોર્નીલોવ બંડ** — ૧૯૧૭ના ઑગસ્ટ માસમાં રશિયન મૂડીદાર વર્ગે કરેલું પ્રતિક્રાંતિકારી ષડ્યંત્ર. તેનો આગેવાન ઝારશાહી જનરલ કોર્નીલોવ હતો અને ઉચ્ચ કક્ષાના અમલદારોએ તેને ટેકો આપેલો. તેઓની યોજના એવી હતી કે યુંકરોની તથા કઝ્ઝાક સૈનિકોની સહાય વડે ક્રાંતિકારી પેત્રોગ્રાદની ઉપર કબજો કરી લેવો, બોલ્શેવિક પાર્ટીને કચડી નાખવી, સોવિયેતોને વિખેરી નાખવી અને લશ્કરી સરમુખત્યારીની સ્થાપના કરવી.

બોલ્શેવિક પાર્ટીની સેંટ્રલ કમિટીની હાકલના જવાબ રૂપે પેત્રોગ્રાદના કામદારો, ક્રાંતિકારી નૌસૈનિકો અને સૈનિકો ક્રાંતિની રક્ષા કરવા ખડા થઈ ગયા અને તેમણે કોર્નીલોવ બંડનો પરાભવ કર્યો. આમજનતાના દબાણના પરિણામે કામચલાઉ સરકારને કોર્નીલોવ તથા તેના મળતિયાઓની ધરપકડ કરવાનું અને તેમની ઉપર કામ ચલાવવાનું વૉરંટ કાઢવું પડયું. આ બનાવ દ્વારા ક્રાંતિને કચડી નાખવાના મૂડીદાર વર્ગના તથા જમીનમાલિકોના પ્રયત્નની નિષ્ફળતા જાહેર થઈ ગઈ. કોર્નીલોવ બંડના પરાભવ પછી આમજનતામાં

બોલ્શેવિક પાર્ટીની અસર સારી પેઠે વધી ગઈ અને દેશભરમાં સોવિયેતોની અંદર બોલ્શેવિક પ્રતિનિધિત્વ વૃદ્ધિ પામ્યું. —પૃ૦ ૮૨

30 આ નિર્દેશ કામેનેવ, ઝિનોવ્યેવ, રીકોવ અને પાર્ટીની સેંટ્રલ કમિટી તેમ જ સોવિયેત સરકારના કેટલાક બીજા સભ્યોના પરાજ્યવાદી વલણ પ્રત્યે છે. ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પછી એ લોકોએ "એકરંગી સમાજવાદી સરકાર"ની સમાજવાદી-ક્રાંતિકારી અને મેન્શેવિકોની માગણીનું સમર્થન કર્યું હતું. —પૃ૦ ૮૨

31 સોવિયેત સરકારે ગુપ્ત રાજદ્વારી દસ્તાવેજો અને રશિયાની ઝારશાહી સરકાર (અને પાછળથી મૂડીવાદી કામચલાઉ સરકાર) તથા બ્રિટન, ફ્રાંસ, ઇટાલી, જાપાન, ઑસ્ટ્રિયા-હંગેરી તેમ જ બીજી સામ્રાજ્યવાદી સત્તાઓ વચ્ચેની ગુપ્ત સંધિઓનું પ્રકાશન કરી દીધું. —પૃ૦ ૯૨

32 **રાસપૂતિન** (૧૮૭૨—૧૯૧૬)—ઝાર નિકોલાઇ બીજાના દરબારમાં ખૂબ પ્રભાવ ધરાવતો એક સ્વાર્થી લેભાગુ. —પૃ૦ ૯૪

33 આ નિર્દેશ ઝાર તરફની વફાદારીના એ શપથ પ્રત્યે છે જેની ઉપર સહી કરવાનું ત્રીજી રાજ્ય દૂમાના બધા જ સભ્યો માટે ફરજિયાત હતું. સામાજિક-લોકશાહીવાદી સભ્યોએ પણ બાકીના સભ્યોની જોડે તેની ઉપર સહી કરી કેમ કે સહી કરવાનો ઇનકાર કરવાથી દૂમાનો મંચ ગુમાવી દેવો પડે એમ હતો અને ક્રાંતિકારી સંઘર્ષ માટે સર્વહારા વર્ગની જમાવટ કરવા ખાતર એ મંચની તેમને જરૂર હતી. —પૃ૦ ૯૬

34 **માક્સ હોફ્મન**—જર્મન જનરલ. ૧૯૧૬ના સપ્ટેંબરમાં તે લશ્કરી સ્ટાફનો અધ્યક્ષ બન્યો, અને પૂર્વના મોરચા ઉપરનાં જર્મન સૈન્યોની સરદારી વસ્તુતઃ તેના હાથમાં હતી. સોવિયેત રશિયા અને ઑસ્ટ્રો-જર્મન સંયુતિ વચ્ચેની બ્રેસ્તની વાટાઘાટોમાં તેણે આગળ પડતો ભાગ લીધો હતો. —પૃ૦ ૯૯

35 જુઓ ટિપ્પણી નં. ૨૨

36 ૧૯૧૮માં ૧૮મી ફેબ્રુઆરીએ થયેલી જર્મન આક્રમણની શરૂઆત અને બ્રેસ્ત-લિતોવ્સ્કમાં ૨૮મી ફેબ્રુઆરીએ થયેલા સોવિયેત પ્રતિનિધિમંડળના આગમન વચ્ચેના સમય પ્રત્યે લેનિન નિર્દેશ કરતા હોય એમ લાગે છે.

માર્ચની ત્રીજી તારીખે સુલેહ ઉપર સહી થઈ ત્યાં સુધી જર્મન આક્રમણ ચાલુ રહ્યું. — પૃ૦ ૧૦૧

37 પેત્લ્યૂરા (૧૮૭૭—૧૯૨૬) — ઉક્રાઈનાનો મૂડીવાદી-રાષ્ટ્રવાદી નેતા. — પૃ૦ ૧૦૭

38 ૧૯૧૮ના ફેબ્રુઆરીની ૨૭મી તારીખે ફ્રેંચ ઓફિસર કોમ્તે દ લુબેર્સાકની જોડે થયેલી પોતાની વાતચીત પ્રત્યે નિર્દેશ. — પૃ૦ ૧૦૮

39 આ નિર્દેશ લશ્કરી બાબતોના લોક-કમિસાર વિભાગે કામદારો અને કિસાનોને મરજિયાત લશ્કરી તાલીમમાં જોડાઈ જવાની કરેલી અપીલ પ્રત્યે છે. એવી તાલીમને મરજિયાત રાખવાનું જરૂરી હતું કેમ કે બ્રેસ્ત-લિતોવ્સ્કની સુલેહની શરતો અનુસાર રશિયન લશ્કરને તદ્દન વિખેરી નાખવાનું હતું. અપીલ ૧૯૧૮ના માર્ચની પાંચમી તારીખે 'ઇઝવેસ્તિયા' અખબારના ૪૦મા અંકમાં પ્રકાશિત થઈ હતી. — પૃ૦ ૧૦૯

40 **કાનોસ્સા** — ઉત્તર ઇટાલીમાં આવેલો એક કિલ્લો જે જર્મન સમ્રાટ હેન્રી ચોથાએ પોતાનાં પાપોના ૧૦૭૭માં પોપ ગ્રેગરી સાતમા સમક્ષ કરેલા પશ્ચાત્તાપના સ્થળ તરીકે પ્રખ્યાત છે. એ ઉપરથી "કાનોસ્સા જવું" એવો પ્રયોગ અસ્તિત્વમાં આવ્યો, જેનો અર્થ છે — અગાઉ જેનો પ્રતીકાર કર્યો હોય એ જ વ્યક્તિ સમક્ષ રાંક બનવું. — પૃ૦ ૧૦૯

41 સોવિયેત સરકાર અને ચતુરંગી જોડાણની સત્તાઓ (જર્મની, ઓસ્ટ્રિયા-હંગેરી, બલ્ગેરિયા અને તુર્કી) વચ્ચે ૧૯૧૭ના ડિસેંબરની બીજી (૧૫મી) તારીખે બ્રેસ્ત-લિતોવ્સ્ક મુકામે થયેલી યુદ્ધ-વિશ્રાંતિની શરતો અનુસાર બેમાંથી કોઈ પણ પક્ષ સાત દિવસની નોટિસ આપીને લડાઈ ફરી વાર શરૂ કરવા મુક્ત હતો. જર્મન લશ્કરી આધિપત્યે એ કલમનો ભંગ કરીને, ફેબ્રુઆરીની ૧૮મી તારીખે, યુદ્ધ-વિશ્રાંતિની જાહેરાત પછી ફક્ત બે જ દિવસ બાદ, આખા મોરચા ઉપર આક્રમણ શરૂ કરી દીધું. — પૃ૦ ૧૧૧

42 આ નિર્દેશ પ્રતિક્રાંતિકારી ઉક્રાઈનિયન રાદા જોડે સુલેહ કરવા પ્રત્યે છે (જુઓ ટિપ્પણી ૩). — પૃ૦ ૧૧૧

43 ૧૨ માર્ચ — અસાધારણ ચોથી અખિલ રશિયન સોવિયેતોની કોંગ્રેસના સુલેહની બહાલી બાબતનો નિર્ણય લેવા માટે બોલાવવામાં આવેલા અધિવેશનની

તારીખ કામચલાઉ રૂપે બારમી માર્ચ નક્કી થઈ હતી. વાસ્તવમાં એ અધિવેશન ૧૯૧૮ના માર્ચની ૧૪—૧૬ તારીખોએ ભરાયું હતું.—પૃ૦ ૧૧૨

44 આ સૂક્તિ નેક્રાસોવની કવિતામાંથી લેવામાં આવી છે. કવિતાનું શીર્ષક છે—રશિયા દેશમાં જિંદગી કોની જીવવા યોગ્ય છે.—પૃ૦ ૧૧૮

45 આ નિર્દેશ મેન્શેવિક અને સમાજવાદી-ક્રાંતિકારી પાર્ટીઓ પ્રત્યે છે જે કામદારો, કિસાનો, અને સૈનિકોના પ્રતિનિધિઓની સોવિયેતોમાં પ્રતિનિધિત્વ ધરાવતી હતી પણ જે થોડા વખતમાં જ પ્રતિક્રાંતિકારી બની ગઈ. ૧૯૧૮ના જૂનની ૧૪મી તારીખે અખિલ રશિયન કેંદ્રીય કાર્યવાહી સમિતિએ એક નિર્ણય લઈને સમિતિમાંથી તેમ જ સ્થાનિક સોવિયેતોમાંથી પ્રતિક્રાંતિકારી સમાજવાદી-ક્રાંતિકારીઓ (મવાળ તથા મધ્યમાર્ગી) તથા મેન્શેવિકોની હકાલપટ્ટી કરી. એ નિર્ણય જૂનની ૧૮મી તારીખે 'ઇઝવેસ્તિયા' અખબારના ૧૨૩મા અંકમાં પ્રકાશિત થયો હતો.—પૃ૦ ૧૨૪

46 કેડેટો—રશિયામાં ઉદાર-રાજશાહીવાદી મૂડીદાર વર્ગની ૧૯૦૫ના ઑકટોબરમાં સ્થપાયેલી મુખ્ય રાજકીય સંસ્થા બંધારણીય-લોકશાહીવાદી પાર્ટીના સભ્યો. મૂડીદારો, સ્થાનિક પરિષદોમાં કામ કરતા જમીનમાલિકો, અને મૂડીવાદી બુદ્ધિજીવીઓ તેના સભ્યો હતા. કેડેટોનો આખરમાં સામ્રાજ્યવાદી મૂડીદાર વર્ગની પાર્ટીમાં વિકાસ થયો. પ્રથમ વિશ્વયુદ્ધ દરમિયાન તેમણે ઝારશાહી સરકારની ધાડપાડુ નીતિને સક્રિય ટેકો આપ્યો. ૧૯૧૭ના ફેબ્રુઆરીની મૂડીવાદી-લોકશાહીવાદી ક્રાંતિ દરમિયાન તેમણે રાજશાહીને બચાવવાની કોશિશ કરી. મૂડીવાદી કામચલાઉ સરકારમાં ચાવીરૂપ ભાગ ભજવતા હોઈને તેઓ જનતાના હિતોની વિરોધી પ્રતિક્રાંતિકારી નીતિને અનુસર્યા. મહાન ઑકટોબર સમાજવાદી ક્રાંતિ પછી તેઓ સોવિયેત સત્તાના કટ્ટર દુશ્મનો બની ગયા અને સોવિયેત રશિયાની વિરુદ્ધનાં તમામ પ્રતિક્રાંતિકારી કદમોમાં તેમ જ દખલબાજીની જેહાદોમાં તેમણે ભાગ લીધો. દખલબાજોના અને વ્હાઇટગાર્ડોના પરાજય પછી કેડેટો પરદેશ ભાગી ગયા અને ત્યાં તેમણે પોતાની સોવિયેત-વિરોધી પ્રતિક્રાંતિકારી પ્રવૃત્તિઓને ચાલુ રાખી.—પૃ૦ ૧૩૨

47 આ નિર્દેશ બ્રેસ્ત-લિતોવ્સ્કની સુલેહની બહાલીના સવાલ અંગેના કામકોવના સહ-રિપોર્ટ પ્રત્યે છે.—પૃ૦ ૧૪૫

48 સુલેહની કલમોમાં શું છે એ બાબત પ્રતિનિધિઓને મુદ્દલ ખ્યાલ નથી એવું બહાનું કરીને મેન્શેવિક માર્તોવે પ્રતિનિધિઓની સરખામણી એવા કિસાનોની જોડે કરી જેની પાસે સ્થાનિક પરિષદોમાં અધિકારીઓ બળજબરીથી એવા કાગળો ઉપર સહી કરાવી લેતા હોય છે જેમાં શું લખ્યું છે એ વિશે કિસાનોને ખબર જ નથી હોતી. — પૃ૦ ૧૪૫

49 વ્પેર્યોદ (આગે બઢો) — એક મેન્શેવિક દૈનિક જેનું પ્રકાશન મોસ્કોમાં ૧૯૧૭ના માર્ચ મહિનામાં શરૂ થયું હતું. — પૃ૦ ૧૬૧

50 **નોઝ્દર્યોવ** — નિકોલાઇ ગોગોલની 'મૃત આત્માઓ' નામક કૃતિનું એક પાત્ર જે ધાકધમકીથી દબડાવતા જમીનમાલિકના પ્રકારને વ્યક્ત કરે છે. — પૃ૦ ૧૭૬

51 આ નિર્દેશ બહિષ્કારવાદ અને તેના બીજા રૂપ અલ્ટીમેટમવાદ પ્રત્યે છે. ક્રાંતિકારી પ્રલાપના પડદા હેઠળ બહિષ્કારવાદીઓએ ત્રીજી દૂમામાંથી સામાજિક-લોકશાહીવાદી સભ્યોને પાછા ખેંચી લેવાની અને કાનૂની ટ્રેડ યુનિયનો, સહકારી મંડળો, વગેરેની સાથેનો સંબંધ તોડી નાખવાની માગણી કરી હતી. — પૃ૦ ૧૮૦

52 ૬(૧૯) ઑગસ્ટ, ૧૯૦૫નું ઝારનું જાહેરનામું એક એવો કાનૂન હતો જેણે રાજ્ય દૂમાની સ્થાપના કરી અને તેને માટેની ચૂંટણીઓનું સંચાલન કરતા નિયમો નિર્ધારિત કર્યા. ઝારની સૂચનાઓ અનુસાર કાનૂનનો ખરડો તૈયાર કરનાર ગૃહ-પ્રધાન બુલીગિનના નામ પરથી એ દૂમા બુલીગિન દૂમા કહેવાઈ. કાનૂનના ખરડા અનુસાર દૂમાના હાથમાં કોઈ જાતની વિધાનાત્મક સત્તાઓ રહેવાની નહોતી પણ તેને ઝારની સલાહકારી સંસ્થા તરીકે અમુક સવાલો ઉપર ફક્ત વિચારણા જ કરવાની હતી. બોલ્શેવિકોએ કામદારો અને કિસાનોને તેનો બહિષ્કાર કરવાની હાકલ કરી. ચૂંટણીઓ થઈ જ નહિ, અને સરકાર દૂમાનું અધિવેશન ન ભરી શકી. — પૃ૦ ૧૮૦

53 એક ઉશ્કેરણીખોરના અહેવાલના આધારે પાંચ બોલ્શેવિક પ્રતિનિધિઓની, ચોથી દૂમાના રશિયન સોશ્યલ ડેમોક્રેટિક લેબર જૂથના સભ્યોની, ૧૯૧૪ના નવેંબરની પાંચમી (૧૮મી) તારીખે, યુદ્ધના સવાલ અંગેના બોલ્શેવિક સંમેલન પછીના દિવસે, ધરપકડ કરવામાં આવી. ઝારશાહી સરકારે બોલ્શેવિક પ્રતિનિધિઓની ઉપર "ઘોર-રાજદ્રોહ"નો આરોપ લગાવ્યો, તેમને સંસદીય નિરાપદતાથી વંચિત કરી દેવામાં આવ્યા, અને જિંદગીભર હદપાર કરીને પૂર્વ સાઇબિરિયા મોકલી દેવામાં આવ્યા. — પૃ૦ ૧૮૪

## વાચકોને

અમારા આ પ્રકાશનના વસ્તુ, ભાષા, રંગરૂપ તથા છપાઈ જેવા પ્રત્યેક અંગ વિશે આપના અભિપ્રાયો મેળવતાં અમને અત્યંત આનંદ થશે. નવાં પ્રકાશનો વિશે આપનાં સલાહસૂચનોનું અમારા કાર્યાલયમાં સાભાર સ્વાગત થશે.


પ્રગતિ પ્રકાશન<br>
૨૧, ઝુબોવ્સ્કી બૂલવાર<br>
મોસ્કો (સોવિયેત સંઘ)

